

## અર્પણ

સુશીલતાથી ગૃહજીવનને ઉજાળતાં
અ. સૌ. વિજયાબહેન ઝીણાભાઈ દેશાઈને

શેષપ્રશ્નનો આ અનુવાદ બંગાળી નવલકથાનો સીધો અનુવાદ છે. આ પુસ્તક છપાઈને પ્રકટ થાય છે, ત્યાં સુધીમાં "શેષપ્રશ્ન" નો હિંદી અને મરાઠીમાં અનુવાદ થયો જ નથી. એટલે આ અનુવાદ મરાઠી અથવા હિંદીભાષા ઉપરથી ઉતારવાનો તો પ્રશ્ન જ રહેતો નથી.

શરદબાબુની અનેક કૃતિઓમાં બંગાળમાં અત્યંત વખણાયેલી એવી કૃતિ હોય તો તે આ નવલકથા શેષપ્રશ્ન છે. ઘણા જ અલ્પકાળમાં એની ચાર ચાર આવૃત્તિઓ થઈ જવા પામી છે. એ ઉપરથી એ પુસ્તક બંગાળીઓમાં કેટલું પ્રિય થઈ પડયું હશે, તે સહજ સમજી શકાય એવું છે.

શરદબાબુની નવલકથાનાં પાત્રો એ સજીવ પાત્રો છે. મનુષ્યના ભાવોનું અતિસૂક્ષ્મપણે પૃથક્કરણ કરવામાં શરદબાબુની કલમ અજોડ છે. એજ અજોડતા તેમની નવલકથાનાં પાત્રોમાં પણ નજરે પડે છે.

તેમની આ નવલકથાનું એક સુંદર પાત્ર તે આશુબાબુ છે. એકાદ શ્રીમંત છતાં વિચારવાન, પ્રેમાળ અને સ્વભાવે ઉદાર કહી શકાય એવું પાત્ર જો તમે શોધતા હો, તો આ આશુબાબુના પાત્રને પકડી લો. અઢળક શ્રીમંતાઈ છતાં, અતિશય નિરભિમાનવૃત્તિ એ તેમનું ભૂષણ છે. એવા જ અંતરના ઉલ્લાસથી તે પોતાના સાથીઓને સંગ્રહે છે. તેમની આ ઉદારતા શિવનાથ નામના એક ચારિત્રહીન ગૃહસ્થને પણ પોતાને ત્યાં આમંત્રે છે. શિવનાથનું પાત્ર એક અત્યંત બેદરકારી ભર્યા જીવન જીવનારનું દશ્ય રજૂ કરે છે અને તે એવી જ બેદરકારી અને નઠોરતાથી છેવટે સુખી ઘરમાં દીવાસળી મૂકે છે.

અક્ષય, હરેન્દ્ર અને અવિનાશબાબુ એ ત્રણે આ નવલકથાનાં બીજા મહત્વનાં પાત્રો છે. પરંતુ તેમાં ખૂબી એ છે કે દરેકનું જીવન ભિન્ન ભિન્ન પ્રકારનું છે. અક્ષય એક રાષ્ટ્રિય અને ધર્મક્રિય મનોવૃત્તિનો માણસ છે.

# નિવેદન

દરેક ભાષામાં આજે નવયુગના વિચારોને ઝીલતાં પુસ્તકો લખાય છે. એવું જ એક નવયુગના વિચારોથી, ઓતપ્રોત બનેલું પુસ્તક શેષપ્રશ્ન છે. એના લેખક છે મહાન બંગાળી નવલકથાકાર શ્રીયુત શરદબાબુ. શરદબાબુની નવલકથાઓ એ ગઈ કાલની વાતો નથી એ તો આજની સૃષ્ટિનું જીવતું જાગતું ગૃહજીવનનું એક દૃશ્ય છે. એમની નવલકથાનું દરેક પાત્ર વાંચકને એક સજીવ સૃષ્ટિમાંજ ખેંચી જાય છે, અને વાંચકને, જાણે પોતે પણ એ નવલકથાના વાતાવરણમાં મહાલતો ન હોય તેવો જ ભાસ કરાવે છે.

બંગાળી ટીકાકારો કહે છે કે, શરદબાબુની કલમની આ ખૂબી જો તેમની કોઈપણ નવલકથામાં સંપૂર્ણપણે ઉતરી હોય, તો તે શેષપ્રશ્નમાં ઊતરી છે.

શરદબાબુનાં બંગાળી પુસ્તકોના મોટે ભાગે મરાઠી અને હિંદીમાં અનુવાદો થઈ ગયા છે. એ મરાઠી અને હિંદી અનુવાદો ઉપરથી શરદબાબુનાં પુસ્તકો ગુજરાતીમાં ઉતારવામાં આવે છે. ગુજરાતીમાં અનુવાદ કરતાં ઘણી વખતે અનુવાદકો પાત્રોનાં નામો, પુસ્તકોનાં નામો અને પ્રસંગો પણ ફેરવી નાંખે છે. આમ થવાથી મૂળ પુસ્તકના ભાવો નાશ પામે છે.

# નિવેદન

દરેક ભાષામાં આજે નવયુગના વિચારોને ઝીલતાં પુસ્તકો લખાય છે. એવું જ એક નવયુગના વિચારોથી, ઓતપ્રોત બનેલું પુસ્તક શેષપ્રશ્ન છે. એના લેખક છે મહાન બંગાળી નવલકથાકાર શ્રીયુત શરદબાબુ. શરદબાબુની નવલકથાઓ એ ગઈ કાલની વાતો નથી એ તો આજની સૃષ્ટિનું જીવતું જાગતું ગૃહજીવનનું એક દૃશ્ય છે. એમની નવલકથાનું દરેક પાત્ર વાંચકને એક સજીવ સૃષ્ટિમાંજ ખેંચી જાય છે, અને વાંચકને, જાણે પોતે પણ એ નવલકથાના વાતાવરણમાં મહાલતો ન હોય તેવો જ ભાસ કરાવે છે.

બંગાળી ટીકાકારો કહે છે કે, શરદબાબુની કલમની આ ખૂબી જો તેમની કોઈપણ નવલકથામાં સંપૂર્ણપણે ઉતરી હોય, તો તે શેષપ્રશ્નમાં ઉતરી છે.

શરદબાબુનાં બંગાળી પુસ્તકોના મોટે ભાગે મરાઠી અને હિંદીમાં અનુવાદો થઈ ગયા છે. એ મરાઠી અને હિંદી અનુવાદો ઉપરથી શરદબાબુનાં પુસ્તકો ગુજરાતીમાં ઉતારવામાં આવે છે. ગુજરાતીમાં અનુવાદ કરતાં ઘણી વખતે અનુવાદકો પાત્રોનાં નામો, પુસ્તકોનાં નામો અને પ્રસંગો પણ ફેરવી નાંખે છે. આમ થવાથી મૂળ પુસ્તકના ભાવો નાશ પામે છે.

શેષપ્રશ્નનો આ અનુવાદ બંગાળી નવલકથાનો સીધો અનુવાદ છે. આ પુસ્તક છપાઈને પ્રકટ થાય છે, ત્યાં સુધીમાં "શેષપ્રશ્ન" નો હિંદી અને મરાઠીમાં અનુવાદ થયો જ નથી. એટલે આ અનુવાદ મરાઠી અથવા હિંદીભાષા ઉપરથી ઉતારવાનો તો પ્રશ્ન જ રહેતો નથી.

શરદબાબુની અનેક કૃતિઓમાં બંગાળમાં અત્યંત વખણાયેલી એવી કૃતિ હોય તો તે આ નવલકથા શેષપ્રશ્ન છે. ઘણા જ અલ્પકાળમાં એની ચાર ચાર આવૃત્તિઓ થઈ જવા પામી છે. એ ઉપરથી એ પુસ્તક બંગાળીઓમા કેટલું પ્રિય થઇ પડયું હશે, તે સહજ સમજી શકાય એવું છે.

શરદબાબુની નવલકથાનાં પાત્રો એ સજીવ પાત્રો છે. મનુષ્યના ભાવોનું અતિસૂક્ષ્મપણે પૃથક્કરણ કરવામાં શરદબાબુની કલમ અજોડ છે. એજ અજોડતા તેમની નવલકથાનાં પાત્રોમાં પણ નજરે પડે છે.

તેમની આ નવલકથાનું એક સુંદર પાત્ર તે આશુબાબુ છે. એકાદ શ્રીમંત છતાં વિચારવાન, પ્રેમાળ અમે સ્વભાવે ઉદાર કહી શકાય એવું પાત્ર જો તમે શોધતા હો, તો આ આશુબાબુના પાત્રને પકડી લો. અઢળક શ્રીમંતાઇ છતાં, અતિશય નિરભિમાનવૃત્તિ એ તેમનું ભૂષણ છે. એવા જ અંતરના ઉલ્લાસથી તે પોતાના સાથીઓને સંગ્રહે છે. તેમની આ ઉદારતા શિવનાથ નામના એક ચારિત્રહીન ગૃહસ્થને પણ પોતાને ત્યાં આમંત્રે છે. શિવનાથનું પાત્ર એક અત્યંત બેદરકારી ભર્યા જીવન જીવનારનું દશ્ય રજૂ કરે છે અને તે એવી જ બેદરકારી અને નઠોરતાથી છેવટે સુખી ઘરમાં દીવાસળી મૂકે છે.

અક્ષય, હરેન્દ્ર અને અવિનાશબાબુ એ ત્રણે આ નવલકથાનાં બીજા મહત્વનાં પાત્રો છે. પરંતુ તેમાં ખૂબી એ છે કે દરેકનું જીવન ભિન્ન ભિન્ન પ્રકારનું છે. અક્ષય એક રાષ્ટ્રિય અને ધર્મપ્રિય મનોવૃત્તિનો માણસ છે. પણ તે એક ખરેખરો ઉગ્ર અને ચુસ્ત ચારિત્રવાળો છે, જ્યારે હરેન્દ્ર એના જેવો જ વિચારનો પણ હસમુખો છે, અને અવિનાશ બંનેની વચ્ચેની મનોવૃત્તિનો આભાષ આપે છે.

આગ્રા પશ્ચિમ હિંદનું જાણીતું શહેર છે. અહીં ઘણા બંગાળી કુટુંબો આવીને વસ્યા હતા. આ સઘળા કુટુંબો અહીં એકજ વખતે આવ્યા ન હતા. કોઇ કયારે તો કોઇ કયારે આવ્યું હતું. કોઇ વેપાર-ધંધાને માટે આવ્યા હતા, તો કોઈ નોકરી ચાકરી માટે આવીને રહ્યા હતા. અહીં બંગાળીઓને ઘણું જ ફાવી ગયું હતુ. કોઈ કોઈવાર કોલેરા અને પ્લેગનો ઉપદ્રવ થતો હતો. તે સિવાય અહીનું જીવન શાંત અને આનંદી હતું.

અહીં મોગલ બાદશાહના સમયની સંખ્યા બંધ ઇમારતો હતી. અમીર ઉમરાવોની કબરો પણ પુષ્કળ હતી. કેટલીક કબરો ભાંગીતુટી અવસ્થામાં હતી પણ કેટલીક કબરો તો હજી જાણે કાલેજ ન બંધાઈ હોય, તેવી સારી સ્થિતિમાં હતી. એ સર્વને મોખરે કળા કારીગરીના શિરતાજ સમો તાજમહેલ ઉભો હતો. અહીંના રહેવાસીઓએ આ જુદા જુદા સ્થળો કેટલીય વાર જોયા હતા.

આથી હવે તેમને તાજમહેલ કે એ કબરોમાં કાંઇ નવીનતા જેવું લાગતું નહતું. સાંજે જ્યારે ઝાખું અંધારૂ ત્યાં ફરી વળતું અને ચાંદની ધીમે ધીમે રેલી રહેતી, ત્યારે ત્યાંનો દેખાવ અપૂર્વ બની જતો. યમુનાના મૃદુ પ્રવાહ ઉપરથી આમથી તેમ ચાંદનીના ચમકારા પસાર થઇ જતા, અદ્‌ભુત એવું રમણીય દશ્ય નજરે પડતું. કવિઓ અને વિદ્વાનોએ જેની સુંદરતા પર મોહ પામીને અનેક કાવ્યો લખ્યા છે, અને નાના પ્રકારે જેનુ વર્ણન કર્યું છે, એ તાજમહેલ અને ત્યાંનું સૌંદર્ય સંધ્યાકાળે અહીં ઉભા રહીને અવલોકનારની દષ્ટિ હરી જતી,

તેમનું મિત્રોની સાથેનું વર્તન ખૂબ જ ભાઈચારાવાળું હતું. જ્યારે જ્યારે તેમના મિત્રો આવતા, ત્યારે કાંઈ પણ સંકોચ વિના તેઓ આશુબાબુને ત્યાના હારમોનિયમ, ફોનોગ્રાફ વગેરેનો ઉપયોગ કરતા. ઘણીવાર આશુબાબુ જાતે બધાને સાથે લઈને, પોતાના ઘરમાં ફેરવીને તેમને પ્રેક્ષણીય ચીજો પણ બતાવતા હતા આમ તેમનો સબંધ વધુ અને વધુ દ્રઢ થતો જતો.

આશુબાબુ એક પરદેશી શ્રીમંત હતા, પરંતુ તેમની આ નિખાલસતાથી તેઓ અહીના વતનીઓના એકદમ પરિચયમાં આવી ગયા અને એકાદ બે સપ્તાહમાં જ તેમની વચ્ચે ઘરવટ જેવો સંબંધ બંધાઈ ગયો.

આશુબાબુની સાથેનો લોકોનો પરિચય ખુબ જ વધી ગયો હતો, છતા તેઓ બ્રાહ્મસમાજી છે કે હિંદુ છે, એ કોઈ જાણતુ ન હતું. આશુબાબુ બ્રાહ્મસમાજી છે કે હિંદુ છે, એ જાણવાને લોકો ઉત્સુકતો હતા જ, પરંતુ શરમાળપણાને લીધે કોઈ આશુબાબુને આ સબંધમાં ખુલ્લેખુલ્લો પ્રશ્ન કરી શકતું ન હતું વળી બંગાળાને મુકાબલે તેઓ અહી પરદેશમાં વસતા હતા, એટલે અહી કોણ કયો ધર્મ પાળે છે, એ જોવાની પણ કોઇને જરૂર ન હતી માત્ર બંગાળી તરીકે પરસ્પર પ્રેમભાવે વર્તવું, એ જ અહી વધારે જરૂરી હતુ

કેટલાક લોકોને આશુબાબુના આચાર વિચાર ઉપરથી એમ લાગતું હતું, કે તેઓ બ્રાહ્મસમાજી છે. આશુબાબુ આચાર વિચાર અને ખાનપાનમાં ખુબ જ છૂટ ભોગવતા હતા. આવી છુટ લગભગ દરેક સુશિક્ષિત બંગાળી હિંદુઓમાં સામાન્ય હતી. તેમને ત્યાં હિંદુ રસોઇયા સાથે મુસલમાન બબરચી પણ હતો. જો કે આ વાત બધા જ કાંઈ જાણતા ન હતા, છતાં આશુબાબુ ખાનપાનમાં જે છુટછાટ ભોગવતા હતા, તે ઉપરથી બધાને એમ તો લાગતું હતું, કે કદાચ તેઓ બ્રાહ્મસમાજી ન હોય, તો પણ સમાજમાં રહ્યા છતાં; તેમણે

સમાજની સંકુચિતતાનો ત્યાગ કરી દીધો છે અને જુના વિચારો અને જુના રિવાજોના બંધનોમાથી તેમણે મુકિત મેળવી લીધી છે. એમ માની લેવાનું બીજું કારણ એ પણ હતું, કે મનોરમાને આટલી મોટી થયા છતાં, હજી કુંવારી રાખી હતી અને તેને તેમણે કોલેજનું શિક્ષણ પણ અપાવ્યું હતુ.

અવિનાશ મુકરજી આગ્રામાં વસતા બંગાળીઓમાં એક જાણીતા ગૃહસ્થ હતા. તેઓ અહીની કોલેજના પ્રોફેસર હતા. તેમની સ્ત્રીનું કેટલાક સમય ઉપર મરણ થયું હતું. તેમને એક છોકરો હતો. તેની ઉમર દસેક વર્ષની હતી. અવિનાશ કોલેજમાં નોકરી કરતા. એ સિવાય બીજી કાંઈ ખટપટોમાં તે પડતા નહિ. અને નોકરી સિવાયનો બાકીનો વખત ઘરના માણસો સાથે શાંતિ અને આનંદમાં પુરો કરતા તેમનું જીવન એક માર્ગી અને સુખી હતુ.

આજથી બેએક વર્ષ ઉપર તેની સાળી તેને ત્યાં આવીને રહી હતી. એ બાઇ મેલેરીયાથી પીડાતી હતી, અને હવાફેર માટે અહી આવી હતી. અહીના હવાપાણી ને ઔષધોથી તેની પ્રકૃતિ સુધરી ગઇ હતી, પરંતુ અવિનાશબાબુની વિનંતિ ઉપરથી તે પોતાને ઘેર પાછી ગઈ ન હતી.

અવિનાશબાબુની સ્ત્રી મરણ પામ્યા પછી, તેમણે ફરી લગ્ન કર્યું ન હતું. તેથી ઘર સભાળવા તેમને એક સ્ત્રીની જરૂર તો હતી જ. આ તેમની સાળીએજ હમણા ઘરનો સઘળો ભાર ઉપાડી લીધો હતો. ઘણા માણસો વિધવા સાળીને પોતાના જ ઘરમાં રાખી પાડવા માટે, અવિનાશ-બાબુની ટીકા પણ કરતા અને કેટલાક મિત્રો તો ટોળ પણ કરતા, પરંતુ અવિનાશબાબુ એ ટીકા કે મશ્કરીને લેખતા ન હતા.

અવિનાશનો તેની સ્ત્રી ઉપર ભારે પ્રેમ હતો. તેણે તેની સ્ત્રીની જુદા જુદા પોષાકમાં સંખ્યાબંધ છબીઓ પડાવી હતી. આ સઘળી છબીઓ તેણે ઠેકઠેકાણે ભીંતો ઉપર ટાંગી મુકી હતી. દીવાનખાનાની

દીવાલ ઉપર તેની સ્રીનો ઓઈલ પેઈન્ટીંગ કરેલો મોટો ફોટો ટાંગેલો હતો. અવિનાશ દર બુધવારે આ સ્રીને પુષ્પમાળા પહેરાવતા હતા, કારણકે બુધવાર એ તેમની પત્નીનો મૃત્યુવાર હતો.

અવિનાશ ખુશ મિજાજી અને લહેરી હતા. પાસા રમવાના તે શોખીન હતા. જે દિવસે સ્કુલ કોલેજ બંધ હોય, ત્યારે તેમને ત્યાં મિત્રોનું ટોળું જામતું. જાત જાતની રમતો ચાલતી અને નવા નવા વિષયો ઉપર ચર્ચાઓ થતી. આજે તહેવાર હતો. શાળા પાઠશાળાઓ અને કોર્ટ કચેરી વગેરે સઘળું બંધ હતું. તેથી જમ્યા પછી બધા મિત્રો તેમને ત્યાં આવીને આજે ભેગા થયા હતા.

બે ત્રણ માણસો દીવાનખાનામાં નીચે બેસીને પાસા રમતા હતા. થોડાક માણસો તેમની પાસેના ખાટલા ઉપર બેસીને એ રમત જોઇ રહ્યા હતા. બીજા બધા એક સ્થળે બેસીને સરકારી કામકાજ ઉપર ચર્ચા ચલાવી રહ્યા હતા. ચર્ચામાં વચ્ચે વચ્ચે સરકારી અધિકારીઓની બુદ્ધિ અને કાર્યોની વધારે પડતી ટીકા પણ થતી હતી અને સરકારનો તીવ્ર વિરોધ પણ થતો હતો.

આમ ચાલી રહ્યું હતું, એટલામાં એક મોટર આવીને અવિનાશબાબુના બારણામાં ઉભી રહી. થોડીવારે આશુતોષબાબુ મોટરમાંથી નીચે ઉતર્યા. તેમની સાથે મનોરમા પણ હતી. આશુબાબુએ મનોરમાને લઇને અવિનાશબાબુના દીવાનખાનામાં પ્રવેશ કર્યો. તેમને અચાનક આવેલા જોઇને બધા એકદમ વાતચીત કરતા થંભી ગયા. સરકાર સામે બોલાઇ રહેલા વિરોધના વાક્યો સમી ગયા અને આશુબાબુના મોઢા સામે બધા તાકીને જોઈ રહ્યા.

અવિનાશબાબુ આગળ આવ્યા અને તેમણે આશુતોષબાબુને પ્રણામ કર્યા. અવિનાશબાબુ બોલ્યા : ભલે આવ્યા' આજે કાંઇ તમારા પગલાં અમારે ત્યાં થયા' પણ આવે કઢંગે સમયે કેમ વારૂં આપનું આવવું થયુ? અવિનાશબાબુએ આ શબ્દો બોલતા બોલતા મનોરમાને બેસવાને માટે એક ખુરસી આગળ કરી આપી

આશુબાબુ તો પોતાની મેળે જ ત્યાં પડેલી આરામચેર ઉપર બેસી ગયા. તેમના પ્રચંડ સ્થુલ દેહથી ખુરસી ભરાઈ ગઈ. તેઓ કોઈ પણ કારણ વિના ઘર ગાજી ઉઠે, એમ મોટેથી હસ્યા, હસતા હસતા તેમણે કહ્યું : 'આ કઢંગો સમય છે ? હશે ! આજે મને વધારે વાત કરવાનો સમય નથી, નહિ તો હું વધુ રોકાયો હોત, પણ આજે તો મારે હમણાં જ ઉઠવું પડશે !'

આશુબાબુ આમ ઓચિંતા શા માટે આવ્યા હશે. એ જાણવા સઘળા અધિરા થઈ રહ્યા હતા, એટલામાં આશુબાબુ બોલ્યા : 'મારે એક વિનંતિ કરવાની છે અને એ વિનંતિ સ્ત્રીબાળકો પણ સ્વીકારે, એટલા માટે હું મનોરમાને સાથે લઈ આવ્યો છું કાલે વિશ્રાંતિનો દિવસ છે. એટલે સાંજે મેં મારે ત્યાં સંગીતનો જલસો રાખ્યો છે, એ જલસામાં પધારવા માટે સર્વેને આમંત્રણ છે. જલસો પુરો થયા પછી ભોજન પણ બધાંએ ત્યાં જ લેવાનું છે'

જરાવાર રહી આશુબાબુ મનોરમા તરફ જોઈને બોલ્યા : "મનોરમા ! તમે અંદર જઈને સ્ત્રીઓને આમંત્રણ આપી આવો. જાઓ જલદી કરો. આજે વિલંબ કરવો પાલવે એમ નથી. સ્ત્રીઓના આવવાથી આપણું ઘણું કામ ઓછું થઈ જશે રીફ્રેશમેન્ટની ચીજો બનાવવામાં પણ તેમની સેવા ઘણી ઉપયોગી થઈ પડશે, હું ધારું છું કે કોઈને પોતાના ઘરની સ્ત્રીમંડળીને મોકલવામાં વાંધો તો નહિ હશેને !"

બધાએ એક સાથે કહ્યું : "ના ના, એમાં અમને કોઈ જાતનો વાંધો નથી !" આશુતોષબાબુ આ પ્રતિ ઉત્તર સાંભળીને ખુશ થઈ ગયા, તેમણે મનોરમાને કહ્યું, "જો મણિ ! તારે દરેક ઘેરે સ્ત્રી વર્ગમાં પહોંચી જવાનુ છે અને તેમને કઈ કઈ વાનીઓ ખૂબ ભાવે છે, અને તેઓ શું ખાવાની ઇચ્છા રાખે છે, તે પૂછી લેવાનું છે !" મનોરમા તરફથી મોં ફેરવી લઈને કંઈક અવિનાશબાબુને અને કંઈક બીજા બધાઓને ઉદ્દેશીને તેઓ બોલ્યા : 'દરેક ઘેર ફરી ફરીને તેમને શી શી વાનીઓ

પસંદ છે, એ જાણી લેતા આજે મને સાંજ પડી જવાની છે. હવે ઉતાવળ કર્યા વિના પત્તો લાગવાનો નથી!"

મનોરમા આ સાભળીને એકદમ ઉઠી. તે ઘરમાં અંદર જતી હતી, એટલામાં અવિનાશબાબુ બોલ્યા: "ઘણો સમય થયા મારૂં ઘર તો સ્ત્રી વગરનું છે. મારી સાળી ઘરમાં છે તે બિચારી વિધવા છે. અમને બંનેને સંગીતનો ભારે શોખ છે એટલે અમે આવીશું તો જરૂર, પરંતુ ભોજનને માટે તમારે ત્યાં રોકાવા "

આશુબાબુ વચ્ચે જ બાલી ઉઠ્યા, 'ના ભાઇ' તમારા વગર ચાલવાનુ નથી. અવિનાશબાબુ! તમારે મારે ત્યાં જમવા માટે જરાપણ સંકોચ રાખવાની જરૂર નથી અમારે ત્યાં ખાનપાનમાં બહુ ચોકખાઈ રહે છે અને અમારી મણિ તો માંસ, માછલાં ખાતી જ નથી?"

આશુબાબુ બોલ્યા: "પહેલાં બધું ખાતી હતી પરંતુ હવે કાંઈ વાપરતી નથી બાબાજીને માંસમાંછલા ખાવા પસંદ ન હોવાથી, મનોરમાએ પણ તે ખાવા છોડી દીધા છે બાબાજી એક સન્યાસવૃત્તિના મનુષ્ય છે! અને .."

પિતાના આ શબ્દો સાંભળી એ ક્ષણોમાં તો મનોરમાનું મુખ રક્તવરણું થઇ ગયું. પિતાના અધુરા વાક્યને વચ્ચે જ અટકાવીને મનોરમા બોલી, 'બાબા! બધુ જ શું તમે જ્યા ત્યા કહેતા ફરો છો. વારૂં?'

આશુબાબુ મનોરમાના આ શબ્દો સાભળીને સડ થઇ ગયા. મનોરમાના કંઠમાં હંમેશા જે મધુરતા હતી. તે ઓગળી ગઇ હતી અને તેને સ્થાને તીખાશ ફરી વળી હતી. આશુબાબુ હવે શું બોલવું તે સમજી શકયા નહિ.

મનોરમાને ખૂબ ક્રોધ ચઢયો હોય એમ લાગ્યું. આશુબાબુ અને અવિનાશબાબુ વચ્ચેની વાતચીત લાંબો વખત ચાલી નહિ. બેચાર મિનિટ તેઓ સ્તબ્ધ થઇને જડની માફક બેસી રહ્યા. મનોરમાનું મુખ પણ ઉદાસ અને ખીન્ન થઇ ગયુ હતું. મનોરમાને ક્રોધ ચઢયાથી સઘળાના મન ઉપર જાણે એક પ્રકારની ઉદાસીનતા ફરી વળી હતી થોડીવાર પછી આશુબાબુ અને મનોરમા બધાની રજા લઇને ત્યાંથી ચાલ્યા ગયા.

આશુબાબુના ગયા પછી પણ થોડો સમય બધાના હૃદય ઉપર ફેલાએલી વ્યગ્રતા કાયમ રહી. જો કે કોઇ કોઇને સ્પષ્ટ રીતે કાંઇ પૂછતું ન હતું, પરંતુ આશુબાબુએ બાબાજીનું નામ દીધું હતું, એ બબાજી કોણ હશે; એ પ્રશ્ન બધાને મુંઝવતો હતો. આજ સુધી સૌ કોઇને એમ જ ખબર હતી કે આશુબાબુને પુત્ર ન હતો અને મનોરમા એ તેમની એકની એક કુંવારી પુત્રી હતી, મનોરમા વિવાહીતા હોય એવા પણ કોઇ ચિન્હ ન હતા. આ સબંધમાં ખૂલ્લી રીતે કોઇએ કોઇને પ્રશ્ન કર્યો નહિ: કે એ બાબતની કાંઇ ચર્ચા પણ થઇ નહિ, છતા બધાને અંદરખાને બાબાજી કોણ હશે, એ જાણવાની ઉત્કંઠા થયા વિના રહી નહિ.

બધાને એમ પણ લાગ્યું હતું કે આ સાધુવૃત્તિના બાબાજી કોઇ સાધારણ માણસ હોવા ન જોઇએ કારણકે તેની કાંઇ મનોરમાને માંસ માછલાં ન ખાવા, એવી આજ્ઞા ન હતી, પણ માત્ર તેને માંસ માછલાં પસંદ ન હોવાને લીધે જ, શીખેલી ભણેલી, વૈભવમાં ઉછરેલી અને નવ્યુવાતીને આરે પગલા માંડતી મનોરમાએ માંસ માછલાનો ત્યાગ કરી દીધો હતો.

વળી બાબાજીનું નામ સાંભળીને મનોરમા શરમાઇ ગઇ હતી અને તેનું મોઢું લોહીવરણું બની ગયુ હતું છતાં તે શરમાઈ ગઇ છે, 'એવું' બહાર ન જણાઇ આવે એવો તેણે પ્રયત્ન કર્યો હતો. મનોરમાને ક્રોધ ચઢેલો જોઇને આશુબાબુ પણ ફીકા પડી ગયા હતા. આ બધી પરિસ્થિતિના ભીતરમાં શુ ભેદ છુપાયો હશે, એ જાણવાની વૃત્તિએ બધાને ચિત્તને વ્યગ્ર બનાવી દીધા હતા. આશુબાબુએ મનોરમાને લઇને અવિનાશબાબુના દીવાનખાનામાં પગ મુકયો, ત્યારે તેમનો સત્કાર કરતી વખતે જે ઉત્સાહ અને આનંદ બધાના મુખપર તરવરી રહ્યો હતો, તે હમણા ન હતો અને તેને બદલે એક પ્રકારની નાજુક દીલગીરી બધાના મુખમંડળને ઘેરી વળી હતી.



"ના ! ના ! એવું કંઈ નથી !" અવિનાશબાબુ બોલ્યા, તેમણે ક્ષણવારમાં પોતાના મોઢા ઉપરનો આશ્ચર્યનો ભાવ બદલી નાંખ્યો અને તેઓ મોટેથી હસવા લાગ્યા. પરંતુ બીજા અથિથાઓ એટલી ઉદારતા દાખવી શકયા નહિ. તેમના મોઢા ઉપર એક સરખો દીલગીરી અને ક્રોધ વ્યાપી રહ્યો હતો. અતિથિઓની આ મનોવૃત્તિથી મનોરમા અને આશુતોષબાબુને જરા ખોટું લગ્યુ, એટલું જ નહિ, પણ અવિનાશબાબુ કે જેઓ સદાયે હસમુખા રહેવાને ટેવાયલા હતા, તેમને પણ ખેદ થયો.

તે પછી તેમની વચ્ચે કાંઈ વધારે ઓછી વાત થઈ નહિ. થોડીવારમા દીવાનખાનામાંથી સંગીતકારનો અવાજ આવવા લાગ્યો અને એક માણસે આવીને કહ્યું : "બધી તૈયારી પુરી થઈ ગઈ છે હવે આપ લોક પધારો, તો સંગીત શરૂ કરી દઈએ"

બધા જઈને દીવાનખાનામાં બેઠા ગાયન શરૂ થયું. ઉસ્તાદ અમીરખાંએ સારી ઉસ્તાદી ચીજો સંભળાવી બધાને ખુશ ખુશ બનાવી દીધા. ઉસ્તાદજી ગાઈ રહ્યા પછી શિવનાથબાબુએ એક ચીજ લલકારી ! શિવનાથના કંઠસ્વરથી આખો ઓરડો આનંદમાં તલ્લીન બની ગયો તેના તાન પલટા જેટલા સુંદર હતા, તેટલોજ તેનો કંઠ મધુર હતો. શિવનાથનું સંગીત એટલું તો મનોહર થયું, કે તેના વખાણની ચારે બાજુએ છાકમછોળ ઉડી રહી. તેના ગાન ઉપરથી એમ લાગતું હતું કે તે સંગીતનો પારગામી હતો અને એ વિદ્વાન્ તેને અસાધારણ જ્ઞાન હતું.

શિવનાથ સારો સંગીતકાર હતો. એટલું જ નહિ પણ તે કાવ્યના ભાવ પ્રકટ થાય, એવી રીતે ગાઈ શકતો. તેનો સુર સરળ અને મધુર હતો અને ગાતી વખતે ગાયનમાં દર્શાવેલો ભાવ તેના મોઢા ઉપર રમી રહેતો શિવનાથબાબુના સંગીતથી અતિથિઓ એટલા બધા ખુશ થઇ ગયા, કે તેમણે તેમના બંને હાથ ઉંચા કરીને શિવનાથબાબુના ઉપર અભિનંદનનો વરસાદ વરસાવી મુકયો. અતિથિઓ તો શું પણ ખુદ

અમીરખાં પોતે પણ ખુશ થઇ ગયો. તે બોલ્યો: ' ઓહ ! એસા ગાના હમને કભી નહિ સુના ''

મનોરમા સ્વભાવે જ સંગીતપ્રિય હતી. ગાવા બજાવવાનો તેને ભારે શોખ હતો. જો કે તેને સંગીતનું ઊંડું જ્ઞાન ન હતું. શિવનાથના ગાનાએ તેના ઉપર એટલી બધી અસર કરી હતી, કે તેની બને આંખો જલથી ભરાઇ ગઇ. મનોરમા પોતાની અશ્રુથી ભરેલી આંખો અતિથિઓથી છુપાવવાનો પ્રયત્ન કરતી, ત્યાંથી મોઢું ફેરવીને ઉઠી ગઈ. અવિનાશબાબુ બોલ્યા: "શિવનાથબાબુનુ આજનું સંગીત ખરેખર તુલના ન થઇ શકે એવું છે. મને લાગે છે કે શિવનાથબાબુએ સંગીત વિદ્યામાં એક વરસમાં ઘણી સારી પ્રગતિ કરી છે."

હરિન્દ્ર બોલ્યા: તદ્દન ખરૂં છે."

અક્ષયબાબુ ઇતિહાસનો અધ્યાપક હતો. તેનું ચારિત્ર્ય સ્ફટિક જેવું નિર્મળ હતું. ગાવા બજાવવાને પરિણામે માણસો નીતિ વિનોના થઈ જાય છે અને ચારિત્ર્ય ભ્રષ્ટ બને છે, એમ તે માનતો હતો. તેનો સંગીત ઉપરનો તિરસ્કાર આવા વિચારોથી વધુ દૃઢ બન્યો હતો. અક્ષયબાબુ પોતે શુદ્ધ હતો, એટલું જ નહિં; પરંતુ તે પોતાના સહયોગીઓનું પણ ચારિત્ર્યશુદ્ધ હોય એવું ઇચ્છતો અને તે માટે તે કડક દેખરેખ રાખતો.

અક્ષયબાબુ શિવનાથની પ્રસંશા થતી સાંભળીને ભયભીત બની ગયો. તેને લાગ્યુ કે શિવનાથની હાજરીથી શહેરનું વાતાવરણ બગડવાનો પુરો સંભવ છે. દીવાનખાનાની અંદર બેઠેલી સ્ત્રીઓ પડદો ઊંચો કરીને તેની આડમાંની શિવનાથ તરફ જોઈ રહી હતી અને તેનુ મુગ્ધ કરે એવુ સંગીત સાંભળી રહી હતી. એ દેખાવ તરત અક્ષયબાબુના ખ્યાલમાં આવી ગયો હતો. તેને લાગ્યું કે શિવનાથબાબુની હદપાર થતી પ્રશંસાથી સ્ત્રીઓ કદાચ તેના તરફ આકર્ષાય એવું પણ બને. આમ ન થાય, તે માટે તેણે વાતાવરણની અસરથી બધાને મુક્ત કરવાના ઉદ્દેશથી કહ્યું, "અવિનાશબાબુ ! આ ગાયન મધુબાપુનું છે અને તેઓ આનાથી વધારે સારી રીતે ગાઈ શકે છે. શિવનાથબાબુનું ગાણું તમે માની લીધું છે, એટલું સુંદર નથી !"

માનતા નહિ. પણ વળી કોઇ દહાડો જોઈ લઈશું આવી ચર્ચા આજેજ ઉપાડવાનું શું કામછે?" અવિનાશે આ શબ્દો બોલતા બોલતા અક્ષયને એક ધક્કો માર્યો. અક્ષય એ ધક્કાથી ઢળી પડયો. છતાં તે પોતાના નિશ્ચયમાં દૃઢ રહીને બોલ્યો, "એ વાતને તમે ભલે દાબી રાખો, મારાથી તે બનવાનું નથી!"

અસહિષ્ણુ વૃતિનો હરેન્દ્ર બોલ્યો; "અરે, અમે પણ એ વાત દાબી રાખો એમ કયાં કહીએ છીએ પરંતુ એને માટે શુ બીજો વખતજ મળવાનો નથી!"

અક્ષય બોલ્યો; "ના નથીજ મળવાનો. હુ આ બધી વાતો અહીં ન ઉકેલત, પણ કયારે ન ઉકેલત; કે જયારે શિવનાથબાબુ આ શહેરમાં પાછો ન આવ્યો હોત, તો આવા ખાનદાન કુટુંબમાં ગુસવાનો પ્રયત્ન ન કર્યો હોત અને ખાસ કરીને નિર્દોષ મનોરમા સાથે વાતચીત કરવાની. તેણે તક ન લીધી હોત..."

આ ચર્ચા જે વાતાવરણ પેદા કરી રહી હતી, તેથી આશુબાબુને ભારે ઉદ્વેગ થયો, મનોરમાનું મોઢું પણ આ ચર્ચાથી લેવાઇ ગયું.

હરેન્દ્ર બોલ્યો : it is too much

અક્ષય તેટલાજ બળથી વિરોધ કરતો બોલ્યો : "NO it is not" અવિનાશને ચર્ચાએ પકડેલા આવા સ્વરૂપથી ભારે આઘાત થયો. તે બોલ્યો, "આહાહા! આ તમે શું કરી રહ્યા છો અક્ષયબાબુ! આટલું બધું બોલ્યા વગર ન ચાલે?"

અક્ષય ઉપર અવિનાશના આ શબ્દોની જરાપણ અસર થઇ નહિ. તે બોલ્યો 'અવિનાશ! શિવનાથ પણ આગ્રામાં એકવાર પ્રોફેસર હતો, તે પછી તેણે નોકરી કેવીરીતે ગુમાવી દીધી હતી, તેનો ઇતિહાસ આશુબાબુને જરૂર કહેવો જ જોઇએ"

હરેન્દ્ર બોલ્યો: "એમાં કહેવાનું શું? એની કુટુંબની વ્યવસ્થા કરવા માટે એને સમયની જરૂર હતી, અને તેથી એણે જાતે જ નોકરી છોડી દીધી હતી."

અક્ષયે જબ્બર વિરોધ કર્યો: "તદ્દન ખોટી વાત!"

શિવનાથ આ બધી ચર્ચા સાંભળી રહ્યો હતો. આ ચર્ચા સાથે તેને પોતાને જાણે કાંઈ સંબંધ જ ન હોય, તે પ્રમાણે તે શાંતિથી જમતો હતો. આ સાંભળીને તે બોલ્યો, "ખોટીજ વાત તો! પ્રોફેસરી મેં મારી મરજીથી નહોતી છોડી, તમારી મરજીથી છોડી હતી, હવે કાંઈ કહેવું છે?"

આશુબાબુ આશ્ચર્ય પામતા બોલ્યા: "પ્રોફેસરી શા માટે છોડવી પડી હતી?"

શિવનાથ બોલ્યો: "દારૂડીયાપણાને લીધે મારે પ્રોફેસરીનો ત્યાગ કરવો પડ્યો હતો. અક્ષય બોલ્યો: "દારૂબાજને લીધે કાંઈ નહિ, ઉદ્ધતપણાને લીધે એને પ્રોફેસરી છોડવી પડી હતી."

શિવનાથે કહ્યું; "તે બધું એકનું એકજ ને દારૂબાજ માણસ કોઇ દિવસ ઉદ્ધત કે ગાંડો થાય જ ને! અને મેં દારૂ પીધો તેમાં ય નવું શું કર્યું? પીએ છે તો બધાજ. કોઇ દારૂ પીએ છે, તો કોઇ પાણી પીએ છે'' આટલું બોલીને તે ખડખડાટ હસવા લાગ્યો.

હસવાનો અવાજ સાંભળીને અક્ષય એકદમ ચીડાયો. તે બોલ્યો "નફ્ફટની માફક હસે છે શું! આવા ગુન્હા માટે ભલે તું શરમાતો ન હોય, હું તો એ ગુન્હો કદી માફ કરી શકું નહિ."

શિવનાથ બોલ્યો, "તે હું ક્યાં તમારા ઉપર એવો આક્ષેપ કરૂં છું, કે તમે અપવાદ તરીકે પણ કોઇનો ગુન્હો માફ કરો એવા છો? હું તો સ્પષ્ટ રીતે તમને કહું છું, કે મેં મારી રાજીખુશીથી મારી પ્રોફેસરીનો ત્યાગ કર્યો ન હતો અને તમે મારી પ્રોફેસરી છોડાવવાની પાછળ રાજીખુશીથી ખુબ જહેમત ઉઠાવી હતી. આ સત્યનો હું પણ રાજીખુશીથીજ સ્વીકાર કરી લઉં છું!"

અક્ષય બોલ્યો: "તમે એ વાતનો સ્વીકાર કરો છો, તે સાથે તમે એ વાતનો પણ સ્વીકાર કરો છો ને, કે તમારી સેંકડો ખાનગી વાતો

પણ મારા જાણવામાં છે!"

શિવનાથ બોલ્યો: "તદ્દન ખોટી વાત, મારી એવી એકે ખાનગી વાત નથી અને તમે કાંઇ જાણતા પણ નથી. ખરી વાત એ છે કે તમે પારકાની વાતો જાણવામાં જે રસ ધરાવો છો અને મઝા માણો છો. તેવો જ રસ તમને બીજાની પુંઠ પાછળ તેની ખબરો ભેગી કરવામાં પણ પડે છે. કહો આ વાત બરાબર છે ને!"

અક્ષય ખીજવાઇને બોલ્યો, "હું તારી ખાનગી વાતો જાણતો નથી, એમ તું કહે છે ને? ઠીક! સાંભળ ત્યારે. તને એક સ્ત્રી હતી અને તે જીવતી હોવા છતાં તેનો ત્યાગ કરીને તું બીજી બૈરી પરણી લાવ્યો છે, બોલ હવે એ ખરૂં છે કે ખોટું?"

આશુબાબુ એકદમ ઉદ્વેગથી બોલી ઉઠ્યા: "આ તમે શું બોલો છો અક્ષયબાબુ? આવું તે કાંઇ બને? અને કદાચ તેમ બને તો એમાં ખોટું પણ શું છે?"

શિવનાથ આશુબાબુને બોલતો અટકાવીને વચ્ચે જ બોલ્યો: "નહિ. આશુબાબુ! એ તદ્દન ખરી વાત છે. મેં મારી પહેલી પત્નિનો ત્યાગ કરી દીધો છે અને હું બીજીવાર પરણ્યો છું!"

આશુબાબુ બોલ્યા: "તમે એમ કયા કારણથી કર્યું?"

શિવનાથબાબુએ જવાબ દીધો: "કારણ કાંઈ નહિ. વાત એમ હતી કે મારી સ્ત્રી લાંબા સમયથી માંદી ને માંદી રહેતી હતી. એની વય પણ ત્રીસ વર્ષથી વધારે હતી. વળી રોગથી એની કાયા ગળાઇ ગઈ હતી. દાંત પડી ગયા હતા. વાળ ધોળા થઇ ગયા હતા અને તે છેક વૃદ્ધ જેવી બની ગઇ હતી. આથી જ મેં તેનો ત્યાગ કરી દીધો હતો અને મારે બીજીવારના લગ્ન કરવા પડયા હતા."

આશુબાબુ બોલ્યા, "બસ એજ ને? પણ તેનો કાંઇ બીજો અપરાધ તો નહોતો ને!"

શિવનાથ બોલ્યો, " નહિ. અપરાધ કાંઇ નહિ. નકામો કોઇને દોષ આપવાથી શું લાભ?" શિવનાથના આ શબ્દો સાંભળીને અવિનાશબાબુ એકદમ ઉશ્કેરાઇ ગયા, તે બોલ્યા, ' લાભ કાંઇ નહિ, પણ પાખંડ! શિવનાથ એકવાર તમેજ કહેતા હતા કે મારી પ્રથમ પત્નિએ ઘણો જ ગંભીર અપરાધ કર્યો હતો, અને આજે કહો છો કે તેણે અપરાધ કર્યો ન હતો! યાદ રાખો, આવું જુઠાણું ચલાવવું એ પણ પાપ છે!"

અવિનાશબાબુના બોલવાથી શિવનાથને જરાપણ ખોટું લાગ્યુ હોય તેમ જણાયું નહિ. તે શાંતિથી બોલ્યો, "મેં કહ્યું છે કે તેણે ગંભીર અપરાધ કર્યો હતો, એ પણ કાંઇ ખોટું નથી, તે બારે માસ માંદી રહેતી હતી, એજ તેનો ત્યાગ કરવાનું કારણ છે."

આ શબ્દો સાંભળીને હરેન્દ્રનું અંતર વ્યાથાથી પીડાવા લાગ્યું. તે સહસા બોલી ઊઠ્યો. એ તો તમારી ભૂલ કહેવાય. આવી બાબતોમાં તમારે વિવેક રાખવો જોઇએ!"

શિવનાથ થોડીવાર તદ્દન શાંત રહ્યો. તે ખૂબ જ ગંભીરતાથી બોલ્યો, "આવી બાબતમાં વિવેક રાખવો એનો કાંઇ અર્થ નથી. માત્ર વિવેકની પ્રચંડ બેડીઓ, પગમાં હાથે કરીને જ પહેરી લેવી; અને જાતે જ પાંગળા બનવું, એ મને માન્ય નથી! તમે જ કહો, બારે માસ જે સ્ત્રી માંદી રહેતી હોય, તેની સાથે મારે સંસાર કેવી રીતે ચલાવવો!"

આ શબ્દો સાંભળીને આશુબાબુને ભારે આઘાત થયો. તેઓ બોલ્યા, "આપણી સ્ત્રી તરફ આપણે હંમેશાં દયાવાળા તો રહેવું જ જોઇએ. અલબત, સ્ત્રી બારે માસ માંદી રહે, એ મહાન દુઃખ તો છેજ. પણ માંદા રહેવું એ કાંઇ તેનો ગુન્હો ન ગણી શકાય!"

" ત્યારે મારે શું કરવું? શું વગર વાંકે મારે પણ આખી જીંદગી માટે દુઃખ વહોરી લેવું? 'એકના દુઃખ માટે બીજાએ પણ આખી જીંદગીદુઃખી થઇ સંકટ ભોગવવુ ' એ ન્યાય અને નીતિ છે, એવું હું માનતો નથી.'

શિવનાથના આ શબ્દોથી આશુબાબુને ભારે દીલગીરી થએલી જણાઈ. આશુબાબુ કાંઈ બોલ્યા નહિ. તેમણે એક લાંબો શ્વાસ મૂકયો અને તેઓ શાંતપણે મુંગા બેસી રહ્યા.

હરેન્દ્ર બોલ્યો : ત્યારે તમારો બીજો વિવાહ કયાં થયો છે?"

"મારા ગામમાં!"

બીજા એકે કહ્યું : "મને લાગે છે કે તમારી નવી પત્નિને માબાપ નહિ હોય!"

"નહિ, મારે ત્યાં જે મારી દાસી છે, તેની એક વિધવા પુત્રી છે, તેની સાથે જ મેં લગ્ન કર્યાં છે!"

"ઘરની દાસીની છોકરી સાથે! ખરો ચમત્કાર! એ દાસી શી ન્યાતની છે!"

"તેની પણ મને ચોક્કસ ખબર નથી!"

અક્ષય લાંબો સમય થયા ચુપ બેસી રહ્યો હતો, તે બોલ્યો, "ત્યારે તો મને લાગે છે કે તારી એ નવી સ્ત્રી કાળા અક્ષરને કુટી મારે એવી હોવી જોઈએ!"

"તે હું કાંઈ તેને ભણેલી સ્ત્રી જાણીને પરણ્યો નથી. તેના સૌંદર્યને ખાતર હું તેની સાથે પરણ્યો છું. સૌંદર્યની કાંઈ તેનામાં ખામી નથી!"

આ બધી ચર્ચા અને ચર્ચાએ પકડેલા વિલક્ષણ સ્વરૂપથી મનોરમાને ક્ષોભ થતો હતો. તેને હવે ત્યાં વધુવાર બેસવું ઉચિત લાગ્યું નહિ. તેણે જરા ઉઠવાનો પ્રયત્ન કર્યો. પણ બીજી તરફથી ચર્ચાએ લીધેલા સ્વરૂપથી મનોરમાનું મગજ ઉશ્કેરાયું હતું અને તે ઉદ્દેગવશ બની હતી. કુતુહલ વૃત્તિએ પણ તેને આ ચર્ચા સાંભળવી ગમતી હતી. આથી તેના પગ જાણે પત્થર જેવા ભારે થઇ ગયા અને તે ઉઠી શકી નહિ.

હરેન્દ્ર બોલ્યો, "તમારા કહેવા ઉપરથી તો એમ લાગે છે કે તમે સીવીલમેરેજ કર્યાં છે?"

શિવનાથ માથું ધુણાવતો બોલ્યો : "ના ! મારા વિવાહ શૈવમત પ્રમાણે થયા છે."

"અવિનાશ બોલ્યા, "તમારા જેવા માટે ભોળી સ્ત્રીઓને ફસાવવા સારૂં, દશે દિશાઓ ખુલ્લી છે, ખરૂં ને શિવનાથ !"

શિવનાથ હસતા હસતા બોલ્યો, 'એમાં ગુસ્સે થવા જેવું કાંઇ નથી. અવિનાશબાબુ ! માબાપ માથે રહીને જે વિવાહ કરાવે છે, તેમાં પણ ઘણીવાર ફસામણી જેવું કયાં નથી હોતું ?"

અવિનાશ આ ઉત્તર સાંભળી રહ્યા. તેમણે કાંઈ જવાબ આ૫્યો નહિ, પરંતુ ક્રોધથી તેમનું મોઢું લાલચોળ બની ગયું.

આશુબાબુ નીચે મોઢે શાંતિથી બેસી રહ્યા. અહીં ઉત્પન્ન થયેલી ચર્ચાથી તેમણે દીલગીરી પેદા થઇ હતી, એમ સ્પષ્ટ જણાતું હતું. મિનિટો સુધી કોઇ કાંઇ બોલ્યું નહિ. દીવાનખાનામાં ઘેરી શાંતિ પથરાઇ રહી. થોડીવાર પછી અવિનાશબાબુ એકદમ બોલી ઉઠયા : "ચાલો, ચાલો, હવે એ બધી. વાતો જ જવા દો. વારૂ, શિવનાથ ! તમારા કુટુંબનું ભરણપોષણ તો તમે જ કરો છો ને ?"

શિવનાથે કહ્યું, "હા"

"તમારા ભાઈના સગીર છોકરા છોકરીઓનું લાલનપાલન પણ તમેજ કરો છો ? એ છોકરાઓની માતા છે ? તેમની હાલત કેવી છે ? મને લાગે છે કે તેમની હાલત ઘણી સારી નથી ?"

"નહિ, તદ્દન ખરાબ છે !"

અવિનાશ બોલ્યો, "હા ! તમારા ભાઇનું બિચારાનું અકસ્માત મૃત્યુ થયું હતું; અને તે રોકડ પૈસો ટકો કાંઇ પણ રાખી ગયો નહતો ખરૂં ને ! ગમે તેવો પણ તે તમારો ભાઇ હતો અને તમારા પ્રત્યે ખૂબ લાગણી હતી, તેથી જ તમે એના છોકરા છોકરીઓની સંભાળ રાખો છો નહિ વારૂ ?"

શિવનાથ ડોકું ધુણાવીને બોલ્યો, "હા, અમે પાઠશાળામાં પણ એક સાથે જ ભણ્યા હતા. અમારી વચ્ચે ભારે સ્નેહ હતો."

અવિનાશે કહ્યું: "તેથી જ અત્યારે તમારે તમારા ભાઇના કુટુંબની વ્યવસ્થા જોવી પડે છે ને!" જરાવાર રહીને તે બોલ્યા, 'તે ગમે તેમ હશે, પણ શિવનાથ! તમે એકલા તમારા ભાઇની માલમિલ્કતનો કારભાર કરો છો, તો પછી તે માટે તમે નોકર તરીકે પગાર કેમ લેતા..."

શિવનાથે વાકય પુરૂં થાય તે પહેલાજ કહ્યું, "પગાર શાનો! હું એ બધાનો સ્વતંત્ર હકદાર છું."

પ્રોફેસરોનું મંડળ આ સાંભળીને ચમકી ઉઠ્યું. અક્ષયે પૂછ્યુ, પણ એ મિલ્કતનો કારભાર તમારા હાથમાં કેવી રીતે આવ્યો?"

શિવનાથ ગંભીર સ્વરે બોલ્યો: "તે મને પૂછનાર કોણ છે?"

અક્ષય બોલ્યો, 'કોઇ પણ નહિ! અમે બધા યોગીનબાબુને ઓળખતા હતા હોંકે શિવનાથ! તું તેની મિલ્કત પચાવી પડ્યો છે."

શિવનાથ બોલ્યો: "ઓળખતા હતા તો પછી કોર્ટમાં સાક્ષી આપવાને માટે કેમ આવ્યા નહિ? તમારી પાસે શુ ડોકયુમેંટો હતા? કાંઇ બતાવશો?

અવિનાશે આશ્ચર્ય પામતા પૂછ્યું, "ત્યારે શું આ કામ કોર્ટ સુધી પણ પહોંચી ગયું હતુ?"

"હા! યોગીનબાબુના સગાસંબંધીઓએ મારા પર દાવો કર્યો હતો, એમાં છેવટે મારી તરફેણમાં ડિક્રી મળી હતી."

અવિનાશ વિશ્વાસ નાંખતા બોલ્યા: "ઠીક થયું! ત્યારે યોગીનબાબુની બિચારી અભાગી વિધવાને ભાગે છેવટે કાંઇ રહ્યું નહિ!"

"કાંઈ હતુ જ નહિ. ઘરમાં થોડા વાસણો હતા અને ફક્ત બે આના રોકડા નિકળ્યા હતા."

આશુબાબુ સ્તબ્ધ થઇને બેસી રહ્યા હતા. તેમણે બધાના ભાણા તરફ જોતાં, એકદમ ચમકીને કહ્યું, "અરે! તમે તો વાતોજ કરી રહ્યા છોને, કોઇ જમતું તો છેજ નહિ! ચાલો! ચાલો! હવે જમવા માંડો."

આશુબાબુનું કથન સાંભળીને બધાએ ફરી જમવાનું શરૂ કર્યું. ત્યાં ઉપસ્થિત થએલી આ ચર્ચાએ એવું સ્વરૂપ પકડયું હતું, કે આજે ભોજન ઉપર કોઇને રૂચી હોય એમ જણાતું નહતું.

કોઈ ખરા મનથી ભોજન લઇ રહ્યું નહતું. મનોરમાને પણ ખૂબ વિષાદ થયો હતો. તે ઉતાવળે જમીને ઉઠી ગઇ. શિવનાથે તેને મોટેથી બૂમ મારતા કહ્યું; "અરે અમે બધા જમીએ છીએ અને એટલામાંજ તમે કેમ ઉઠી જાઓ છો?"

મનોરમાએ આ કથનનો કોઈ પણ જવાબ આપ્યો નહિ તેણે પાછું ફરીને જોવાની પણ ઇચ્છા કરી નહિ, અને તે ત્યાથી એકદમ ચાલી ગઇ. તેનું આખુ શરીર શિવનાથ પ્રત્યેની ધૃણાથી કંપી રહ્યું હતું.

## [ ૩ ]

ઉપરોક્ત ઘટનાને આજે આઠેક દિવસ વીતી ગયા હતા. છેલ્લા બે દિવસ થયા વરસાદ પડવો શરૂ થયો હતો. હમણાં થોડીક ક્ષણોથી જલ વરસતું બંધ રહ્યું હતું ખરૂં, પણ હજી આકાશમાં વાદળાં કાયમ રહ્યા હતા. વરસાદ ફરી પાછો વરસવા લાગશે, એમ આકાશ તરફ જોતાં જણાઇ આવતું હતું.

મનોરમા વરસાદ વરસવો બંધ પડયો હોવાથી, બહાર ફરવા જવાની તૈયારી કરી રહી હતી. આશુબાબુએ એક મોટું ઉપવસ્ત્ર પહેર્યું હતું. અને તેઓ તેમના રૂમમાં આરામ ખુરશી ઉપર પડયા હતા એવામાં મનોરમા એકદમ પિતાના ઓરડામાં આવી તે બોલી: 'ઓહો ! હજી તમે તો ફરવા જવા માટે કપડાંય નથી પહેર્યાં, કેમ એમ કર્યુ ? ફરવા આવવું નથી ? આજે મારો વિચાર ઇતબારખાંની કબર જોવા જવાનો છે."

"મારો પણ કબર જોવા આવવાનો વિચાર તો હતો, પરંતુ મારી કમરમાં આજે ખૂબ દર્દ થાય છે અને..."

"તો કંઈ નહિ, મોટરને પાછી મોકલી દો. કાલે જઈશું" મનોરમા બોલી.

"નહિ નહિ; તું શા માટે જવાનું માંડી વાળે છે? ચોકખી હવામાં તું ના ફરી આવશે, તો તારૂં માથું દુખવા લાગશે. તું એકલી જઈ આવ. એટલા વખતમાં હું આ માસિક પત્રિકામાં આવેલી વાર્તા વાંચી લઉં છું. ખૂબ સરસ વાત છે. હોં."

"ભલે! હું ત્યારે એકલી જઈ આવું છું. એટલીવારમાં તમે વાર્તા વાંચી લો, હું આવીને તમારી પાસે એ વાર્તા સાંભળીશ." એમ કહી મનોરમા એકલી જ બહાર ફરવા ચાલી ગઈ. આજે તે એકાદ કલાકમાં જ પાછી ફરી.

મનોરમા આવી તેવી જ પિતાના ઓરડામાં ગઈ. તે બોલી: "કેમ બાબા! તમે વાર્તા વાચી રહ્યા? કેવી છે વાર્તા? કોણે લખી છે?"

મનોરમા આ શબ્દો બોલતા એકદમ ચમકી ઉઠી, તેણે જોયું, કે તેના પિતા ઓરડામાં એકલા નથી, પરંતુ તેની સાથે શિવનાથબાબુ પણ બેઠા છે.

શિવનાથ મનોરમાને જોઈને ઉઠીને ઉભો થયો અને તેણે મનોરમાને નમસ્કાર કરતા કહ્યું: કેમ, કેટલે દૂર જઈ આવ્યા?

મનોરમાએ કાંઈ જવાબ દીધો નહિ. તેણે ફક્ત નમસ્કાર ઝીલી લીધા. મનોરમા એક તરફ માથું નમાવી, શિવનાથ તરફ મુંહ ફેરવી, આશુબાબુને ઉદ્દેશીને બોલી: "તમારૂં વાંચવાનું પુરૂં થયું કે નહિ, બાબા! વાર્તા કેવી લાગી?"

આશુબાબુએ કાંઈ જવાબ દીધો નહિ.

મનોરમાએ કહ્યું: "લાવો માસિકપત્ર મને આપો. હું વાંચી લઈને તે તમને પાછું આપી જઈશ." એમ કહીને તેણે તે પત્ર હાથમાં લીધું અને તે પોતાના ઓરડા તરફ ચાલી ગઈ મનોરમા તેના શયનાગાર–સુવાના ઓરડામાં આવીને શાંતિથી એક આરામચેર પર પડી. તેણે માસિક એકવાર પણ ઉઘાડી જોયુ નહિ, અથવા એ વાર્તા કેવી છે, અને કોણે લખી છે; તેની પણ કાંઇ તપાસ કરી નહિ.

તેનું ચિત્ત ચકડોળે ચઢયું હોય. એમ લાગ્યું. તેના હૃદયમાં અત્યારે સ્થિરતા ન હતી. એટલામાં ચાકરને શયનાગારના બારણા ઉપરથી પસાર થતો જોઇ, મનોરમાએ તેને બોલાવીને પૂછ્યું: "બાબાની સાથે પેલો માણસ બેસીને વાતો કરી રહ્યો હતોને, તે ગયો કે છે વારૂ?"

ચાકર બોલ્યો: "ગયો"

"ક્યારે ગયો!"

'વરસાદ શરૂ થયો, તે પહેલાં !"

મનોરમાએ બારીનો પડદો સંકેલી બહાર નજર નાંખી. વરસાદ પડી રહ્યો હતો. જો કે મૂશળધાર પાણી વરસતું નહતું. તેણે આકાશ તરફ જોયું. પશ્ચિમ બાજુએ ગાઢ વાદળાં ઘેરાએલાં હતાં: અને તે મુશળધાર વરસાદ પડવો શરૂ થવાનો છે, એની સૂચના આપી રહ્યા હતા. મનોરમા માસિકપત્ર હાથમાં લઈ પિતાના ઓરડામાં આવી. આશુબાબુ અંગસચેર ઉપર શાંતિથી બેસી રહ્યા હતા. મનોરમાએ પિતાની આરામખુરસીના હાથા ઉપર હાથ મૂકતાં કહ્યું: "બાબા! આ બધું મને પસંદ નથી હોં!"

"શું પસંદ નથી?"

"હું શું કહેવા માંગું છું, તે તમે સમજી તો ગયા જ હશો. જુઓ, સારા માણસોનો સત્કાર કરવાનું મને પસંદ છે, પણ શિવનાથ-બાબુ જેવા દુર્ગુણી, ચારિત્ર્યહીન અને દારૂબાજ માણસ સાથે તમે શા માટે આટલો બધો ઘરવટ જેવો સંબંધ રાખો છો!"

મનોરમાના આ તીવ્ર શબ્દો સાંભળી આશુબાબુનું મોઢું ફીકું થઈ ગયું. ઓરડાના એક ખુણામાં એક ટેબલ ઉપર કેટલાક પુસ્તકો અને સુચિપત્રો અસ્તવ્યસ્ત પડ્યા હતા. સમય ન મળવાને લીધે, મનોરમા તેને વ્યવસ્થિત રીતે ગોઠવી શકી ન હતી. વાતમાં ને વાતમાં, મનોરમાની દષ્ટિ એ એ ટેબલ તરફ ગઈ. તેજ પળે તેને જાણે ભયાનક ધ્રાસ્કો પડયો હોય, તેમ લાગ્યું. તેણે જોઈ લીધું, કે શિવનાથબાબુ ટેબલને ઓથે બેસીને, પુસ્તકો ખોળી રહ્યો હતો' નોકરે તેને શિવનાથબાબુ ચાલ્યા ગયા છે, એમ કહેવામાં ભૂલ કરી હતી. શિવનાથને બેઠેલો જોઇ, પોતે બોલેલા વચનો માટે મનોરમાને ભારે ખેદ થયો શિવનાથ ટેબલ પાસેથી મનોરમાની નજીક આવ્યો. છતાં મનોરમાએ મોઢું ફેરવીને તેના તરફ દષ્ટિ સરખી

પણ નાંખી નહિ. શિવનાથ બોલ્યો: "આશુબાબુ! ચોપડી શોધી ખરી, પણ જડતી નથી, કાંઇ નહિ, ચાલો, હું હવે જઈશ!"

આશુબાબુ કાંઇ બોલી શક્યાં નહિ, તેમણે કહ્યું, "પણ બહાર તો વરસાદ પડે છે.!"

શિવનાથ બોલ્યો: "ભલે પડતો, કાંઇ ઘણો પડતો નથી!" એમ કહીને તે બારણા તરફ આગળ વધ્યો. વળી કાંઇક વિચાર આવવાથી, તે એકદમ અટકીને ઉભો રહ્યો અને મનોરમાની સામે જોઇને બોલ્યો: 'બ્હેન મણિ! તમે મારે માટે જે શબ્દો બોલી ગયા છો, એ મેં સાંભળી લીધા એ મારૂં દુર્ભાગ્ય પણ છે અને સૌભાગ્ય પણ છે. પણ એ શબ્દો બોલવા માટે તમારે શરમાવાની જરૂર નથી હોં. તમે એમ ધારી લીધું હતું, કે શિવનાથ ચાલ્યો ગયો છે, અને તેથી તમે એ શબ્દો બોલ્યા હતા એ ઉપરથી જણાઈ આવે છે, કે મારૂં અપમાન કરીને મને ખોટું લગાડવાનો, તમારો હેતુ ન હતો. તમે જે શબ્દો બોલ્યા હતા. એ શબ્દો તો મારે ઘણીવાર સાંભળવા પડે છે, અને તે સાંભળી સાંભળીને મારૂ મન એવું દૃઢ થઈ ગયુ છે, કે હવે એ શબ્દો મારા પર કાંઇ અસરજ કરી શકતા નથી!" આટલુ બોલીને તે જરા આગળ ગયો. વળી પાછો અટકી જઇને બોલ્યો: "તે દિવસે અક્ષયબાબુ વગેરે પ્રોફેસરોએ મારી વિરૂદ્ધ એવો ઈસારો કર્યો હતો, કે હું મારો કાંઈક સ્વાર્થ સાધવા તમા ઘરમાં ઘુસ્યો છું અને તમારી સાથે પરિચય વધારી રહ્યો છું હશે, દરેક માણસના બીજાઓ માટેના અભિપ્રાયો એક સરખા જ હોઇ શકતા નથી અને ખુલ્લી આંખે જે જોવામાં અને સાંભળવામાં આવે છે, તે પણ કાંઈ બધુ જ ખરૂં પણ હોતું નથી. ઘણીવાર તે માત્ર ઢાલની એકજ બાજુ રજુ કરે છે. તે ગમે તે હોય મારે એ વાત જણાવી જ દેવી જોઇએ, કે તમારે ત્યાં આવવામાં મારો તે દિવસે પણ કાંઇ સ્વાર્થ ન હતો અને આજે પણ કાંઇ સ્વાર્થ નથી?" જરાવાર રહી, તે આશુબાબુ તરફ ફરીને બોલ્યો: "આશુબાબુ! કોઇ દિવસ તમને મારૂં સંગીત સાંભળવાની ઇચ્છા થાય, તો ખુશીથી મારે ત્યાં પધારજો. આપના પગની ધૂળ મારે ત્યાં પડશે—આપ મારૂં ઘર પાવન કરશો; તો મને ભારે

આનંદ થશે." એટલું બોલી કરી નમસ્કાર કરી શિવનાથબાબુ ચાલ્યો ગયો.

શિવનાથના આ કથનનો મનોરમા અથવા આશુબાબુ બંને કાંઈ જવાબ આપી શકયા નહિ. આશુબાબુના અંતરમાં એક સાથે અનેક વિચાર તરંગો ઉઠ્યા ! પણ તેઓ એ વિચારોને પ્રકટ કરતો એક પણ શબ્દ બોલી શકયા નહિ. બહાર વરસાદ પણ હવે જોરમાં પડવા લાગ્યો હતો. શિવનાથ તેની પરવા કર્યા વિના ચાલતો થયો.

જરાવાર રહી નોકરે ચહા લાવીને ત્યાં મૂકી. મનોરમા બોલી : "તમને ચહા તૈયાર કરી આપું. બાબા !"

"ના, મારે ચહા પીવી નથી. શિવનાથે કહ્યું હતું કે હું થોડી ચહા પીશ, એટલે મેં ચહા મંગાવી હતી."

મનોરમાએ નોકરને ચહા પાછી લઇ જવા, નિશાની કરીને સમજાવ્યું. હમણાં બનેલા પ્રસંગને લીધે આશુબાબુના અંતરમાં એકદમ ઉશ્કેરાટ વધી ગયો હતો અને તેથી તેમને કમરમાં ખૂબ પીડા થઇ આવી હતી. આ પીડા મટાડવા અને પગ છુટા કરવા માટે, તેઓ ખુરશી પરથી ઉઠીને ઓરડામાં ફરવા લાગ્યા.

ફરતા ફરતા આશુબાબુ એકદમ બારીની પાસે આવી થોભી ગયા અને બારીમાંથી બહાર જોઇ રહ્યા. થોડીવાર પછી તે ઝીણી આંખે બહાર જોઈ રહેતા બોલ્યા : "અરે, પેલા ઝાડ નીચે શરીર સંકોચીને ઉભો રહ્યો છે, એ શિવનાથ જ છેને ? મને લાગે છે, કે તે આખો ભીંજાઈ ગયો છે !" જરાવાર રહી વધુ બારીકીથી જોઇને તે બોલ્યો : "અરે. તેની પાસે કોઇ એક સ્ત્રી ઉભી છે, અને તે સ્ત્રી પણ બંગાળી છે. જોને, તેણે બંગાળી જેવા જ કપડાં પહેર્યાં છેને ! મને લાગે છે કે તે ભીંજાઈ ગઈ છે."

એટલું બોલીને તેમણે નોકરને બૂમ મારી. આશુબાબુ બોલ્યા: "જોને યદુ ! પેલા ઝાડની નીચે ભીંજાતા ઉભા છે, એ હમણાં આપણે

ત્યાંથી ગયા તેજ માણુસ છે કે!" આશુબાબુ તેને પાછો બોલાવી લાવવાનું કહેવા જતા હતા. પરંતુ તેઓ આગળ બોલતા, એકદમ અટકી ગયા. તેમના મનમાં એક ભયાનક વ્હેમ પેદા થયો. તેઓ સ્વગત બોલ્યા:

"અરે, એ સ્ત્રી તે પેલી દાસીપુત્રી તો નહિ હોયને, કે જેની સાથે શિવનાથ પરણ્યો છે!"

"મનોરમા બોલી: "બાબા! કેમ તમે યદુને તેડવા નથી મોકલતા? તમે એને કહોને, કે જઇને શિવનાથબાબુને બૂમ પાડીને તેડી લાવે!" આટલું બોલીને તે ખુરશી ઉપરથી ઉઠી આવીને પિતાની પાછળ ઉભી રહી અને બારીમાંથી બહાર ઝાડ તળે ઉભેલા શિવનાથબાબુ તરફ જોયું. તે આગળ બોલી: "મને જો ખબર પડી હોત, કે શિવનાથબાબુએ ચહા પીવાની ઈચ્છા બતાવી છે, તો હું તેને ચહા પીધા વિના કદી જવા ન દેત."

મનોરમાનું કહેવું સાંભળીને આશુબાબુ ધીરે ધીરે બોલ્યા, "તે ખરૂં મણિ! પણ મને વહેમ છે, કે તેની સાથે જે સ્ત્રી ઉભી છે, તે પેલી દાસી કન્યા જ છે, કે જેની સાથે એ પરણ્યો છે. મને લાગે છે, કે એને આપણા ઘરમાં લઈ આવતા તે શરમાયો હશે અને તેથી જ તેણે તેને કોઈ જગાએ નીચે આટલો વખત ઉભી રાખી હશે!"

પિતાનું બોલવું સાંભળીને મનોરમાને પણ લાગ્યું, કે એ સ્ત્રી તે શિવનાથની પત્ની, જે દાસી કન્યા છે, તેજ હોવી જોઈએ. તેના મનમાં શંકા તો આવી, કે એને પોતાને ઘેર બોલાવી લાવવી એ યોગ્ય છે કે નહિ, પરંતુ પિતાના મોઢા સામે જોતાં જ તેની એ શંકા ગળી ગઈ. તેણે નોકરને બૂમ મારીને કહ્યું: "યદુ જા તો બૂમ મારીને પેલા બંનેને અહીં બોલાવી લાવ. જો યદુ! એ તને પૂછે, કે કોણ બોલાવે છે; તો બાબાનું નામ ન દેતો. કહેજે કે મણિ બોલાવે છે!"

નોકર ચાલ્યો ગયો. આશુબાબુએ ઉત્તેજીત થઈને કહ્યું: 'મણિ! તેં એમને તેડવા મોકલ્યા, એ સારૂં નહિ કર્યું હોં!"

સંબંધમાં જે મધુરતા જોઈએ, તે પણ તેનામાં ન હોય; પણ મને લાગે છે કે આ ક્ષણભંગુર જગતમાં, આ બે ક્ષણભંગુર સ્ત્રીપુરૂષોના દેહરૂપે; સાક્ષાત અમર સૃષ્ટિસૌંદર્ય જ પ્રકટ થયું છે. મને વધારે નવાઈ તો એ વાતની લાગે છે કે જે દેશમાં પોતાની છતી આંખો બંધ રાખીને, પારકાની આંખો ઉપરજ, લગ્ન અને જીવન યાત્રા શરૂ કરવાની હોય છે; તે દેશમાં આ બે જણાનો મેળાપ, કેવી રીતે થઈ ગયો હશે વારૂ !"

આશુબાબુની વિચારમાળા અટકી ગઈ. ક્ષણવારમાં તેઓના વિચાર થંભી ગયા. તેઓ સ્વસ્થ થઇને બોલ્યા "શિવનાથબાબુ! આ ભીંજાઇ ગયેલા કપડા ઉતારી મૂકતો! યદુ! એમને બાથરૂમમાં લઈ જા!"

શિવનાથબાબુ યદુની સાથે ચાલ્યા ગયા. હવે મનોરમાને વિચાર થઈ પડયો. પેલી સ્ત્રી પણ ખૂબ ભીંજાઈ ગએલી હતી, અને તેને પણ કપડાં બદલાવવાની ખાસ જરૂર હતી. તે સ્ત્રી મનોરમાની સમવયસ્ક હતી. પરંતુ તે એક હલકી જાતની સ્ત્રી છે, એવું શીવનાથે પોતાને મોઢેજ તેનો પરિચય આપ્યો હતો. આવી હલકી જાતિની સ્ત્રીને, એક શ્રીમંત અને ભદ્રબાળાએ કેવા શબ્દોમાં સંબોધવી, તે મણિ સમજી શકી નહિ અને તે ગુંચવાડામાં પડી. તે સ્ત્રીનું સ્વરૂપ અપૂર્વ હતું, છતાં તે સંસ્કાર હીન અને નીચ જાતિની સ્ત્રી હતી. પિતાના દેખતા તેને માન આપીને બોલાવતા મનોરમાને સંકોચ થયો તેમને નોકર મોકલીને તેડાવી મંગાવ્યા હતા, એ ઠીક થયું નહોતું; એમ મનોરમાના મનનો આ ગુંચવાડો તે સ્ત્રીએ પોતેજ મટાડી દીધો, તે મનોરમાની સામે જોઇને બોલી: "હું પણ તદન ભીંજાઇ ગઇ છું. મને એક સુકી સાડી આપો."

"આપું છું હોં!" મનોરમા બોલી અને તે તેને અંદરના ઓરડામાં લઈ ગઈ. મનોરમાએ દાસીને બૂમ મારીને કહ્યુંઃ "બાઈ! એને અંદરના નહાવાના ઓરડામાં લઈ જા અને જે જોઈએ તે આપ !"

તે સ્ત્રી પોતાને માથાથી પગ સુધી વારંવાર જોઈ રહેતી બોલીઃ "મને એક સાડી ધોવાને જોઇશે !"

"તે પણ આપશે!"

તે સ્ત્રીએ દાસીને પ્રશ્ન કર્યો : "સ્નાનગૃહમાં સાબુ છે કે ?"

દાસી બોલી; "હાં છે."

"પણ કોઈનો વાપરેલો સાબુ હોય, તે મને ચાલશે નહિ, દાસી !"

દાસી આ અજાણી સ્ત્રીની વિચિત્ર માંગણી સાંભળીને સ્તબ્ધ બની ગઈ. તે બોલી : 'સ્નાનગૃહમાં નવો સાબુ પણ છે, પરંતુ આ મણિદીદીનું સ્નાનગૃહ છે. ત્યાં મણિદીદીનો સાબુ છે, તે પણ તમે લેશો, તો કંઈ વાંધો નથી !"

પેલી સ્ત્રી મ્હોં મચકોડીને બોલી : "ના, મને તો નવો સાબુ જ જોઈશે. મેં સાંભળ્યુ છે, કે જેનો તેનો વાપરેલો સાબુ લઈને, આપણે વાપરીએ, તો તેથી તેનો ચપી રોગ, આપણને પણ લાગુ પડે છે."

મનોરમાને આગંતુક સ્ત્રીના આ વચનો સાંભળીને એકદમ ક્રોધ ચઢી આવ્યો. તેનું મોઢું લાલચોળ બની ગયું પણ તરત જ તેણે ક્રોધ સમાવી દીધો. મનોરમા એકદમ હસી પડી. ચંદ્રના ઉપર છવાયેલા વાદળા વીખેરાઈ જાય છે, તેમ મનોરમાના મુખ ઉપર છવાયેલો ક્રોધ નાશ પામી ગયો. તેણે હસતાં હસતાં પૂછ્યું : "આ વાત તું ક્યાંથી શીખી આવી છે. ?"

"એમાં નવું શીખવાનું શું છે ? એતો બધું જાણું છે !"

"એમકે ? ત્યારે તો તારી પાસે અમારી દાસીએ ઘણી વાતો શીખી લેવી જોઈએ. અમારી દાસી તદ્દન મૂર્ખ છે !" મનોરમાએ હસતા હસતા કહ્યું.

મનોરમાની દાસી પણ હસી પડી. તે બોલી : "વારૂ, પણ હવે ચાલો ઠકુરાણી; અંદર ચાલો તમે સાબુ લગાડીને બરાબર સ્નાન કરી લો. પછી નિરાતે હું તમારી પાસે બેસીને આવી સારી સારી વાતો શીખી લઈશ, ખરૂ ને મણિદીદી !" મનોરમા ખૂબ હસી પડી. તેણે હસવું ખાળવા મોઢું ફેરવી નાંખ્યું. અને તેથી તે એ અજાણી મહિલાના મોઢા ઉપર કૌતુક અને પ્રચ્છન્ન ઉપહાસની જે છાયા વ્યાપી ગઈ હતી, તે જોઈ શકી નહિ.



મનોરમા આશુબાબુની છોકરી હતી, પરંતુ તે માત્ર તેમની છોકરી જેવી જ ન હતી; પણ તેમની મંત્રિણી, સાથી માર્ગદર્શક અને બંધુ જેવી જ હતી. એક રીતે મનોરમા એ આશુબાબુનું સર્વસ્વ હતી. બંગાળી કુટુંબોમાં પિતા અને પુત્રી વચ્ચે, જે મર્યાદા જોવામાં આવે છે, અને એ મર્યાદા જાળવવાને માટે, તેમની વચ્ચે વાતચિતમાં જે પડદો રહે છે; તેમાનું કાંઈ મનોરમા અને આશુબાબુ વચ્ચે નહોતું. ઘણીવાર તો આશુબાબુ અને મનોરમા, એવી બાબતો ઉપર ચર્ચા ચલાવતા હતા, કે જેને બીજા બંગાળી પિતાઓ ભાગ્યે જ યોગ્ય માનતા હોય! આવી ચર્ચા પણ આ પિતાપુત્રી વચ્ચે તો સહજ હતી, મણિની માતાના મરણ પછી, તેમણે ફરી લગ્ન ન કરતાં, સઘળાં માગાં પાછાં વાળ્યાં હતાં, એનું કારણ પણ તેમનો મનોરમા તરફનો પ્રેમ જ હતો આશુબાબુએ ફરી વિવાહ કેમ નહિ કર્યાં હશે, એવો પ્રશ્ન તેમના મિત્રોમાં ઘણીવાર ઉઠતો. તેના જવાબમાં તેઓ એમ જ કહેતા કે મારી દેહ એક તો સાડાત્રણ મણની છે. વળી હું વાયુના રોગથી બિમાર છું. મણિની માતા મારૂં આ દુઃખ વેઠી વેઠીને, તો સ્વર્ગે ગઇ છે; હવે શા માટે મારે પરણીને, વળી બીજી કોઈ છોકરીનો ભવ બાળવો જોઇએ.

આશુબાબુ પોતે ફરી કેમ ન પરણ્યા તેના જવાબમાં આવો ખુલાસો કરતા, તે જોઈ મનોરમાને ભારે દુઃખ થતું, તે કહેતી, "બાબા! તમારા આ શબ્દો મારાથી સહન થઈ શકતા નથી. તાજમહેલ જોઇને હજારો લોકોના મનમાં કાંઇ કાંઇ સ્મરણો થતા હશે, પણ મને તો એ

તાજમહેલ જોઇને, તમારી અને માતાની સ્મૃતિ જાગૃત થઇ આવે છે? મારી માતાને સ્વર્ગે ગયા પછી, તમારા આવા શબ્દો દુઃખ આપશે. તમારે આવા ખોટાં બહાના ન બતાવતા, એમ જ કહી દેવું જોઇએ. તે મારી પત્નિ તરફના અખંડ પ્રેમને લીધે જ, મેં બીજીવાર લગ્ન કર્યાં નહતા!"

આશુબાબુ કહેતા "મણિ! તારી મા મરણ પામી, ત્યારે તું તો દસ બાર વર્ષની છોકરી હતી અને તું બધી વાતો જાણતી ન હતી. એ વખતે કોની કોની માળાઓ મારા ગળામાં પડવાને તૈયાર હતી, એ વાત ફક્ત હું જાણું છું. મણિ! આ બધી માળાઓનો મેં ફક્ત તારી માતા તરફના મારા પ્રેમને લીધે જ ઇન્કાર કર્યો હતો. સમજી બ્હેન!" આ શબ્દો બોલતાં આશુબાબુની આંખો પાણીથી છલોછલ ભરાઇ જતી.

આગ્રામાં આવ્યા પછી, તેમને ઘણા બંગાળીઓની સાથે ભાઇબંધી થઈ ગઇ હતી. પરંતુ બધા મિત્રોમાંથી તેઓ કોઈને વધુ ચાહતા હોય, તો તે માત્ર અવિનાશબાબુને ચાહતા હતા! અવિનાશ સહિષ્ણુ અને શાંત હતો. ચિત્તમાં ફક્ત સ્વાભાવિક શાંતિ અને પ્રસન્નતા ભરેલાં હતા. અને તેથી જ બધા તેના પ્રતિ શ્રદ્ધાથી ખેંચાતા હતા. પણ આશુબાબુ અવિનાશ તરફ આકર્ષાયા હતા, એનું કારણ તો બીજુ જ હતું. આશુબાબુની માફક જ અવિનાશબાબુએ ફરીથી લગ્ન કર્યા ન હતા - અને તેમના અંતરમાં વ્યાપી રહેલો ધીખતો પત્નિપ્રેમ બતાવવા તેમણે તેમની સ્વર્ગવાસી પત્નિની અનેક છબીઓ, આખા ઘરમાં ટાંગી મૂકી હતી. એક દિવસે આશુબાબુ અને અવિનાશબાબુ વચ્ચે આજ વિષય ઉપર ચર્ચા શરૂ થઈ. આશુબાબુ બોલ્યા: 'અવિનાશબાબુ! લોકો મારી પ્રસંશા કરે છે, કે મેં પત્નિપ્રેમની ખાતર કેવો સંયમ જાળવી રાખ્યો છે, કે ફરી લગ્ન કરવાનો પ્રશ્ન જ ઉઠતો નથી. જેઓ ફરીથી લગ્ન કરે છે, તેઓ ખરેખર પત્નિપ્રેમથી શૂન્ય હોઈ, જાણી જોઈને જ બીજું લગ્ન કરે છે. મને તો લાગે છે, કે, મણિની માતાને સ્થાને, બીજી એક પણ સ્ત્રીને પત્નિ તરીકે ગ્રહણ કરવી, એ મારે માટે તો કઠણ નહિ,

અશક્ય જ હતું. પણ આ બધી વાતો લોકોને મેં જાણવા દીધી ન હતી. લોકો તો એમજ જાણતા હતા, કે મને ફરી લગ્ન કરવા માટે કન્યા જ મળી નથી !"

અવિનાશબાબુ બોલ્યા : "પણ મને તો સ્ત્રી ક્યાંથી મળી શકવાની હતી. આશુબાબુ હું તો પંતુજીગીરી કરી પેટ ભરનારો માણસ ! વળી ઉંમરમાં પણ ઘણો મોટો ! મને છોકરી કોણ આપવાનું હતું !"

આશુબાબુ બોલ્યા : "હું પણ બધાને એમ જ કહેતો હતો. કે મારી કાયા સાડાત્રણ મણની છે. હું વાતવ્યાધિથી પાંગળો બનેલો છું અને રસ્તામાં ચાલતા ચાલતા ક્યારે હાર્ટફેઈલ થઈ જઈશ તેનો ભરોસો નથી, મને એવા રોગીને તે છોકરી કોણ આપે ? પણ તમે જાણો છો ? તમને અને મને દીકરી આપવાવાળા કાંઈ મરી ગયા નથી હોં, મરી ગયા છીએ આપણે બે પરણનારા !" આમ કહી આશુબાબુ એવા જોરથી હસ્યા, કે તેમનું આખું મકાન જાણે તેમના હસવાથી હાલી ગયુ !

જે દિવસે આશુબાબુ વાતરોગને લીધે પથારીમાંથી ઉઠી શકતા નહિ, તે દિવસે તેઓ અવિનાશબાબુને ગાડી મોકલતા, માણસ મોકલતા, અને બહાને બહાને પોતાને ત્યાં ખેંચી લાવતા હતા. અવિનાશબાબુ આશુબાબુના આગ્રહ પૂર્વકના નિમંત્રણનો અસ્વીકાર કરી શકતા ન હતા. આશુબાબુ અને અવિનાશબાબુ ભેગા થતા, ત્યારે બીજી વાતો સાથે શિવનાથબાબુની પણ વાત નીકળતી.

શિવનાથબાબુને આશુબાબુ પોતાને ત્યાં તેડી લાવ્યા હતા. અને તે છતાં બધાએ મળીને અપમાન કરીને તેને કાઢી મૂક્યો હતો; એ વાતનો ડંખ, આશુબાબુના અંતરમાંથી હજુ દૂર થયો ન હતો. તેમને એમ લાગતું, "કે શિવનાથ પંડિત છે, તેનામાં કેટલાક સારા ગુણો છે. દેખાવે તે ફૂટડો છે અને નિરોગી પણ છે; તો પછી આપણે એને શા માટે તિરસ્કારવો જોઈએ ? રૂપ, ગુણ યૌવન એ બધુ ખોબેખોબા

ભરીને, શિવનાથબાબુને ઈશ્વરે આપ્યું છે. શુ આ બધી ઈશ્વરી બક્ષીસો એમ કહે છે, કે તે સમાજમાંથી તરછોડી કાઢવાને યોગ્ય છે? તે દારૂડીયો છે. પણ તેમાં શું થયું? દારૂ પીને ઉન્મત બની જનારા લોકો; કાંઈ સમાજમાં થોડા નથી? ખુદ તે પોતે જુવાનીમાં દારૂ પીતો હતો, માટે શુ તે આજે સમાજમાંથી ફેંકી દેવા જેવો થઈ ગયો છે.

મનુષ્યના દોષો અને તેના અપરાધો યાદ કરવા કરતા તેને ભૂલી જવાનો પ્રયત્ન કરવો. એમાંજ હૃદયની સાચી દિવ્યતા છુપાએલી છે, એવું તેઓ માનતા હતા અને એ માન્યતાને લીધે જ તેઓ પોતે શિવનાથ પ્રત્યે સ્નેહ રાખતા, તથા અવિનાશબાબુને પણ તેના ગુન્હા માફ કરવા સૂચવતા જો કે તે પછી શિવનાથને ફરી પોતાને ઘેર તેડી લાવવાનું સાહસ, તેઓ કરી શકયા ન હતા; પરંતુ તેમનું અંતર નિરંતર શિવનાથને મળવા તલસતું હતું. ફક્ત તેઓ અવિનાશબાબુના એજ પ્રશ્નનો ઉત્તર આપી શકતા ન હતા, કે શિવનાથે પોતાની રોગી પત્નિનો ત્યાગ કરીને ફરી લગ્ન કર્યાં હતા, એ શું યોગ્ય કર્યું હતું?

આશુબાબુ અવિનાશના ઉપલા પ્રશ્નના જવાબનાં લજ્જિત થઈ ને કહેતા કે, "તેઓ પણ એ જ વાતનો વિચાર કરે છે, કે શિવનાથબાબુ જેવા વ્યવહાર જાણનાર માણસે આવું કામ શા માટે કર્યું હશે? મને લાગે છે કે શિવનાથબાબુના એ કૃત્યમાં પણ કાંઈ છુપો ભેદ હોવો જોઈએ. અલબત એ ભેદ તે દરેકની સામે ખુલ્લો તો નહિ જ કરી શકે."

અવિનાશ કહેતા, "પણ પોતાની સ્ત્રી નિર્દોષ હતી. અને તે રોગી હોવા માટે જ પોતે બીજી સ્ત્રી પરણ્યો હતો, એમ તો તે પોતાને મોઢે જ કહેતો ફરે છે!"

આ શબ્દો સાંભળીને આશુબાબુની શિવનાથ પ્રતિની દીલસોજી ઓગળી જતી અને તે બોલતા, "હા. તે કહે છે ખરો!"

"વળી એણે પોતાના ભાઈની વિધવા પત્નિને પણ ભારે દુઃખ

આપ્યું છે અને તેને દગો આપી, તેની બધી સંપત્તિ પોતાના હાથમાં લઈ લીધી છે, એ પણ તેણે શું યોગ્ય કર્યું છે?"

આવા શબ્દોથી આશુબાબુને બહુ જ દુઃખ થતું અને તેમને પણ એ દુષ્કાર્ય તરફ તિરસ્કાર વ્યાપી જતો. ત્યાર પછી અપરાધીના જેવી દીનતા ધારણ કરીને, આશુબાબુ કહેતા, "કેમ કહી શકાય અવિનાશબાબુ, કે એની પાછળ પણ કાંઈ ઉંડું રહસ્ય નહિ છુપાએલું હોય! વારૂ એના ભાઈની મિલ્કતોના સંબંધમાં તો કોર્ટે પણ તેને ડિક્રી કરી આપી છેને, તો શું કોર્ટે પણ તે ડિક્રી ગેરકાયદે જ કરી આપી હશે?"

"તમે એ અંગ્રેજોના ન્યાયમંદિરોની તો વાતો જ જવા દો આશુબાબુ! તમે પોતે પણ એક જમીનદાર છો. તમારા જેવા ધનવાન અને બળવાનની સામે એક ગરીબને અંગ્રેજી કોર્ટે ન્યાય આપ્યો હોય એવો એક દાખલો પણ તમે મને બતાવી શકશો?"

"નહિ નહિ, અંગ્રેજી ન્યાયમંદિરો માટે તમે જે અભિપ્રાય આપો છો, એની સાથે હું મળતો થઈ શકતો નથી. તેજ પ્રમાણે મારાથી તમારા કથનનો વિરોધ પણ કરી શકાતો નથી. પરંતુ હું શું જાણું......"

એટલામાં મનોરમા એકદમ ત્યાં આવી અને પિતાને બોલતા અટકાવીને, હસતા હસતા બોલી: "તમે બધુ જાણો છો બાબા! તમે જાણોજ છો કે અવિનાશબાબુ જે વાતો કહે છે. તે કાંઈ પાયા વિનાની હોતી નથી."

મનોરમાના આ વચનો સાંભળીને અવિનાશબાબુ સ્તબ્ધ થઈ ગયા. તે આગળ કાંઈ બોલી શકયા નહિ.

શિવનાથબાબુને માટે બધા કરતા મનોરમાના મનમાં ભારે વિરોધ હતો જો કે તે વિરોધ બહાર બતાવી દેતી ન હતી છતાં આશુબાબુને હંમેશાં એવો ભય રહેતો, કે વખત છે ને મનોરમા શિવનાથબાબુનું કદાપિ સખ્ત અપમાન તો નહિ કરી નાંખે'

અશિક્ષિત દાસીકન્યા છે, તે વાત ખરી જ છે. એ બાઇ આપણા જેવા ખાનદાન કુટુંબની તો નથી જ, એ ચોકખું છે."

"તે તમે કેવી રીતે જાણી શકયા ?" અવિનાશે આશ્ચર્ય પામતા પ્રશ્ન કર્યો.

આશુબાબુએ કહ્યું, " તે સ્ત્રી વરસાદથી ભીંજાઇ ગઈ હતી, તેની ભીંજાએલી સાડી બદલી નાંખવા તેને એક પલાળવા માટે લુગડું જોઈતું હતું. એ વખતે વાતચીતમાં તે બોલી ગઈ હતી, કે કોઇનો વાપરેલો સાબુ વાપરવામાં તેને સૂગ આવે છે. એ વખતની તેની બોલવા ચાલવાની જે રીતભાત હતી, તે સ્પષ્ટ રીતે બતાવી આપતી કે એ કોઈ હલકા ખવાસની જ છે, તમે તેની વાણી કાનોકાન બોલતી ન સાંભળો ત્યાં સુધી તમને તેનો ખ્યાલ આવવો અશકય છે અમારી દાસી પણ તેનું વર્તન જોઇને કહેવા લાગી હતી, કે એ છોકરી કોઈ તમારા જેવા ખાનદાન કુળમાંની નથી. તે અમારા પૈકીની બાઇ છે. છેક નીચેથી કોઈને છેક ઉંચે ચઢાવી દઇએ, અને તેની જેવી દશા થાય છે તેવીજ દશા આ બાઈની થવા પામી છે."

અવિનાશ થોડો સમય મુંગો રહ્યો. તે બોલ્યોઃ "તેણે તમારી સાથે શું વાતચીત કરી હતી ?"

આશુબાબુ બોલ્યાઃ "તે તેના ભીંજાયેલા કપડાં બદલીને મારા રૂમમાં આવીને બેઠી હતી. તે વખતે તેણે સહજ પણ સંકોચ બતાવ્યો ન હતો. મારી તબીયત કેવી છે, હું શી શી પરેજી પાળું છું, વગેરે બાબતો પર જરા પણ શરમ બતાવ્યા વિના, પ્રશ્નો કર્યા હતા. શિવનાથ તો ગંભીર થઈને બેસીજ રહ્યો હતો, પણ તેની પત્નિમાં ગંભીરતાનું કાંઈ પણ ચિન્હ જણાતું નહતું. ન બોલવા ચાલવામાં કે ન રીતભાતમાં !"

"વારૂ પણ તેની વાતચીત ઉપરથી મનોરમાની એટલી તો ખાતરી થઇ હશેને, કે તે તદ્દન જંગલી નથી !"

"ના, તેને એ બાઈ ઉપર એટલો તિરસ્કાર વ્યાપી ગયો છે, કે કંઈ કહેવાની વાતજ નહિ. તે જતી હતી, ત્યારે મેં મણિને તેને વિદાય આપવા કહ્યું: ત્યારે મણિ બોલી: "બાબા ! તમે મને બીજું જે કાંઈ કહો, તે હું માની જઈશ. પરંતુ એક દાસી કન્યાને વિદાય આપવા જઇને તેને હું 'આવજો બ્હેન' એમ કહી શકતી નથી. તે અહીં આવે, એમ હું ચાહતી પણ નથી, પછી તેને વિદાય આપવાની શી જરૂર છે ?"

તેને વિદાય આપવાની જરૂર હતી કે નહિ, તે તો અવિનાશબાબુ પણ સમજી શક્યા નહિ. પરંતુ તેઓ ધીમે સ્વરે બોલ્યા: "આ ઉપરથી એમ લાગે છે, કે તેની જાત પારખવી મુસ્કેલ છે. પણ મને લાગે છે કે મનોરમાની વાત સાચી છે. એવી બૈરીઓ સાથે આપણા ઘરની સ્ત્રીઓની ઓળખાણપીછાણ અને બોલવા ચાલવાનો વહેવાર ન હોય, એજ સારૂં છે"

આશુબાબુ ચુપ રહ્યા.

અવિનાશ બોલ્યા : "શિવનાથ સંકોચનો માર્યો મુંગો બેસી રહ્યો, એનું કારણ તો મને એ લાગે છે, કે તે પોતાની સ્ત્રી કેવી ખાનદાન છે, તે જાણતો જ હશે; તેને ભય લાગ્યો હશે, કે રખેને એ કાંઈ ગમે તેવું ભરડી મારીને, પોતાની જાત જણાવી દે તો !"

આશુબાબુ હસીને બોલ્યા: "તેમ પણ હોઈ શકે."

અવિનાશે કહ્યું. "જરૂર એમજ હોવું જોઇએ."

આશુબાબુએ સામી દલીલ ન કરી. તે બોલ્યા: "પણ એ સ્ત્રી છે તો લક્ષ્મીની પ્રતિમા !" એમ કહી તેઓ એક નિશ્વાસ મુકીને આરામચેર ઉપર સુઇ ગયા.

થોડો સમય શાંત રહ્યા પછી અવિનાશ બોલ્યા : "મારૂં બોલવું સાંભળીને તમે કેમ સડ થઈ ગયા."

આશુબાબુ આરામ ખુરસીમાં જ ઉઠીને બેઠા થઇ ગયા. અને અરધા સુતા સુતા ધીરે ધીરે બોલ્યા : "હું સઙ નથી બની ગયો અવિનાશબાબુ ! મારૂં મન એ વસ્તુઓનેજ વિચારી રહ્યું છે એ છોકરીમાં એકલું સ્વરૂપજ નથી, તેની વાણીમાં પણ તેટલીજ મધુરતા ભરેલી છે।"

અવિનાશ હસીને બોલ્યા. "પણ અમે તો તેનું સ્વરૂપ પણ જોયું નથી અને તેની વાણી પણ સાભળી નથી, ભાઈ!"

આશુબાબુ બોલ્યા : "પણ તમને એ સ્ત્રી સાથે વાતચીત કરવાનો અવસર મળે, તો તેનો ભૂલેચુકે ત્યાગ કરશો નહિ, અવિનાશબાબુ, મને લાગે છે કે તમે પણ એની સાથે વાતચીત કરવાનું જરૂર પસંદ કરશો. જતી વખતે એ સ્ત્રીએ મને કહ્યું હતુ કે તમને મારા સ્વામીનું સંગીત ખૂબ ગમે છે, તો પછી તમે એમને વચ્ચે શા માટે ગાવાને માટે બોલાવતા નથી? અમે કોણ છીએ અને શી જ્ઞાતિના છીએ, તે તમારે મનમાં લાવવાની જરૂર નથી. અમે કાંઈ તમારી સાથે આવીને, બેસવાનો દાવો કરવાના નથી."

અવિનાશને આ સાંભળીને જરા નવાઇ લાગી. તે બોલ્યો: "આ તેની વાતો એવી છે, કે એથી તમે તેને તદ્દન અભણ તો નહિજ કહી શકો. મને તો લાગે છે કે તે દિવસે તેના સંબંધમાં આપણે જે વાતચીત કરી તે શિવનાથે તેને કહી હશે અને તેથીજ હવે એ સ્ત્રી પોતાના પતિને આબરૂદાર માણસ તરીકે ખપાવવા પ્રયત્ન કરી રહી છે."

આશુબાબુ બોલ્યા: "તેની વાતો સાંભળીને મને લાગ્યું, કે તે બધી વાતો જાણતી હતી. આપણે તે દિવસે તેના સ્વામીનું અપમાન કર્યું હતું, તે હકીકત પણ શિવનાથે તેને કહી દીધી હતી. મને લાગે છે કે શિવનાથ એવો માણસ નથી, કે જે દરેક વાતો પોતાની પત્નિથીજ છુપાવી રાખી શકે!"

અવિનાશ તે વાતનો સ્વીકાર કરીને બોલ્યા: 'તે સ્વભાવે તેવો છે

ખરો, પણ એક વાત તો તે જરૂર છુપાવે છે, કે તે સ્ત્રી ગમે તે જાતની હોય; પણ શિવનાથે તેની સાથે ખરેખરજ લગ્ન કર્યાં નથી."

આશુબાબુએ કહ્યું, "શિવનાથ એ સ્ત્રીને પોતાની પત્નિ કહેતો હતો અને એ સ્ત્રી પણ શિવનાથને પોતાના સ્વામી તરીકેજ ઓળખાવતી હતી."

અવિનાશે કહ્યું, "તેમણે પતિપત્નિ તરીકે એક બીજાનો પરિચય ભલે આપ્યો હોય, પરંતુ તે સગાઈ સાચી નથી; એ વાતમાં એક ગભીર રહસ્ય છુપાએલું છે; એ રહસ્ય છુપાવવાનો તેઓ ગમે એટલો પ્રયત્ન કરશે, તો પણ અક્ષયબાબુ એક દિવસે એનો પત્તો મેળવીને, ગમે ત્યારે એ રહસ્ય ઉપરનો પડદો જરૂર દૂર કરશે."

આશુબાબુ બોલ્યા: "તે માટે તો મને પણ સંદેહ નથી. અક્ષયબાબુ એ રહસ્ય શોધી કાઢશે, એની મને ખાતરી છે; કારણ કે અક્ષયબાબુ બુદ્ધિમાન પુરૂષ છે. પરંતુ મને લાગે છે, કે તે દિવસે આપણે ત્યાં અક્ષયબાબુએ અને શિવનાથબાબુએ પરસ્પર જે આક્ષેપો કર્યાં હતા, તે તો અર્થહીનજ હતા. કાંઈક તત્વ હોય તો તે શિવનાથબાબુ જે વાતો છુપાવે છે, તેમાં છે. એ વાતો અવશ્ય જાણવા જેવી હોવીજ જોઈએ અને અક્ષયબાબુ એ ભેદ જરૂર શોધી કાઢશે."

અવિનાશબાબુ બોલ્યા: પરંતુ સમાજ........."

તેમનું આ બોલવું પુરૂં થયું નહિ. અવિનાશબાબુ વાક્ય પુરૂં કરે, તે પહેલાં જોડેનું બારણું ખખડ્યું અને મનોરમા બારણું ઉઘાડીને અંદર આવી. તેણે અવિનાશબાબુને નમસ્કાર કર્યાં અને બોલી: 'બાબા! હું બહાર ફરવા જાઉં છું. મને લાગે છે, કે આજે તમે ફરવા આવવાના નથી."

"ના દીકરી! તમે એકલા જ જાઓ"

અવિનાશ ઉઠીને ઉભા થયા. તેઓ બોલ્યા : "ચાલો, હું પણ જઈશ. મને આજે કામ છે મણિબ્હેન! હું તમારી સાથે જ મોટરમાં આવું છું, તમે મોટર બજારને નાકે ઉભી રાખશોને?"

"ચાલોને, જરૂર ઉભી રાખીશ!"

અવિનાશ ઉઠતા ઉઠતા બોલ્યા: "એક ઘણા અગત્યના કામે મારે આવતીકાલે દિલ્હી જવું પડશે. હું ત્યાં દશેક દિવસ રોકાઇશ. તે પહેલા પાછો આવી શકીશ નહિ."



[ ૫ ]

આજે દશેક દિવસ પછી અવિનાશબાબુ દિલ્હીથી પાછા આવી ગયા હતા, તેમણે ઘરમાં પગ મૂક્યો, એટલે તેમનો દશેક વર્ષનો દીકરો જગત દોડતો દોડતો તેમની પાસે ગયો અને તેણે તેમને ચિઠ્ઠી આપી. ચિઠ્ઠીમાં એક જ નાનકડી લીટી લખવામાં આવી હતી.

"આજે સાંજે જરૂર આવજે"......આશુબાબુ. આ સાંભળી જગતની વિધવા માસી, બારણા પરનો પડદો ખસેડી, ખીલતા ગુલાબના જેવુ સુંદર મુખડું બહાર કાઢીને બોલી: "અરે, આશુબાબુ આંખો ફાડીને તમારા આવવાના રસ્તામાં જ બેસી રહ્યા હતા કે શું? ઘરમાં પગ મૂકો ન મૂકો, તેટલામાંજ તેડવા મોકલી આપ્યું; આ તે શું?"

'એમ લાગે છે કે કાંઈ જરૂરી કામ હોવું જોઇએ."

"એમને ધૂળ કામ હશે! તમને એકદમ તાકીદે બોલાવીને લાડવા ખવાડી દેવાના હશે."

અવિનાશને તેની નાની સાળી ઉપર સગીબહેન જેવું હેત હતું, તેથી તે તેને કોઈવાર "નાની બહેન" કહીને બોલાવતા. તો કોઈવાર તેનું નામ લઇને–નીલિમા–કહીને પણ બૂમ મારતા. તેઓ હસાને બોલ્યા: "નાનીબહેન! આંબાના ઝાડની નીચે પાકી કેરી પડેલી માણસો જુએ અને તે કાંઇપણ મહેનત વિના મળી શકતી હોય, તો તે લેવાનો તેમને લોભ થાય કે નહિ?"

અવિનાશ બોલ્યા: "તેવી લોકોને ખબર આપીએ, તો પણ તે હકીકતને લોકો સાચી માનશે નહિ અને તેમનો લોભ ઉલટો વધી જ

લોકો એવા લોભી છે, કે તેમણે ફળ લેવાને લાંબો કરેલો હાથ પાછો ખેંચી નહિ લેશે."

નીલિમા બોલી : "તો તેમાં કાંઈ લાભ પણ નહિ મેળવશે. જ્યારે એ કડવું ફળ તેઓ મુખમાં મૂકશે, ત્યારે તેઓ તેનો સ્વાદ સમજશે અને પછી પસ્તાશે." એમ કહી નીલિમા હસતી હસતી, પડદો નાંખીને અંદર ચાલી ગઇ.

અવિનાશબાબુ જ્યારે આશુબાબુને ત્યાં આવી પહોચ્યા, ત્યારે સંધ્યાકાળ થઇ ન હતી. આશુબાબુએ તેમનો ખુબ માનથી સત્કાર કર્યો અને પ્રેમ યુક્ત ક્રોધથી બોલ્યા ! "તમેય ખરા છો ! આ પરદેશમાં મને એકલો રાખીને દસ દસ દિવસ સુધી દિલ્હીમાં પડી રહ્યા. મારે તો એ દસ દહાડામાં દસ ભવ બદલવા જેવું થયું ! તેની કાંઈ તમને પડી છે."

અવિનાશ ચમકીને બોલ્યા : "એટલામાં તમારે દસ ભવ બદલવા પડયા ! શું વાત કરો છો ? વારૂ, પણ તમારા પહેલાં ભવનું તો વર્ણન કરો !"

"પહેલો ભવ તો એવી રીતે પુરો થયો, કે તમે ગયા, એટલે મને કાંઇ ચેન જ પડયુ નહિ, અને મારો દહાડો નીકળ્યો નહિ, એટલે મારે આમથી તેમ આંટા મારી મારીને દહાડો પુરો કરવો પડ્યો."

"એ તો બહુ ખરાબ થયું. વારૂ હવે બીજા ભવનું તો વર્ણન કરો."

"બીજો ભવ એવો થયો, કે એ દિવસે આપણો હિદુ તહેવાર હોવાથી, હિંદુ મહિલાઓ યમુના તીરે સ્નાન કરવા ગઇ હતી. એ વખતે હરેન્દ્ર, અક્ષય વગેરે પંડિત મિત્રો સાથે હું પણ ત્યાં ફરવા ગયો હતો, અને અમે એ દિવસ એ રીતે પુરો કર્યો હતો."

"તે પણ સારૂં થયું. વારૂં, હવે ત્રીજો ભવ જણાવો."

"ત્રીજા ભવમાં આશુબાબુ અતિશય ઉત્કંઠાથી "અવિનાશબાબુ

જલદી આવો" એવી વિનંતિ કરી રહ્યા હતા અને તેમને આશા હતી, કે અવિનાશબાબુ તેમની એ વિનંતિને જરૂર સ્વીકારશે!"

અવિનાશ બોલ્યા: "હા, તેમણે તમારી પ્રાર્થના માન્ય કરી લીધી છે. વારૂં, હવે તમારા ચોથા ભવનું વર્ણન કરો."

આશુબાબુએ કહ્યું, "એ ચોથો ભવ બધાને તપી જાય એવો છે. બાબાજી વિલાયત ગયા હતા, તેઓ સ્વદેશ પાછા ફર્યા પછી, પહેલવહેલા કાશીક્ષેત્રે ગયા હતા. ત્યાંથી તેઓ પરમ દિવસે અહીં આગ્રા શહેરમાં આવી ગયા છે, હમણાં તેઓ મોટર રીપેરીંગ કરી રહ્યા છે. તેમને મોટર રીપેરીંગ આવડે છે. રીપેરીંગ લગભગ પુરું થવા આવ્યું છે, તેઓ હમણાં અહીં આવશે. આજે આપણે બધાએ મળીને રાત્રીના પહેલા પહોરમાં ચાદની વેળાએ તાજમહેલ જોવા જવુ એવી તેમની મરજી છે"

અવિનાશ હસી રહ્યા હતા, તેમણે ગંભીર થઈને પ્રશ્ન કર્યો, "એ બાબાજી કોણ છે આશુબાબુ? તેમના સંબંધમા તે દિવસે તમે થોડુંક બોલ્યા પછી, શા માટે અટકી ગયા હતા?"

આશુબાબુ બોલ્યા: "હા તે દિવસે તો થોડું બોલીને અટકી ગયો હતો પરંતુ આજે તમને તેમના સંબંધમાં બધું કહી દેવાને હવે કાંઈ વાંધો નથી. અજિતકુમાર મારા ભાવી જમાઇ–મણિના વર છે. મણિ અને અજિતનો પ્રેમ, એ તો જગતમાં દિવ્ય વસ્તુ છે, અજિતબાબુ એક ખરેખરૂં નવરત્ન છે."

અવિનાશબાબુ શાંતિથી આશુબાબુનું કહેવું સાંભળી રહ્યા. આશુબાબુ ફરી બોલ્યા: "અવિનાશબાબુ! અમે બ્રહ્મસમાજી નથી અમે હિંદુ છીએ. અમારે ત્યાંના સઘળા શુભાશુભ પ્રસંગોએ કર્મકર્માંતર હિંદુ રીતિએ થાય છે, આજથી ચારેક વર્ષ પૂર્વે મણિના લગ્ન થવાના હતા. અરે. એ લગ્ન થઈજ ગયા હોત; પરંતુ તેમાં એક વિચિત્ર વસ્તુ આડે આવી હતી અને તેથી એ લગ્ન થયા ન હતા ભાગ્યમાં લખ્યું મિથ્યા થતું નથી. પરંતુ અહીં તો તેમજ બન્યું હતું."

અવિનાશ સ્તબ્ધ થઈ ને, આ બધી વાતો સાંભળી રહ્યા હતા. આશુબાબુએ તેમનું બોલવું આગળ ચલાવ્યું, "મણિને પીઠી પણ ચઢાવવામાં આવી હતી, અને લગ્નની તૈયારી થઈ ગઈ હતી. ત્યાં વિઘ્ન આવ્યું. શાસ્ત્રીમહારાજ એજ દિવસે રાત્રે કાશીથી અમારે ત્યાં આવી પહોંચ્યા. શાસ્ત્રીમહારાજ તેમના પિતાના મરણ પછી તેમના ઘરના કરતા હરતા થઇ પડયા હતા. તેમને કાંઇ છોકરા છૈયાં ન હતા. માત્ર એક વૃદ્ધ ડોસી હતી. અને તેને લઈને તેઓ કાશીક્ષેત્રમાં જ નિવાસ કરીને રહ્યા હતા. શાસ્ત્રીમહારાજને જ્યોતિષમાં અખંડ વિશ્વાસ હતો. અમે લગનનો મુહુર્ત કાઢી આપવાનું કાર્ય તેમનેજ સોંપ્યું. તેમણે મણિના જન્માક્ષર જોયાં અને તેઓ ગંભીર વિચારમાં પડી ગયા. તેમણે ખૂબ ખૂબ ગણતરી કરી જોઇ, મોટા મોટા પંડિતોની સલાહ લીધી અને છેવટે તેમણે કહ્યું; "આશુબાબુ! યોગ એવો છે, કે જો આ વર્ષમાં લગ્ન થશે; તો ત્રણ વર્ષ અને ત્રણ મહિનામાં મણિ વિધવા થશે."

બસ! રંગમાં ભંગ પડ્યો. બધી મહેનત ધૂળધાણી થઈ ગઈ. પણ જોશીમહારાજને તેથી કાંઈ લાગણી થઈ નહિ. મણિનું આવું ભવિષ્ય સાંભળી, અજિતની માતાને ભારે ક્રોધ ચઢ્યો. અજિત એક ધનવાન કુટુંબનો એકલો વારસદાર છે. વિધવા વૃદ્ધ માતા સિવાય બીજું તેનુ કોઇ સગું વહાલું નથી. અજિતની માતાએ એ વિવાહ કરવા ના પાડી. પરિણામ એ આવ્યુ, કે દુઃખનો માર્યો અજિત એંજીનીયરીંગ શીખવાનું નામ દઈને, વિલાયત ચાલ્યો ગયો અને બધાએ એમજ માની લીધું કે આ લગન હંમેશને માટે ભાગી પડ્યા!"

અવિનાશ દિંગ્મૂઢ બની ગયા. તેમણે એક લાંબો વિશ્વાસ નાંખીને પૂછ્યું "વારૂં, પછી શું થયું!"

"આ બનાવથી તો અમે બધાજ હતાશ થઈ ગયા હતા, ફક્ત એક મનોરમાને નિરાશા થવા પામી નહતી. મારા ગભરાટનો, તો કાંઈ પારજ રહ્યો ન હતો. મારી ઉંઘ તરસ પણ ઉડી ગઈ હતી. મણિ ઉલટી મને આશ્વાસન આપતી તે મને આવીને કહેતી; બાબા! એમાં

એવી શી મોટી બાબત બની છે, કે જેથી તમે આહાર નિદ્રાનો પણ ત્યાગ કરી બેઠા છો ? ત્રણ વર્ષ નીકળી જવા, એ કાંઈ મોટી વાત નથી !"

"મારા મનમાં કેટલી વ્યથા થતી હતી તે હું જ જાણતો હતો, મેં કહ્યું, "મણિ ! તારું કહેવું બરાબર છે. પરંતુ આ બાબત એવી છે કે જેમાં ત્રણ વર્ષનો જ પ્રશ્ન નથી; ત્રણ દિવસ હોય, તો પણ તેને સહન કરી લેવા, હંમેશને માટે એ સબંધને તુટી પડવા દેવા જેવું છે."

મણિ હસીને બોલી "તમારે એ બાબતની ચિંતા કરવાની જરૂર જ નથી બાબા! હું તેમને બરાબર ઓળખું છું. તમે ધારો છો એવું કદી પણ બનવાનું નથી.

આશુબાબુએ આગળ ચલાવ્યું. "અજિત એક સાત્વિક પ્રકૃત્તિનો મનુષ્ય છે. ભગવાનની શક્તિમા તેનો અચળ વિશ્વાસ છે. જે વખતે તે વિલાયત ગયો, ત્યારે મણિ ઉપર એક નાનકડો પત્ર પણ લખીને મોકલતો ગયો હતો. તેણે મણિ ઉપર બીજો એક પણ પત્ર લખ્યો ન હતો. મણિએ પણ પત્ર લખ્યો ન હતો, પરંતુ તે મનમાં બધી સ્થિતિ જાણતી હતી. અજિત વિલાયત ગયો, તે દિવસથી મણિએ તદ્દન બ્રહ્મચારીના સંન્યાસીના નિયમો પાળવા માંડયા હતા. અને આજ સુધી તેણે એ વૃતી કાયમ નિભાવી રાખી છે. જો કે તેની રહેણી કરણી ઉપરથી તે સંન્યાસીવૃતી પાળે છે, એમ તેણે કોઇને જણાવા દીધું ન હતુ"

અવિનાશે કહ્યું; "હું આશિર્વાદ આપું છું, કે તેમનું જીવન સુખી નીવડો."

આશુબાબુએ જાણે આશિર્વાદ પુત્રીના તરફ પોતે માથું ઝુકાવીને ઝીલી લીધા. અને બોલ્યાઃ "બ્રાહ્મણનો આશિર્વાદ કદી નિષ્ફળ થતો નથી. અજિત વિલાયતથી આવ્યા પછી, સૌથી પહેલા શાસ્ત્રી મહારાજને ત્યાં ગયા હતા. અને પછી અહી આવ્યા છે, તે ઉપરથી એમ લાગે છે, કે હવે શાસ્ત્રી મહારાજે લગ્ન કરવાની રજા આપી હશે. જો તેમણે રજા ન આપી હોત, તો તો અજિત અહી આવતેજ નહિ."

થોડી ક્ષણો બન્ને મુંગા રહ્યા. જરા વાર પછી આશુબાબુ બોલ્યા: "અજિત વિલાયત ગયા પછી, બે વર્ષ સુધી તેમના કાંઈ સમાચારો જ મળ્યા ન હતા. આથી વચ્ચે વચ્ચે મેં મણિના બીજે સ્થળે વિવાહ કરવાની પણ કોશીષ કરી હતી. પરંતુ મારા એ પ્રયત્નોની મણિને ખબર પડતા, તે મારા કાર્યનો વિરોધ કરીને કહેતી, કે તમારે એવી ખટપટ કરવાની જરૂર જ નથી. તમે જો કે મારૂં અજિતને ખુલ્લે ખુલ્લું વાગદાન કર્યું નથી, પરંતુ મનથી તો તમે તે કરી ચુકયા છો. એટલે હવે એ વિવાહ છોડી દેવા યોગ્ય નથી. હું તેને કહેતો, "વિવાહ થયા પછી, તે વિવાહ તૂટી જવાના બનાવો તો ઘણે સ્થળે બન્યા છે; પછી તેમ કરતા આપણે શો વાંધો છે?" પણ મણિને એ વાત પસંદ આવતી નહિ, તેની આંખો પાણીથી ભરાઈ જતી! તે કહેતી બીજે સ્થળે ભલે તેમ થાય, આપણે તેમ કરવું નથી. આપણે તો ફકત મનવડે જે વિચાર કરી ચુકયા છીએ, તે બસ છે. ભગવાને મારા ભાગ્યમાં જે લખ્યું છે, તે સહન કરી લેતા, મને આનંદ થશે. મને એ સંબંધમાં તમે બીજી કાંઇપણ આજ્ઞા કરશો નહિ. બાબા!" મનોરમાની આવી વાણી સાંભળી મારા નેત્રોમાં પણ જલ ભરાઇ જતું અને હું કહેતો કે, 'દીકરી! ખરેખર તારે માટે બીજું ઠેકાણું શોધવાની મેં પ્રવૃત્તિ કરી છે, એ મારી ભૂલ છે. તારા વૃદ્ધ પિતાની આ નાદાનીને તું ક્ષમા આપશે, એવી મારી આશા છે!"

વાતો કરતા કરતા આશુબાબુના મનમાં એ બધી વાતો તાજી થઈ ગઈ અને તેથી તેની બંને આંખોમાં પાણી ભરાઇ આવ્યા! અવિનાશબાબુ પણ લાંબો સમય કાંઇ બોલી શકયા નહિ. તે પછી તેમણે ધીમે ધીમે કહ્યું; "આશુબાબુ! આપણે સંસારમાં કેટલી બધી ભૂલો કરી રહ્યા છીએ અને કેટલી બધી ખોટી માન્યતાઓને સેવી રહ્યા છીએ?"

"એટલે?" આશુબાબુએ બરાબર સમજ ન પડવાથી પ્રશ્ન કર્યો.

આપણામાંના ઘણાના મનમાં આવું છે, કે આપણી દીકરીઓને અંગ્રેજી ભણાવીએ છીએ. એટલે તેઓ મડમડી બની જાય છે; અને

આપણા પ્રાચીન અને મધુર હિંદુ સંસ્કારોનો નાશ થઇ જાય છે. તમારી મણિના જ ઉદાહરણ પરથી કહો કે આપણા એ વિચારો કેવા ખોટા છે!"

આશુબાબુ માથું હલાવતાં બોલ્યા: "ઘણી બાબતોમાં આપણી માન્યતાઓ આવી જ ભૂલ ભરેલી હોય છે, પરંતુ કોણ કહી શકે છે, કે અમુક જાતનું શિક્ષણ એ જ સુશિક્ષણ છે અને અમુક જાતનું શિક્ષણ એ શિક્ષણ જ નથી? મને તો લાગે છે, કે ખરી અસલ વસ્તુની પ્રાપ્તિ જે વડે થઈ શકે તે જ સાચું શિક્ષણ છે અને તેની પ્રાપ્તિ કે અપ્રાપ્તિ ઉપર જ આપણા જીવનનો આધાર છે. નહિ તો એકનો ગુન્હો બીજાના કપાળે જડી દેવાથી, જેવી વિષમ સ્થિતિ ઉત્પન્ન થાય છે; તેવી જ સ્થિતિ શિક્ષણ અશિક્ષણની સમિક્ષામાં પણ ઉત્પન્ન થવાનો સંભવ છે!"

એટલામાં આસરે ત્રીસેક વર્ષનો એક દેખાવડો, બળવાન અને જોશીલો તરૂણ તે ઓરડામાં દાખલ થયો. તેના કપડાં ઉપર એક ડાઘો પડયો હતો. તે બોલ્યો, 'મોટર રીપેરીંગ કરતા મારા કપડાને આ કાળો ડાઘો પડયો છે. મણિ પણ મને રીપેરીંગના કામમાં અત્યાર સુધી મદદ કરી રહી હતી, તેના કપડાને પણ ડાઘા પડયા છે. તે કપડા બદલવા ગઈ છે મોટર રીપેર થઈ ગઇ છે. શોફરને તે અહીં લઈ આવવાનું હું કહી આવ્યો છું."

આશુબાબુ બોલ્યા: "અજિત! આ મારા પરમમિત્ર શ્રીયુત અવિનાશ મુખોપાધ્યાય છે. તે અહીંની કોલેજના પ્રોફેસર છે. જાતે બ્રાહ્મણ છે એમને પ્રણામ કરો."

આગન્તુક યુવાને જમીન ઉપર પડીને, પ્રોફેસર સાહેબને પ્રણામ કર્યા. તેણે પ્રણામ કરીને ઉભા થતાં કહ્યું, "મણિને કપડાં બદલીને આવતા પાંચ મિનિટથી વધારે વખત નહિ થાય. તમે કેમ હજી તૈયાર થયા નથી? જો ઘણો વખત લાગશે. તો પછી તાજમહેલ જોવાને સમય મળશે નહિ. લોકો કહે છે, કે તાજમહેલ જેવું અતિશય સુંદર સ્થાપત્ય આ જગતમાં બીજે કશે નથી."

"તાજમહાલ જેવી બીજી કોઈ પ્રેક્ષણીય વસ્તુ નથી, એ ખરું છે બાબા! પણ ફરવા આવવાને મારી ખોટી છેજ ક્યાં? હું તો તૈયારજ છું. ખોટી તમારીજ છે, તમારે હજી આ કપડાં બદલવાના હશેને?" તે તરૂણે પોતાના પોશાક તરફ એકવાર નજર નાંખી, તે યુવાન બોલ્યો: 'મારે હવે કપડાં બદલવાની જરૂર નથી. આ કપડાંજ ચાલશે.'

'પણ એને પેલો કાળો ડાઘ પડયો છે ને?

"છોને પડયો! એ તો મારો ધંધો છે. કપડાને કાળો ડાઘો પડેલો છે; તેથી કાંઇ મારી આબરૂ ઘટી જવાની નથી." તે યુવાને હસતાં હસતાં કહ્યું.

આ શબ્દો સાંભળીને આશુબાબુના મનમાં ભારે આનંદ થયો. તે યુવાનનો નિરભિમાની ચહેરો, નમ્રતા અને કપડાં લત્તામાં છેલબટાઉ થઈને ફરવાની વૃત્તિ તરફનો તિરસ્કાર જોઇ, અવિનાશબાબુને પણ તેના પ્રત્યે માન ઉપજ્યું.

એટલામાં મણિએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. સહસા તેના તરફ નજર જતાં અવિનાશબાબુ ચમકી ઉઠ્યા! તેમણે ઘણા દિવસથી મણિને જોઇ ન હતી તેમાં આજે અજિત આવ્યાનો પરમાનંદભર્યો અવસર પ્રાપ્ત થયો હતો. અવિનાશબાબુએ મણિ અને અજિત માટે હમણાજ આશુબાબુને મોઢેજ સઘળી વાતો સાંભળી હતી તેમને લાગ્યુ હતું; કે મણિને માટે આજનો પ્રસંગ અપૂર્વ છે, તેના મોઢા ઉપર આજે એવો અવર્ણનીય આનંદ જણાશે, કે જેવો આનંદ તેના મુખ ઉપર આખી જીંદગીભરમાં દેખાશે નહિ! પણ તેમની એ ધારણા ખોટી પડી. મનોરમા રોજના જેવીજ હતી. તેણે દરરોજના જેવો સીધો સાદો પોષાક પહેર્યો હતો. પોતે આજે આનંદમાં ડુબી ગઇ છે, એવું દેખાડનારૂં એકપણ ચિન્હ, તેના મોઢા ઉપર ન હતું અથવા તેના કપડામાં પણું જરાય આડંબર દેખાતો ન હતો. શાતી, મૃદુતા અને ગ્લાની તેના મોઢા ઉપર વ્યાપી રહ્યા હતા.

થોડા સમય પછી એક મોટી મોટર આવીને બારણામાં ઉભી રહી બધા મોટરમાં બેઠા અને યમુના તીરે આવી પહોંચ્યાં નદી કિનારે પુણ્યલુબ્ધ સ્ત્રીઓની અને રૂપલુબ્ધ મોહઘેલા પુરુષોની જામેલી ભીડ, ધીમે ધીમે ઓછી થઈ ગઇ હતી. સુંદર અને સુદીર્ઘરસ્તાની બંને બાજુએ. લીલી ચાર પથરાએલી હતી. પરંતુ તેની શોભા રતિદેવ અસ્તાચળે ચાલ્યા ગયા હોવાથી, ઝાંખા પ્રકાશને લીધે, મંદ પડી ગઈ હતી. એ શોભા જોતા જોતા, તેઓ વિશ્વ વિખ્યાત અનંત સૌંદર્યમય તાજમહેલના અગ્રદ્વારની પાસે, આવી પહોંચ્યા. હેમંતૠતુના નાનકડા દિવસો હોવાથી, સૂર્ય અસ્ત થવાની તૈયારી ઉપર હતો.

અક્ષય વગેરે બીજા ગૃહસ્થો જે કાંઈ જોવા જેવું હતું, તે બધું જોઈ લઇને, બાગમાં આવીને બેસી ગયા હતા. તેમણે તો તાજમહેલ વારંવાર જોયો હતો અને તેમને તો તાજમહેલ જોઈ કંટાળો આવી ગયો હતો. એટલે તેઓ તાજમહેલ જોવાને ઉપર ન જતાં, બાગમાં આવીને આનંદ આણુતા બેસી રહ્યા હતા. આશુબાબુને આવતા જોઇને, તેમણે બધાએ મોટેથી બૂમ મારી તેમને આવકાર આપ્યો.

વાતવ્યાધિથી પીડિત થએલા આશુબાબુ પ્રચંડ શરીરે બાગની ચાર પથરાએલી સુંદર જમીન પર પડતુ મુકીને બેસતા બેસતા બોલ્યા. "મરી ગયારે ભાઈ! અમે તો આજે અહી બેઠા બેઠાજ મુમતાજ બેગમની કબર જોઇને આનંદ પામીશું બાબા! અને અહીથી જ બેગમ સાહેબાને સલામી આપીશું! એથી વધુ માન અમારાથી આપી શકાવાનું નથી અને તાજમહેલ જોવા, ઉપર પણ જઇ શકાવાનું નથી."

મનોરમા દીલગીર થતી બોલી: "તે નહિ બને બાબા! તમને અહી એકલા મૂકી દઈને, અમે અંદર જવા માગતા નથી." આશુબાબુ હસીને બોલ્યા: "બીએ છે શું કરવા બહેન! તારા ઘરડા બાપને અહીંથી કોઇ ચોરી નહિ જાય સમજી."

અવિનાશબાબુ બોલ્યા: "કેમ એવી બીક રાખવાની જરૂર નથી વારૂં? લોખંડી સાંકળી અને ગરગડી આણીને તમને અહી તે વડે બાંધી

મૂકયા હોય. તો પછી તો એવો વહેમ રાખવાની જરૂર નહિ રહે.”

મનોરમા બોલી: “મારા બાપાની તબીયત કેવી છે, તે તમે નથી જાણતા આપની નજર આગળ અહીં આવ્યા પછી, બાબા દહાડે દહાડે કેટલા બધા સુકાઈ ગયા ?”

“તારા બાબા મરી નહિ જાય હોં બહેન ! તું સુખેથી જા મને અહીં જ બેસવા દે બેટા !”

મનોરમા બોલી, “તે નહિ બને બાબા ! તમારે સાથે આવવું જ પડશે. તમે અમારી સાથે નહિ હશો, તો અમારો અડધો આનંદ ઓસરી જશે, પછી અમે તાજમહેલમાં શુ જોવાના હતા ? તમે સાથે હશો, તો તાજમહેલ સંબંધી જુની વિગતો પણ અમને સમજાવશો તમારા જેવા જુની વાતોના જાણનારા બીજા કોઈ નથી.” આ વાતચીત ચાલતી હતી, એટલામાં બધાની આંખો, સામેથી આવતી બે અજ્ઞાત વ્યક્તિઓ તરફ ખેંચાઇ. શિવનાથ અને તેની સ્ત્રી, તાજમહેલની પૂર્વ દિશાએથી ફરી આવીને આગળ જતા હતા. તેમણે આશુબાબુ વગેરેને જોયા. શિવનાથે આશુબાબુ તરફ જોયું, પરંતુ તેણે તેની દૃષ્ટિ પાછી ખેંચી લીધી અને દીઠું અદીઠું કરીને, તે ચાલ્યો જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં તેની સ્ત્રીની નજર આશુબાબુ તરફ ખેંચતા, આનંદમાં આવી જઇને મોટેથી કહ્યું : “જુઓ આશુબાબુ અને તેમની પુત્રી પણ આજે ફરવા આવ્યા છે.”

આશુબાબુએ મોટેથી બૂમ મારી: ‘અહોહો ! તમે કયાં ફરી આવ્યા શિવનાથબાબુ ? આવો ! આવો ! આમ આવો !”

શિવનાથ અને તેની સ્ત્રી આશુબાબુની પાછળ આવીને ઉભા રહ્યા. આશુબાબુ તેમનો અજિતને પરિચય કરાવતા બોલ્યાં : ‘ આ શિવનાથબાબુ સંગીતકાર છે, અને આ તેમના પત્નિ છે. જોકે એમની પત્નિનું નામ હું જાણતો નથી. આવો ! બેસો અહીં.”

તે સ્ત્રી બોલી, મારૂં નામ કમલ છે. કિંતુ મને તમે કમલ કહીને બોલાવશો નહિ, આશુબાબુ !”

"કેમ વારુ? તમને નામ લઇને બોલાવવા ઉચિત નથી? જુઓ, આ મારા પરમમિત્ર અવિનાશબાબુ છે. તમારા પતિ શિવનાથ પણ એમને સારી રીતે ઓળખે છે."

કમલ અજિત તરફ હાથ બતાવતા બોલી: "પરંતુ આ ગૃહસ્થનો પરિચય તો તમે આપ્યો જ નહિ."

આશુબાબુ બોલ્યા: "વારા કરતી બધાની ઓળખાણ આપશે એ અમારા...અંહ! અમારા એક અંગત સગાં છે. એમનું નામ અજિત-કુમાર રાય છે. એ કેટલાક વરસ થયા, વિલાયત ગયા હતા. હમણાં જ તેઓ સ્વદેશ પાછા ફર્યા હોવાથી, અમને મળવા આવ્યા છે. શું તમે આજે પહેલવહેલો જ તાજમહાલ જોવા આવ્યા હતા કે?"

તે સ્ત્રીએ માથું ધુણાવીને કહ્યું: "હા"

"તમને આ કળાપૂર્ણ તાજમહેલ જોવાનો આજે લાભ મળ્યો, તે માટે હું તમને ભાગ્યવાન સમજું છું. અજિત પણ તમારા જેવોજ ભાગ્યવાન છે કારણ કે તે પણ આજે પહેલીજવાર તાજમહેલ જુએ છે. પરંતુ હવે પ્રકાશ ઓછો થતો જાય છે. જાઓ અને જલદી જલદી તાજમહેલ જોઈ આવો."

"તમારે લીધેજ મોડું થાય છે, તમે જલદી ઉઠોને બાબા!" મણિ બોલી.

"મારે ઉઠવું કાંઈ સહેલુ છે? આ વાયુના શરીરે ઉઠવા માટે ય મારે તો ભારે મહેનત લેવી પડે છે."

"તો એ મહેનત લો બાબા!" લાડઘેલી મણિ બોલી.

"આય છે, વારુ બોલો કમલ! તાજમહેલ જોઈને તમારા મનમાં શું વિચારો ઉઠયા હતા."

"મને એમ લાગ્યું કે લોકો કહે છે, તે પ્રમાણે આ તાજમહેલ ખરેખર એક નવાઈની વસ્તુ તો છે!"

મનોરમાએ હમણાં પણ કમલની સાથે તદ્દન વિચિત્ર વર્તન ચલાવ્યું હતું! તેની સાથે મનોરમાને પરિચય હતો, છતાં કમલ સાથે તે એવી રીતે વરતી રહી હતી, કે કેમ જાણે તે તેને ઓળખતી જ ન હોય! પિતાને તાકીદ કરતા તે "બોલી: "અંધારૂં થવા આવ્યું, હવે જલદી ઉઠો બાબા!!"

"ઉઠું છું!" આશુબાબુએ જવાબ આપ્યો, પરંતુ તેઓ ઉઠવા માટે કાંઈ પણ ચેષ્ટા કરતા હોય, એમ જણાયુ નહિ. કમલ હસી. તે તે મનોરમા તરફ જોઈને બોલી: "એમનું શરીર હલકું નથી, એમને ઉઠતાં ભારે મુશ્કેલી પડશે, તેના કરતા અમને અહીંજ બેસીને વાતો કરવા દો અને તમે જઈને તાજમહેલ જોઈ આવો."

મનોરમાએ કમલના કહેવાનો કાંઈ જવાબ ન આપ્યો. જાણે પોતે કાંઈ સાંભળતી જ ન હોય તેમ તે આગ્રહ કરતી પિતાને કહેવા લાગી: "ના બાબા! તે ચાલશે નહિ તમે એકવાર જલદી ઉઠો."

મનોરમાએ ભારે આગ્રહ કર્યો, પરંતુ આશુબાબુએ ઉઠવાને માટે કશો પણ પ્રયત્ન કર્યો નહિ. મનોરમાએ વારંવાર આગ્રહ કર્યા છતાં, આશુબાબુએ ઉઠવાને માટે કશી જ ચેષ્ટા કરી નહિ. તે જોઈને કમલના મોઢા ઉપર અજબ આશ્ચર્ય વ્યાપી ગયુ; અને એ આશ્ચર્ય આગળ પેલા પાષાણના વિસ્મયરૂપ તાજમહેલથી ઉપજતું આશ્ચર્ય, ઝાંખું પડી ગયું!

અવિનાશબાબુ બોલ્યા: "તમે ન જાઓ તે ચાલશે નહિ. આશુબાબુ! મનોરમાને એમ લાગે છે, કે તે જો તેના પિતાને નજર સામે નહિ જોશે તો તાજમહેલ જોવાથી જે આનંદ થશે, તેમાનો અર્ધો આનંદ માર્યો જશે."

કમલે બને આંખો ઉચી કરીને આશુબાબુ તરફ જોયું. તે બોલી, "આશુબાબુ! મને લાગે છે, કે તાજમહેલ સંબંધી તમે ઘણા ઉડા રહસ્યો જાણો છો, ખરૂં વારૂં ?"

કમલના મોઢાંમાંથી બહાર પડતા આ શબ્દો સાંભળીને, મનોરમાના આશ્ચર્યનો પાર ન રહ્યો, તે મનમાં ને મનમાં બોલી, "એની બધી વાતો

પરથી તો નથી લાગતું કે એ દાસી કન્યા હશે !"

આશુબાબુ આનંદ પુલકિત થઇને બોલ્યા, "હું તો કાંઇએ જાણતો નથી, અને તાજમહેલનો ભોમિઓ પણ નથી. હું માત્ર એ તાજમહેલના સૌંદર્યમાં જે મિઠાશ રહી છે, તેને જ જાણું છું. મેં એ દૃષ્ટિ રાખીને જ તાજમહેલ જોયો છે. તાજમહેલ જોતાં, મેં એ તાજમહેલના સંગેમરમરના પથ્થરો નથી જોયા, મેં તો તેમાંએ સમ્રાટ શાહજહાનેજ મૂર્તિમંત જોયાં છે, ઉજવળ અને તેના એકનિષ્ટ પત્નિ પ્રેમને જોયો છે, કે જે પત્નિપ્રેમે દુનિયાને મુગ્ધ કરી દે એવી, આ તાજમહેલ રૂપી આરસના મહામુલા પાષાણુની દુનિયા ખડી કરી છે."

કમલ આ સાંભળીને આશુબાબુના મોઢા સામે જોઇ રહી તે બોલી: "શાહજહાંના પત્નિપ્રેમને એક નિષ્ઠ પત્નિપ્રેમ કહેવો. એ તો લજ્જાહીન મશ્કરી છે. સમ્રાટ શાહજહાંને અનેક બેગમો હતી. તેમાં કદાચ સમ્રાટ બીજી બધી બેગમો કરતાં મુમતાજને થોડી વધારે ચાહાતા હશે, તેમાં શું થઈ ગયું ! એ કાંઇ એકનિષ્ઠ પત્નિપ્રેમ ન જ કહેવાય.

આ તદ્દન નવા એવા, ભયાનક વિચારો સાંભળી, બધા ગમકી ઉઠ્યા. તેમણે એનો ઉત્તર શોધવા પ્રયત્ન કર્યો, પરંતુ તેનો ઉત્તર તેમને જડયો નહિ.

કમલ વળી બોલી, "સમ્રાટ શાહજહાંન ભાવિક હતા, કવિ હતા, તેમની શક્તિ અને સંપતિ અગાધ હતી, અને તેનુ ધૈર્ય અખૂટ હતું. એટલે તેઓ આવો મહાભારત સૌંદર્ય ભર્યો સ્મૃતિમહેલ બંધાવી શકયા હતા. મુમતાજનું તેને નામ આપવામાં આવ્યું, એ તો માત્ર એક અકસ્માત હતો. મુમતાજનો કે બીજો કોઈ પ્રસંગ ન હોત, તો પણ સમ્રાટ એવું જ મહાભારત સૌંદર્યધામ બંધાવી શકયા હોત. તમે ભલે એને શાહજહાંનના એકનિષ્ઠ પત્નિપ્રેમનું સ્મારક કહો, હું તો કહુ છું કે એ કંઈ એકનિષ્ઠ પ્રેમનું સ્મૃતિ ચિન્હ નથી. સમ્રાટને મકાનો બાંધવાનો જે અગાધ શોખ હતો, તે શોખ દર્શાવનારૂં જ તે એક ચિન્હ છે એવી મારી મારી માન્યતા છે."

કમલના આ શબ્દોથી આશુબાબુના મનમાં એકદમ પ્રબળ આઘાત થયો, તેઓ વારંવાર માથું ધુણાવતા બોલી ઉઠ્યા, 'ના, ના, ના, કમલ! એ કહેવું ખરૂં નથી! હું તે સાચું માનતો નથી. તમારૂં કહેવું સાચું માનીએ અને જો સમ્રાટનો તેની બેગમ પ્રત્યે એકનિષ્ઠ પ્રેમ ન હતો એમ સ્વીકારીએ, તો તો પછી એ વિશ્વવિખ્યાત સ્મૃતિ મહેલનું કાંઈ મહત્વ જ રહેતુ નથી. તેણે આ ભવ્ય સૌંદર્ય સૃષ્ટિ માત્ર તેનો એકનિષ્ઠ પત્નિપ્રેમ દર્શાવવા જ નિર્માણ કરી હતી અને જગત આજે એમજ માની રહ્યું છે, તે તમારી વાત માનવાનું નથી!"

કમલ બોલી, "લોકો જો મારી વાત નહિ માને, તો તે મૂર્ખતા છે. શાહજહાંનના પત્નિપ્રેમનો હું ઈન્કાર કરવા માંગતી નથી. પરંતુ લોકો શાહજહાંનના પત્નિપ્રેમને રામસીતા જેવો પત્નિપ્રેમ માનીને, અને તે પ્રેમના સ્મારકરૂપે આ તાજમહેલને સમજીને વરસો થયા તેના જે ગુણગાન કરી રહ્યા છે, તે તો સાવ ખોટા જ છે. એમ મારૂં કહેવું છે. કોઈ એમ માની લે, કે એક સમયે જેને આપણે ખૂબ ચાહતા હોઈએ, તેમાં કોઈપણ દહાડો કોઈ કારણે ફેરફાર થાય જ નહિ, એ પ્રેમ અચળ જ રહે છે તો એ માન્યતા સાચી પણ નથી અને સુંદર પણ નથી."

કમલના આ શબ્દો સાંભળી મનોરમાના આશ્ચર્યનો પાર ન રહ્યો તેને લાગ્યું કે શિષ્ટભાષામાં આવી સુંદર દલીલો કરનાર બાઈને મૂર્ખ દાસી કન્યા કહીને, તેનો ઉપહાસ કરવો મુશ્કેલ છે. પરંતુ સાથે સાથે તેને એમ પણ લાગ્યું, કે તે પુરૂષોની સાથે વાતચીત કરીને પત્નિપ્રેમની જે મિમાંસા કરી રહી છે; તેથી સ્ત્રીમર્યાદનું ઉલ્લંઘન કરી રહી છે. મનોરમાને આથી ભારે આઘાત થયો- મનોરમા અત્યારસુધી કમલના કહેવા તરફ બેદરકાર હતી, તે હવે પોતાના મન ઉપર વધારે કાબુ રાખી શકી નહિ. તેણે ધીમા પણ સખત અવાજે કહ્યું; "તમે જે મનોવૃત્તિથી આ વાતચીત કરી રહ્યા છો. તેવી માનસિક વલણ કોઇની પણ ન થાઓ. એમ હું ઇચ્છું છું. અલબત પત્નિપ્રેમને લગતા આ વિચારો તમારે માટે તો સ્વાભાવિક છે, એ હું જાણું છું; પરંતુ બીજાને માટે એ

વિચારો સારા પણ ન'થી અને સાચા પણ નથી."

આશુબાબુ મનમાં અત્યંત સ્તબ્ધ થયા. તે બોલ્યા : "આ વિચારો તદ્દન ફેંકી દેવા જેવા તો નથી."

કમલને આથી માઠું લાગ્યું નહિ. પરંતુ તે માત્ર હસી. કમલ બોલી : "અનેક દિવસોથી જે સંસ્કારો માણસના મનમાં દૃઢ થઇને રહેલા હોય, તેનો વિરોધ થાય, ત્યારે માનવીના અંતરને જેવો આઘાત લાગવો જોઈએ, તેવો જ આઘાત તમને લાગ્યો છે; એમ મને જણાય છે. તમે એ વાત ખરી બોલ્યા છો, કે એ વિચારો મારે માટે સ્વભાવિક છે; કારણ કે મારું મન અને દેહ હજી નવજુવાનીમાં છે, અને મારું મન પણ હજી જીવતું છે; એટલે એવા જીવતા મનને જીવતા વિચારો ગમે, એ કેવળ વ્યાજબી જ છે મને એ જીવતા મન સાથે જ કામ છે. જે મન ફેરવતા વિચારોને અને દૃઢ થયેલી માન્યતાઓના વિરોધને સહન કરી શકતું નથી એ મન મરણ પામેલુ છે અને તેથી તે નકામું છે." કમલે આમ કહીને અજિતની સામે જોયું. અજિતને આ વિતંડાથી ભારે ગુસ્સો આવી ગયો હોય અને તેના નેત્રો તેથી અગ્નિકણ વેરી રહ્યા હોય. એમ તેને લાગ્યું. મનોરમાએ અજિતનો એ ક્રોધ ભર્યો ચહેરો કોણ જાણે જોયો હતો કે ન હતો! એટલામાં મનોરમા વચ્ચે જ બોલી ઉઠી : "બાબા! હવે બિલકુલ સમય બાકી રહ્યો નથી. તમારાથી ઉઠાતું નથી માટે તમે અહીં જ બેસો હું અજિતબાબુને તાજમહેલ બતાવી લાવું છું!"

અજિતનું લક્ષ કમલ ઉપરથી મનોરમા તરફ ખેંચાયું. તે બોલ્યો : "હા ચાલો!"

આશુબાબુ બોલ્યા : "વારૂ મા. તમે જાઓ દીકરા! મને અહીં બેસી રહેવા દો. પણ જુઓ, વખત ઘણો થઇ ગયો છે, માટે તમે જલ્દી પાછા આવી રહેજો હાં.

હતી. તે ઉદાસ આંખોએ તેનું મન કોઈ બીજીજ બાજુએ ગુંથાઇ ગયું હોય તેમ, સામે જોઇ રહ્યો હતો. તેના મનમાં શું વિચારો ગુંચવાઇ રહ્યા હતા, તે સમજી શકાયું નહિ તેમજ એ વિચારો સમજવાની કોઈએ તસ્દી પણ લીધી નહિ.

કમલ બોલી: "મને લાગે છે કે તમને ઘેરે જવાની ઉતાવળ પડી હશે નહિ વારૂં? પણ તમારૂ ઘર તો તમારી સાથેજ છે." એમ કહી તે હસવા લાગી!

કમલના આ શબ્દોથી આશુબાબુ શરમાઇ ગયા. હરેન્દ્ર અને અક્ષય એક બીજાની સામે જોઇને હસ્યા. મનોરમાએ પણ શરમથી પોતાનું મોઢું બીજી બાજુએ ફેરવી લીધું. શિવનાથના મોઢા ઉપર શું ફેરફારો થયા છે, તે જોવા બધાએ તેના તરફ દૃષ્ટિ નાંખી, પરંતુ તેનું ભવ્ય અને સૌંદર્યપૂર્ણ મોઢું પહેલાં જેવું જ શાંત હતું. તેના મોઢા ઉપર કાંઈ પણ ફેરફાર થએલો જણાતો ન હતો. તેની નજર, સામેના એકાત આકાશ તરફ જડાઇ ગઇ હતી. તે જાણે કંઈ જોવા પણ માંગતો ન હતો સાંભળવા પણ માંગતો ન હતો!

અવિનાશ કમલે તેના પ્રશ્નનો જવાબ આપવામાં કરેલી ઢીલ સહન કરી શકયો નહિ તે બોલ્યો: 'ચાલો, મારા પ્રશ્નનો જવાબ આપો."

કમલ બોલી: "પણ સ્વામીનો જવાબ આપવા માટે નિષેધ છેને? પતિની આજ્ઞાનો ભંગ કરવો, એ શું વ્યાજબી છે?" એમ કહી તે હસવા લાગી. અવિનાશ પોતે પણ હસવું ખાળી શકયો નહિ. તેમણે કહ્યું "તાજમહેલ સામે બેસીને સ્વામીની આજ્ઞાનો ભંગ કરવામાં અપરાધ થતો નથી. અમે આટલા બધા માણસો મળીને કહીએ છીએ ને, કે તમે જવાબ આપો! પછી શું છે?"

કમલ બોલી: "મેં આજ પહેલા આશુબાબુને ફકત એકજવાર જોયા હતા અને આજે ફકત બીજીવાર જોઉં છું. પણ તેટલામાં મને લાગ્યું છે, કે તેઓ બહુ પ્રેમાળ માણસ છે." એમ કહીને તે શિવનાથને બતાવતા બોલી, "એઓ મને આ બાબત પર વધારે બોલવા શા માટે ના પાડે છે તે તમે સમજી શકતા નથી?"

આશુબાબુ પોતેજ એ વાત અટકાવી દઇને બોલ્યા :

"નહિ, નહિ કમલ ! મને ખોટું લાગશે, એમ સમજીને તારે બોલતા અટકી જવાની જરૂર નથી બેન ! કમલે ફકત આ ઘરડા આશુબાબુને આજ સુધીમાં બેજવાર જોયા છે, અને તેટલામાં કમલ તેની આટલી બધી પ્રસંશા કરે છે; તેને હજી બે બધુ વખત જોવાથી કમલ જાણી શકશે, કે તે જગતને માટે જોખમ ભરેલો આદમી નથી. તમારે જે બોલવું હોય તે બોલો કમલ ! આ બધુ સાંભળીને મને ખૂબ આનંદ થાય છે."

"તે ખરૂં છે. પરંતુ મારી ચર્ચાથી તમને ખોટુ લાગશે. એમ ધારીનેજ તો એ મને બોલવાની ના કહી રહ્યા છે. અવિનાશબાબુના પ્રશ્નનો ઉત્તર તેટલા જ માટે હું આપી શકી ન હતી. અવિનાશને ઉદ્દેશીને તેણે કહ્યું, અવિનાશબાબુ ! નરનારીનો પ્રેમસંબંધ મને તો લાગે છે, કે દુનિયા ધારે છે, તેટલુ મહત્વ આપવાને યોગ્ય નથી. પછી આપણે એને ઘણા મોટા આદર્શ રૂપે ગણીશું; તેથી કાંઈ તેને વધુ મહત્વ મળી જવાનું નથી."

આમ કહીને કમલે અક્ષયની સામે જોયુ અક્ષયે કમલને કાંઇ જવાબ આપ્યો નહિ. કમલ બોલી : આશુબાબુ એક સમયે પોતાની સ્ત્રીને ઘણુ ચાહતા હતા ખરા, પરંતુ તેઓ તેને મૃત્યુમાંથી બચાવી શકયા ન હતા અને તે મરણ પામી હતી, એટલે હવે તેને આપવાનુંએ કાંઈ રહ્યું નથી, તેની પાસે કાઈ લેવાનું પણ બાકી રહ્યુ નથી તેને હવે સુખી કરી શકાય તેમ પણ નથી અને તેને દુઃખ પણ આપી શકાય તેમ નથી; કારણ કે હવે તેની હસ્તીજ નથી ! પ્રેમનું પાત્ર ગયું, એટલે હવે પ્રેમજીવનનોજ અંત આવી ગયો ! હવે માત્ર તેઓ પત્નિને ખૂબ પ્રેમથી ચાહતા હતા. એ વાત કદી કદી તેમના મનમાં આવે છે; અર્થાત પ્રેમના પાત્રરૂપ મનુષ્ય જતુ રહ્યું છે, હવે માત્ર તેની સ્મૃતિ રહી છે. હવે તો તેમને માટે, એ પત્નિ સાથેની ગાળેલી પ્રેમાળ જીંદગીને માત્ર વારંવાર મનમાં યાદ કરવાનું જ બાકી રહ્યું છે. જ્યારે ખરી વાત તો

એ છે, કે આજે તેઓ પ્રેમવિહોણુ જીવન ગાળી રહ્યા છે. આ વર્તમાન-જીવનને મનમાં પણ ન લાવવું અને ભૂતકાળની મીઠી મીઠી વાતોનેજ યાદ કરી કરીને, ખુશ થયા કરવું; એને હું તો મહાન જીવન કહી શકતી નથી."

કમલના મુખથી આવા શબ્દો બોલતા સાંભળીને આશુબાબુને ફરી એકવાર ભારે આઘાત થયો. તેઓ બોલ્યા : "કમલ ! પ્રેમસ્મૃતિ એને તમે જો કંઇ મહત્વ જ ન આપવા માંગતા હો, તો તે તમારી ભૂલ છે. અપાણા દેશની વિધવાઓના હાથમાં તો એ એક પ્રેમસ્મૃતિ જ મહાન સ્મારક તરીકે બાકી રહે છે. તે અભાગીઓનો સ્વામી મરણ પામે છે, પરંતુ તે સ્વામીના સ્મરણથી જ તેમના વિધવા જીવનમાં પવિત્રતાની સ્મૃતિ વ્યાપી રહે છે. આ વાતનો તો તમે સ્વીકાર કરો છો ને ?"

અવિનાશ બોલ્યા : "વિધવા તેના વૈધવ્ય દરમ્યાન જે બ્રહ્મચર્ય પાળે છે, તે ખરૂં હોય કે બહાર દેખાડવા પુરતું હોય, તે વાત જવાદો ; પણ ફરી લગ્ન ન કરતા સ્વામીનું સ્મરણ જાળવી રાખવા જેટલું સંયમી જીવન ગાળે છે. તેનુ તમે મહત્વ તો કબુલ રાખશો જ કે નહિ ?"

કમલ હસી. તે બોલી: "અવિનાશબાબુ ! એ બધી પવિત્રતાની વાતો, એ પણ માત્ર એક શબ્દનો જ મોહ છે. સંયમ એ શબ્દને આપણે સ્થાન, કાળ, કારણ કે અકારણ જોયા વિના, એટલું બધું મહત્વ આપી દીધું છે, કે એ શબ્દ મોઢામાંથી નીકળતા જ તેની સામે, આપણા માથા નમી પડે છે ! ખરી રીતે જોઇએ તો સયમને આપણે આપેલું મહત્વ એ પણ એક દગાબાજી જ છે. બીજા માણસોને આ અભિપ્રાય બોલી બતાવવામાં કદાચ શરમ લાગે, પણ હું તો તેવી સાચી વાતો કહેતા શરમાવું, એવી નથી. જુઓ સાંભળો: વિધવાનારી સ્વામીના મરણ પછી, તેના સ્મરણમાં, વૈધવ્ય દશામાં જે દિવસો ગાળે છે, તે ઉપર સ્વાભાવિક રીતેજ સમાજે પવિત્રતાની છાપ મારી આપી છે અને તેથી જ વૈધવ્ય પવિત્ર ગણાય છે, તમે એ છાપ ભુંસી નાંખો અને પછી જુઓ,

કે એમાં પવિત્રતા ક્યાં અને કેટલી છે!"

અવિનાશ આ પ્રશ્નનો ઉત્તર શોધી શક્યા નહિ. તે થોડીવાર મુંગા રહ્યા, પછી બોલ્યા: "વારૂં તમે એ વૈધવ્યને શું કહો છો?"

અક્ષય બોલ્યો: મને લાગે છે, કે એ તો કોઈ બાબત કલ્પનાથી માની લેવાને ચાહતા જ નથી. એમને તો દરેક બાબતમાં બેને બે ચાર થાય, એવું પ્રમાણુ જ જોઈએ છે, ખરૂં ને?"

કમલે જવાબ પણ ન આપ્યો, તેમ તે ગુસ્સે પણ ના થઇ. ફક્ત હસી પડી.

આ હાસ્યથી બધાને ખીજવાટ થયો. માત્ર આશુબાબુ ખીજવાયા નહિ. તેઓ કમલની વાતો શાંતિથી સાંભળી રહ્યા.

અક્ષય ફરી બોલ્યો: 'તમારી આ બધી અવળી માન્યતાઓ, તમને જ મુબારક હો. અમારા ભદ્રલોકોમાં તો એ માન્યતાઓનો તો પડછાયો પણ ન પડે, એવી અમારી એ માન્યતાઓ અચળ છે."

"તે તો હું ય જાણું છું, કે તમારો ભદ્રસમાજ બંધાએલી માન્યતાઓ મરણાંતે પણ છોડવા તૈયાર નથી."

એ પછી થોડી ક્ષણો માટે બધા મૌન ચિત્તે બેસી રહ્યા. થોડીવાર પછી આશુબાબુ બોલ્યા: "હવે મારે માત્ર તમોને એક પ્રશ્ન પૂછવાનો બાકી રહે છે, કમલ!" જુઓ: પવિત્રતા અપવિત્રતાની વાતો તો બાજુએ રાખો પરંતુ અમારો ભદ્રલોક સમાજ સ્વભાવે જ એક પત્નિ વૃતનો પુજારી છે, એ તેનું માનસ સારૂં છે, એટલું તો તમે કબુલ રાખશો જ ને? જુઓ: મારી મણિની માતા મરી ગઇ, પછી તેને સ્થાને બીજી બૈરી લાવીને બેસાડી દેવાનો, મારા મનમાં તો વિચાર સરખો ય આવ્યો નથી! શું માણસે વારેવારે લગ્ન કરતા ફરવું, એના કરતા ન કરવું વધુ પવિત્ર નથી?"

કમલ બોલી : "હવે બેસો ! તમે પરણવાની વાત કરો જ કેવી રીતે ? તમે તો વૃદ્ધ થઈ ગયા છો આશુબાબુ !"

"અરે ભાઈ ! આજે ડોસો થયો છું, પણ બેરી મરી ગઈ; ત્યારે તો કોઇ બુઢ્ઢો થોડો જ હતો ! પણ તે દિવસે ય મારા મનમાં ફરી લગ્ન કરવાની કલ્પના સરખી ન હોતી આવી."

ત્યારે તો મને લાગે છે, કે તે દિવસે પણ તમે વૃદ્ધ જ હતા. માત્ર ફેર એટલો જ હતો, કે આજે તમે શરીરે વૃદ્ધ થયા છો, તે દિવસે તમે મને વૃદ્ધ થયા હતા. ઘણા માણસો એવા પણ હોય છે, કે જેઓ જન્મ લે છે, ત્યારે વૃદ્ધ મન લઇને જ જન્મ ધારણ કરે છે, એના તેમના એવા વૃદ્ધ મનને તાબે રહીને જ, તેમનું સઘળું યૌવન દાસત્વ કરી, પુરૂં થાય છે. એવા મન મરી ગયેલાં જુવાનો પણ ડોસાં જ છે. જો કે એવા મન મરી ગએલા તરૂણો, પોતાની માનસિક વૃદ્ધતા ઉપર પુષ્પો વેરે છે. તેઓ કહે છે; કે જુઓ : અમારા જીવનમાં કેવી અખંડ શાંતિ વ્યાપેલી છે ! એ શાંતિજ જીવનનું અંતિમ પગથિયું છે. લોકો પણ તેમની વિરાગવૃત્તિ જોઇને ખુશી થાય છે. તેને કેટલાય વિશેષણો આપી નવાજે છે. તેની વાહવાહ કરે છે, અને બંને કાન બહેરા થઇ જાય એટલા જોરથી તેમના સંયમના નગારાં ઠોકે છે, પણ હું કહું છું કે નગારાં એ તેમના જીવનના જયવાદ્ય નથી, પણ એ તેમના જીવનનો આનંદ અને ઉલ્લાસના સ્મશાનવાદ્યો છે. આ પરમ સત્ય તે અભાગીઓ તો બિચારા જાણતાય નથી."

આ જવાબ સાંભળીને બધાના ચિત્ત ઉકળી ઉઠ્યા. તેમને એમ થયુ. કે આ એક સ્ત્રી જાતી થઇને, જુવાનીના જોમમા ફાટુ ફાટુ થએલી દલીલો કરી રહી છે, તેને એવો કરડો જવાબ આપી દેવો જોઇએ, કે એ બોલતી જ બંધ થઇ જાય ! બધાના અંતર કમલના શબ્દો સાંભળીને ઉકળી ઉઠ્યા, પણ કોઈ તેને આપવાનો જવાબ શોધી શકયા નહિ.

આશુબાબુ બોલ્યા : "કમલ તમે વૃદ્ધ મન કોને કહો છો ?"

કમલ બોલી : ' આશુબાબુ ! હું વૃદ્ધ મન તેને કહું છું, કે જે મન

પોતાની સામે આવેલી ચીજને જોવાની જ ના પાડે છે, ભવિષ્યના સૌભાગ્યના વિચારોને સળગાવી મૂકે છે અને માત્ર ભૂતકાળની વાતોનું જ સ્મરણ કર્યા કરે છે. આવું માનસ ધરાવનારો પશુ, તો એમજ સમજે છે, કે આ જગતમાં તેને કાંઈ કરવાનું-મેળવવા-મૂકવાનું છેજ નહિ! તેનો વર્તમાન કાળ નાશ પામી ગએલો હોય છે, અને ભવિષ્ય અર્થ વગરનો બની ગએલો હોય છે. તે માત્ર ભૂતકાળની વાતો યાદ કરીને જ જીવે છે, તેનો આનંદ, તેનું જીવન, સૌ કાંઈ તેના ભૂતકાળમાજ સમાઈ જાય છે. તે જાણે જીવનમાં કાંઇ રસજ ન હોય, તેમ પોતાના દહાડા પુરા કરે છે. એને હું વૃદ્ધ મન કહું છું. ખોટું ન લગાડશો આશુબાબુ! આ મારા શબ્દો તમારાજ જીવન સાથે લાગુ પાડી જુઓ! જુઓઃ તમારૂં જીવન એને મળતુંજ છે, કે નહિ વારૂ?"

"વખત મળશે ત્યારે પરીક્ષા કરી જોઇશું!"

અજિત હજી સુધી આ ચર્ચામાં ઉતર્યો ન હતો. તે માત્ર અનિમેષ નેત્રે કમલના મોઢાં સામે જોઇ રહ્યો હતો, તે હવે તેના અંતરને રોકી શકયો નહિ. તેને એકદમ કમલને ઉત્તર આપવાનો ઝુસ્સો ઉછળી આવ્યો. તે બોલ્યોઃ "જુઓ, શ્રીમતી કમલ!"

કમલે ચોંકીને તેના તરફ જોયું. કમલ બોલીઃ "ઓહો? "શ્રીમતી કમલ" એમ શા માટે બોલો છો? એકલું કમલ કહીનેજ મને બોલાવોને."

અજિતનું મોઢું ગુસ્સાથી લાલ ચોળ થઈ ગયું. તે બોલ્યોઃ "શા માટે? એ શું નીતિમર્યાદા છે, કે પારકી સ્ત્રીને તે આપણી સ્ત્રી કે બ્હેન હોય, એવા નામેજ સંબોધવી?"

"અરે, એવાય નીતિને મર્યાદા શું? મારી માતાએ મારૂં નામ કમલ શા માટે રાખ્યું છે? મને ઓળખવા અને બૂમ મારવાજ કેની? પછી કોઇ મને 'કમલ' કહીને બુમ મારે, તેમાં ખોટું શું? અને તેમાં મારે રીસ પણ શા માટે કરવી જોઈએ?" તેણે અકસ્માત મનોરમાના મોઢા તરફ જોયું અને તે બોલીઃ "તમારૂં નામ મનોરમા છે, તમને હું "મનોરમા" કહીને બૂમ મારૂં, તેથી શું તમને ખોટું લાગવાનું હતું?"

મનોરમા માથું હલાવીને બોલી: "હા! તું મને મનોરમા કહીને બૂમ મારે, તો મને જરૂર ખોટું લાગે, સમજી!"

કમલને મનોરમા આવો ઉત્તર આપશે, એવું કોઇની કલ્પનામાં પણ ન હતું. મનોરમાનો આવો કરડો જવાબ સાંભળીને, આશુબાબુને ભારે ગ્લાનિ થઇ. બધાને જરા તરા ખોટું લાગ્યું. માત્ર એક કમલને ખોટું લાગ્યું નહિ. તે બોલી: "હું તો એમ માનું છું, કે કમલ નામમાં તો કોઇએ મહત્વ બળેલું નથી. એ ફક્ત એક શબ્દ છે. એના ઉપયોગથી, તો માત્ર એટલું જ સમજાય છે, કે એ શબ્દ બોલનાર; માણસોના ટોળાંમાંથી માત્ર એક જણનેજ બોલાવે છે. તમે માણસોનો વ્યવહાર જોશો. તો તમને જણાશે; કે મારું કહેવું જ સાચું છે ઘણી-વાર એક શબ્દને તેની આગળ અનેક વિશેષણો લગાડીને અલંકૃત કરવામાં આવે છે. જુઓને રાજામહારાજાઓ પોતાના નામની આગળ કેટલાંય મોટા મોટાં વિશેષણો લગાડે છે. કેટલા 'શ્રી' જોડે છે. તેઓ માને છે, કે તેમનું નામ એ રીતે ન બોલાય; તો તેમની મહત્તા નષ્ટ થાય છે. મને તો એ બધું ઢોંગ લાગે છે ભાઇ!" આટલું બોલી તે અચાનક હસી પડી. જરાવાર રહી શિવનાથની સામે જોઈને કમલ બોલી: "જુઓને, એવો તેઓ મને કોઈ દહાડો કમલ કહીને બૂમ મારતા જ નથી. ફક્ત "શિવાની" કહીને જ બોલાવે છે. અજિતબાબુ! તમે પણ મને શ્રીમતી શિવનાથ ન કહેતા ભલે શિવાનીજ કહેવાનું રાખો. શબ્દ પણ નાનોસરખો છે અને તેનો અર્થ પણ બધા સમજી શકે એમ છે. અને ભલે બધા ન સમજે, પણ હું તો તે સમજું જ છું."

અજિત આ લાંબાચોડા ભાષણથી સ્તબ્ધ થઈ ગયો, અને તેનો ઉશ્કેરાયેલો જુસ્સો અને પેલો પ્રશ્ન, પુનઃ તેના ગળા નીચે જ ઉતરી ગયા. તે કાંઈ બોલી શકયો નહિ.

એ વખતે આકાશમાં ચંદ્રગ્રહણ વેળાએ, જેવી અસ્વચ્છ ચાંદની દેખાય છે, તેવી ચાંદની દેખાવા લાગી હતી. એ તરફ પિતાની દૃષ્ટિ

ખેંચતા મનોરમા બોલી: "બાબા? જુઓ: હિમ પડવાનું શરૂ થયું છે, હવે તો જલદી ઉઠો."

આશુબાબુ બોલ્યા: ઉઠું છું મા!"

અવિનાશ બોલ્યા: શિવાની નામ તો ફાંકડું છે હોં. શિવનાથ ગુણગ્રાહક તો છે જ. તેમને તમારે માટે કેવું મધુર નામ શોધી કાઢયું છે?"

હવે અક્ષયને દલીલ કરવાનું મન થઈ આવ્યું. "ઠીક! હું તમને એક પ્રશ્ન પૂછવા માંગુ છું કમલ!" અક્ષયબાબુ બોલ્યો.

કમલ બોલી: "શું પ્રશ્ન?"

અક્ષય બોલ્યો: 'તમને જવાબ આપતાં સંકોચ નહિ થાય, એમ મને લાગે છે, તેથી હું પૂછું છું. તમારૂં શિવાની એ નામ તો સારૂં છે, પણ તમારા શું શિવનાથબાબુ સાથે લગ્ન થયા છે ખરાં?"

આશુબાબુ જરા સ્તબ્ધ થઈને બોલ્યા: "એવી વ્યક્તિગત વાતો શા માટે પૂછો છો અક્ષયબાબુ!"

અવિનાશ બોલ્યા: "તમે શા માટે વચ્ચે પડો છો?"

હરેન્દ્ર બોલ્યો: "ખરૂં છે."

અક્ષય બોલ્યો: "તમે જાણો છો ને, ખરી વાત પૂછતા લજ્જા પામવી, એવી નીતિને માનનારો મનુષ્ય હુ નથી."

હરેન્દ્ર બોલ્યો: "અમે પણ કાંઇ ખોટાને ખરૂં માની લેતા નથી. પરંતુ ખરૂં ખોટું પૂછતી વખતે, અમુક વિનય તો ચોક્કસ રાખવો જ પડે છે."

કમલ આ બધી ચર્ચા સાંભળીને હસી પડી તે બોલી: "હરેન્દ્રબાબુ! આ કાંઈ ગમ્મત નથી. અક્ષયબાબુ અમુક ચોક્કસ ઇરાદે બધું પૂછી રહ્યા છે. તેમાં તમે શા માટે ખોટું લગાડો છો? હું તમારા પ્રશ્નનો જવાબ આપું છું. અક્ષયબાબુ, સાંભળો, અમારા વિવાહ થયા જ નથી,

એમ તો નથી. વિવાહ તો થયા છે. પણ એ વિવાહ વિધિ જેણે જોઇ હતી. તેઓ તો એમજ બોલ્યા હતા, કે આ લગ્ન નથી ઢોંગ છે. મેં એ વેળાએ એમને પૂછ્યું હતું. કે આ વિવાહને તમે શું કહો છો. ત્યારે એમણે કહ્યું હતું, કે એ શૈવવિવાહ કહેવાય છે. એ સાંભળીને મેં કહ્યું હતું, કે ચાલો, એ પણ ઠીક કે શિવનાથ સાથે શૈવમતે વિવાહ થાય, એથી વધારે રૂડું શું?"

અવિનાશ આ સાંભળીને ખૂબ ક્ષોભ પામ્યો તે બોલ્યા : "કમલ ! અમારા લોકોમાં તો શૈવવિવાહ જેવો કાંઇ વિધિજ નથી ! માની લોકે શિવનાથે કદી તમારી સાથે વિવાહ કર્યો છે એ બાબતનો તેણે ઇન્કાર કર્યો, તો પછી તમારા વિવાહ થયા છે, એ સાબિત કરવા માટે, તમારી પાસે શું પુરાવો છે?"

કમલ શિવનાથ તરફ જોઇને બોલી : "સાંભળો છો કે? તમે મને કોઇ દિવસ આવી રીતે ફસાવશો ખરા કે?" અને કોઈ દિવસ અમને છૂટા છેડા કરવાની નોટીસ આપશો કે?"

શિવનાથે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તે માત્ર ઉદાસ ગંભીર ચહેરે શાંતિથી બેસી રહ્યો. કમલ તે જોઇ મશ્કરી કરતી હોય તેમ. કપાળમાં હાથ ઠોકતી બોલી : "ઓ નસીબ ! એઓ કદી મારો અસ્વીકાર કરશે તો તે વખતે ગળે ફાંસો ખાવાને. એક દોરડી તો તું મને શોધી આપશેને?"

પરંતુ આત્મહત્યા કરવી. એ તો મહાપાપ છે."

કમલ બોલી : "પાપ શું ધૂળ છે ! પણ એ કાંઇ થવાનું નથી. હું આત્મહત્યા કરું, એવું મારા ભાગ્યમાં વિધાતાએ લખ્યું જ નથી."

કમલ જરાવાર પછી આશુબાબુ તરફ જોઇ રહીને બોલી : "જુઓને આ અવિનાશબાબુનો અન્યાય ! શિવનાથ તરફ હાથ દેખાડીને બોલી, "એ મારો અસ્વીકાર કરે, તો હું જે અનુષ્ઠાને નથી માનતી, તેનોજ આશ્રય લઇને મારે મારો તેમની પાસે સ્વીકાર કરાવવો ! કરાવવો ! હું એમ પૂછું છું, કે તેઓ મને પરણ્યા છે; એ સત્ય શું, કદાપિ પણ ડુબી જઇ શકે એમ બને ખરું કે?"

આશુબાબુ ધીમે રહી બોલ્યો : "શિવાની ! સંસારમાં સત્ય એક જ મોટી વસ્તુ છે. એમ તો અમે પણ માનીએ છીએ, પણ સત્યની સાથે તેની સાક્ષીરૂપે ધર્મવિધિની પણ જરૂર છે."

કમલ બોલી : "ધર્મવિધિ નકામી છે, એમ તો હું પણ કહેતી નથી, છતાં એ વાત વિચારવા જેવી તો છે જ. જુઓ, આત્મા પણ સત્ય છે અને દેહ પણ સત્ય છે, પણ એ સત્યરૂપી દેહમાંથી સત્યરૂપી–આત્મા ચાલ્યો જાય છે, ત્યારે શું થાય છે ?"

મનોરમા હવે અકળાઈ તે પિતાનો હાથ પકડીને બોલી : 'બાબા ! હવે ઉઠો ઉઠો, હિમ પડવાની શરૂઆત થઈ ગઈ છે."

શિવનાથ હવે તરત ઉઠીને ઉભો થઇ ગયો. તે બોલ્યો : "શિવાની ઉઠો, હવે મોડું કરવાની જરૂર નથી."

કમલ ઉઠીને ઉભી થઈ. તેણે બધાને નમસ્કાર કર્યા અને બોલી : "તમારી સાથે આજે પહેલો જ પરિચય થયો, અને બધો વખત માત્ર દલીલો કરવામાં જ પુરો થઈ ગયો. કાંઇ તમારા વિચારોથી વિરૂદ્ધ બોલાયું હોય, તો ખોટું ન લગાડશો હોં."

શિવનાથ હસી પડયો. તે બોલ્યો : "શિવાની ફક્ત દલીલો કરતા જ શીખી છે, તે બીજું કાંઈ શીખી જ નથી."

કમલ વિસ્મિત સ્વરે બોલી : 'પણ બીજું' શીખવા જેવું શુ છે, તેજ મારા સમજવામાં આવતુ નથી."

શિવનાથ બોલ્યો : શીખવા જેવું ઘણું છે, પણ શીખવાની વાત આ દલીલબાજીમાં એક બાજુએજ રહી જાય છે. બીજું તો ભલે ન શીખો, પણ આશુબાબુના વૃદ્ધ મન તરફ શ્રદ્ધા રાખતા શીખો, તો પણ ઘણું છે. પછી તમારે માટે બીજું કાંઈ શીખવાનું રહેતું જ નથી."

કમલ સવિસ્મય બોલીઃ "એ કાંઈ તમે આજેજ બોલતા નથી."

શિવનાથે જવાબ ન આપ્યો. તેણે પુનઃ બધાને નમસ્કાર કર્યાં અને અને તે બોલ્યોઃ "ચાલો શિવાની !"

આશુબાબુએ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. તેઓ બોલ્યાઃ આશ્ચર્ય !"



[ ૭ ]

ખરેખરજ કમલની વાણી એ એક આશ્ચર્ય જ હતુ. કમલ જે વિચારો રજુ કરી ગઈ હતી, તે સાંભળ્યા પછી બધાના અંતરમાં એ અજબ વિચારોએ મંથન મચાવી મૂક્યું હતું. એકાદ નાટક ભજવાતું હોય, તેવામાં અધવચ્ચેથી તમે યવનિકાપડદો હઠાવી દો, તો તમને એ પડદા પાછળ અનેક ભેદી કારભારો ચાલતા માલમ પડશે, એવી જ સ્થિતિ અત્યારે બધાના મનની હતી. આકાશમાં ચંદ્ર ઉપર આવ્યો હતો. હેમંતનો થંડો કાળ ચાલતો હતો. ધીમો ચંદ્રપ્રકાશ જમીન પર ફરી વાળ્યો હતો અને તેના અજવાળામાં શ્વેત આરસનો બાંધેલો તાજમહેલ, જાણે કોઇ માયાવી મહોરૂં ન હોય તેવો જ લાગતો હતો. પરંતુ તેના તરફ આજે કોઇની દૃષ્ટિ સરખી પણ નહતી.

મનોરમા બોલીઃ "બાબા ! હવે જો તમે નહિ ઉઠશો. તો જરૂર પસ્તાશો. શરદી થશે."

અવિનાશ બોલ્યાઃ 'હિમ પડે છે ખરૂ, હવે ઉઠો ભાઈ!"

બધા ઉઠીને ઉભા થઈ ગયા. દરવાજા બહાર આશુબાબુની પ્રચંડ મોટી મોટરગાડી ઉભી હતી. હરેન્દ્ર કે બીજું કોઇ ભાડાની ગાડી શોધવા ગયું નહિ. તે ઉપરથી એમ લાગતું હતું, કે બધાનો વિચાર એક જ મોટરમાં ગમે તેવી અડચણ વેઠીને, બેસી જવાનો હતો. બધા એ જ મોટરમાં બેઠા. એટલે મોટર ઉપડી.

ઘણો સમય, બધા શાંતિથી બેસી રહ્યા. થોડીવાર પછી પહેલવહેલી અવિનાશે વાત ઉપાડી: "મને લાગે છે, કે કમલ દાસીકન્યા છે, એ વાત શિવનાથે ખોટી જ ઉડાવી દીધી છે. તેની આ વાતચીત ઉપરથી તો તે દાસીકન્યા હોય, એમ નથી જ લાગતું હોં." એમ કહીને તેમણે મનોરમાના મોઢા સામે જોયું.

મનોરમાના મનમાં પણ બરાબર આ જ પ્રશ્ન ગુંચવાયા કરતો હતો, પણ તે જાહેર રીતે એ વાત બોલી શકતી ન હતી. અક્ષય બોલ્યો: "શિવનાથે પોતાની પત્નિના જ સંબંધમાં આવી ખોટી વાત કહેવાનું શું પ્રયોજન હોય વારૂં ? આ જુંઠાણું તેની પત્નિનું ગૌરવ વધારે એવું થોડું જ છે, અવિનાશબાબુ !"

અવિનાશ બોલ્યા ; "મને પણ એ વાતની નવાઇ તો લાગે જ છે."

અક્ષય બોલ્યો : "તમને ભલે આશ્ચર્ય થયું હોય, પણ મને એમાં કાંઈ નવાઈ લાગતી નથી હું તો કહું છું કે શિવનાથના જુઠાણાની જ શિવાનીએ માત્ર પુનરાવૃત્તિ કરી છે. તેની આ વાતમાં Bravado છે, પણ તત્વ જેવું કાંઈ નથી. તેના કથનમાં સાચુ જુઠું શુ છે, એ મને તો સ્પષ્ટ જણાઈ આવે છે. તમને ભલે બધાને તે છેતરી જાય, મને છેતરી જવો એ કાંઇ સહેલુ નથી."

હરેન્દ્ર બોલી ઊઠયો : 'બાપરે ! તમને ઠગવા ? ન ઠગવાની તમારી પાસે તો Monopoly છે, કોણે શેર સુંઠ ખાધી છે, કે જે એ મોનોપોલી પર હાથ નાંખી શકે ?

શિવનાથે જવાબ ન આપ્યો. તેણે પુનઃ બધાને નમસ્કાર કર્યા અને અને તે બોલ્યો: "ચાલો શિવાની !"

આશુબાબુએ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. તેઓ બોલ્યા: આશ્ચર્ય !"



[ ૭ ]

**ખ**રેખરજ કમલની વાણી એ એક આશ્ચર્ય જ હતુ. કમલ જે વિચારો રજુ કરી ગઈ હતી, તે સાંભળ્યા પછી બધાના અંતરમાં એ અજબ વિચારોએ મંથન મચાવી મૂક્યું હતું. એકાદ નાટક ભજવાતું હોય, તેવામાં અધવચ્ચેથી તમે યવનિકાપડદો હટાવી દો, તો તમને એ પડદા પાછળ અનેક ભેદી કારભારો ચાલતા માલમ પડશે, એવી જ સ્થિતિ અત્યારે બધાના મનની હતી. આકાશમાં ચંદ્ર ઉપર આવ્યો હતો. હેમંતનો થંડો કાળ ચાલતો હતો. ધીમો ચંદ્રપ્રકાશ જમીન પર ફરી વળ્યો હતો અને તેના અજવાળામાં શ્વેત આરસનો બાંધેલો તાજમહેલ, જાણે કોઇ માયાવી મહોરૂં ન હોય તેવો જ લાગતો હતો. પરંતુ તેના તરફ આજે કોઇની દૃષ્ટિ સરખી પણ નહતી.

મનોરમા બોલી: "બાબા ! હવે જો તમે નહિ ઉઠશો તો જરૂર પસ્તાશો. શરદી થશે."

અવિનાશ બોલ્યા: 'હિમ પડે છે ખરૂ, હવે ઉઠો ભાઈ!"

બધા ઉઠીને ઉભા થઈ ગયા. દરવાજા બહાર આશુબાબુની પ્રચંડ મોટી મોટરગાડી ઉભી હતી. હરેન્દ્ર કે બીજું કોઇ ભાડાની ગાડી શોધવા ગયું નહિ. તે ઉપરથી એમ લાગતું હતુ, કે બધાનો વિચાર એક જ મોટરમાં ગમે તેવી અડચણ વેઠીને, બેસી જવાનો હતો. બધા એ જ મોટરમાં બેઠા. એટલે મોટર ઉપડી.

ઘણો સમય, બધા શાંતિથી બેસી રહ્યા. થોડીવાર પછી પહેલવહેલી અવિનાશે વાત ઉપાડી: "મને લાગે છે, કે કમલ દાસીકન્યા છે, એ વાત શિવનાથે ખોટી જ અડાવી દીધી છે. તેની આ વાતચીત ઉપરથી તો તે દાસીકન્યા હોય, એમ નથી જ લાગતું હોં." એમ કહીને તેમણે મનોરમાના મોઢા સામે જોયું.

મનોરમાના મનમાં પણ બરાબર આ જ પ્રશ્ન ગુંચવાયા કરતો હતો, પણ તે જાહેર રીતે એ વાત બોલી શકતી ન હતી. અક્ષય બોલ્યો: "શિવનાથે પોતાની પત્નિના જ સંબંધમાં આવી ખોટી વાત કહેવાનું શું પ્રયોજન હોય વારૂં ? આ જુંઠાણું તેની પત્નિનું ગૌરવ વધારે એવું થોડું જ છે, અવિનાશબાબુ !"

અવિનાશ બોલ્યા ; "મને પણ એ વાતની નવાઇ તો લાગે જ છે."

અક્ષય બોલ્યો : "તમને ભલે આશ્ચર્ય થયું હોય, પણ મને એમાં કાંઈ નવાઈ લાગતી નથી હું તો કહું છું કે શિવનાથના જુઠાણાની જ શિવાનીએ માત્ર પુનરાવૃત્તિ કરી છે. તેની આ વાતમાં Bravado છે, પણ તત્વ જેવું કાંઈ નથી. તેના કથનમાં સાચુ જુઠું શુ છે, એ મને તો સ્પષ્ટ જણાઈ આવે છે. તમને ભલે બધાને તે છેતરી જાય, મને છેતરી જવો એ કાંઇ સહેલું નથી."

હરેન્દ્ર બોલી ઊઠ્યો : 'બાપરે ! તમને ઠગવા ? ન ઠગવાની તમારી પાસે તો Monopoly છે, કોણે શેર સુંઠ ખાધી છે, કે જે એ મોનોપોલી પર હાથ નાંખી શકે ?

અક્ષય હરેન્દ્ર તરફ ભયંકર કટાક્ષ કરતો બોલ્યો : 'હું છાતી ઠોકીને કહું છું કે તેનામાં ખાનદાનીનો એક છાંટો પણ નથી. તેના મોઢે જે બધી દલીલો થઇ છે, એ ફકત Immoral જ નથી, અશ્લીલ પણ છે.''

અવિનાશે પ્રતિવાદ કરતા કહ્યું; ''કમલ બોલી તે વાતો બૈરાઓને મોઢે શોભી શકે, એવી તો નથી જ; પણ છતાં હું તેને બિભત્સ પણ કહી શકતો નથી.''

અક્ષય અકળાઇ ઉઠ્યો. તે બોલ્યા. ''એ બંને એક જ છે, અવિનાશબાબુ ! વિવાહ એ તો તેને મન માત્ર મશ્કરી છે. જ્યારે અવિનાશબાબુએ તેને કહ્યું કે એ લગ્ન નથી ઢોંગ છે ત્યારે તે હસીને શિવનાથને પૂછવા લાગી, ''ત્યારે શુ તમે મને છુટાછેડા કરવાની પણ કોઇ દહાડો નોટીસ આપશો ખરા કે ?'' શુ આ શબ્દો કોઇ ખાનદાન સ્ત્રીને મોઢે શોભે એવા છે ?''

અક્ષયનું કહેવુ કેટલેક અંશે તો બધાને સાચુ લાગ્યું અને તેથી તેઓ બોલતા બંધ થઇ ગયા આશુબાબુ પણ લાંબો વખત સુધી કાંઈ બોલી ન શકયા. તેઓ સઘળી ચર્ચા સાંભળી રહ્યા હતા અને તેના ઉપર મનમાં ને મનમાં વિચાર કરી રહ્યા હતા. જરાવાર પછી તેમણે ધીમેથી કહેવા માડયુ : 'વિવાહની તો વાત જ દુર રહી, પરંતુ મને તો લાગે છે કે ધર્મ વિધિઓ તરફ જ કમલને તો આસ્થા નથી. અલબત્ત લગ્નને નામે કાંઇક વિધિ થઇ હતી ખરી. તે પ્રસંગે તેણે શિવનાથને પૂછ્યું હતું કે આ લોકો કહે છે, તે ખરૂં છે કે ? ત્યારે શિવનાથે કહ્યું હતું કે આ લગ્ન અમારા શૈવમત પ્રમાણે થયા છે. આ સાંભળીને કમલ ખુશી થઇને બોલી હતી કે શિવનાથની સાથે શૈવમતે વિવાહ થાય, એ તો બહુ જ સારૂં. ખરેખર અવિનાશબાબુ ! મને તો તેના આ શબ્દો જ ઘણાં મીઠાં લાગે છે.''

અવિનાશબાબુના મનમાં પણ ધીરે ધીરે એ જ વિચારો આવી રહ્યા હતા. તેઓ બોલ્યા ; ''કમલ શિવનાથની સામે જોતાં હસતા

હસતા બોલી હતી, 'તમે મને કોઈ દિવસ ફસાવશો કે? અને મને દગો આપશો કે?' આ વાતો થયા પછી, અનેક વાતો આપણી વચ્ચે થઇ ગઇ છે, પણ ખરેખર! એ પ્રસંગ હજી ભૂલાતો નથી. જાણે એ શબ્દોના મારા કાનમાં હજી ભણકારા વાગ્યા જ કરે છે."

પ્રતિ ઉત્તરમાં આશુબાબુએ પણ પોતાનું માથું ધુણાવી અવિનાશબાબુના કથન પ્રત્યે સહાનુભૂતિ બતાવી.

અવિનાશ હસતા હસતા બોલ્યા: પણ "શિવાની" એ નામ તો ઓછું મધુર નથી હોં આશુબાબુ!"

અક્ષય આ હકીકત મશ્કરીને વધુવાર માટે સહન કરી શકયો નહિ. ને બોલ્યો: "એ લોકોની બધી જ વાતોમાં તમને તો મધુરના લાગતી હશે! નહિ તો શું શિવનાથના પોતાના નામની સાથે 'ની' શબ્દ જોડી દીધો એટલે તમારે માટે અમૃત ઝરી પડયું?"

હરેન્દ્ર બોલ્યો: "ફકત "ની" જોડવાની વાત જ કરો છો, તે બસ નથી. તમે અક્ષય છો, તો તમારી સ્ત્રીને 'અક્ષયની" કહીને બૂમ મારી જુઓ! પછી જુઓ કે સ્ત્રીના નામની સાથે 'ની" જોડવાથી મઝા આવે છે કે નહિ?"

હરેન્દ્રનું બોલવું સાંભળીને બધા એકદમ હસી પડયા. મનોરમાને પણ હસવું આવી ગયું અને તેણે હસવું ખાળવાના ઉદ્દેશથી બીજી બાજુ મોઢું ફેરવી નાંખ્યુ. પરંતુ અક્ષયને આ ચર્ચા ગમી નહિ તે ક્રોધથી સળગી ઉઠયો. અક્ષય બૂમ મારતો બોલી ઉઠયો : "હરેન્દ્રબાબુ! Don't you go too far! હું તમને સ્પષ્ટ કહી દેઉ છું, કે એ સ્ત્રીની સાથે કોઈપણ ખાનદાન સ્ત્રીની સરખામણી કરવી, એ તેનું અપમાન કરવા બરાબર છે." હરેન્દ્ર ચુપ થઇ ગયો. દલીલ કરવાનો હરેન્દ્રનો સ્વભાવ નહતો. તેમજ પોતે કહેલી વાતને પ્રમાણો આપીને સાબીત કરવાનો પણ તેનો અભ્યાસ નહતો. તે કોઈવાર ચાલુ ચર્ચામાં ઉઠતો, પણ તેનું પરિણામ કોઇવાર વિચિત્ર આવતું। આ

તેમજ થયું. અક્ષય શિવાનીને છોડીને, હવે હરેન્દ્રને જ લઈ પડ્યો ! ! હરેન્દ્રે એક ભદ્ર મહિલાના સંબંધમાં અભદ્ર વચનો ઉચ્ચાર્યાં હતા અને શિવનાથ સાથે થયેલા શૈવવિવાહના સંબધમાં કમલ ખાનદાન સ્ત્રીની જીભને સ્પર્શ પણ ન કરે, એવા જે શબ્દો બોલી ગઇ હતી; તેના ઉપર આખા રસ્તામાં સખ્ત ટીકા થતીજ રહી. એમ કરતાં કરતાં ગાડી આશુબાબુના બારણામાં આવીને ઉભી રહી. અવિનાશ અને બીજા બધાં ત્યાં જ ઉતરી પડ્યા. હરેન્દ્ર અને અક્ષયને ઘેર પહોંચાડવા માટે ગાડી રવાના થઈ.

ગાડી રવાના થતી હતી, તે વખતે આશુબાબુએ ઉદ્વેગપૂર્ણ અવાજથી કહ્યું; 'જો જો ભાઇ! ગાડીમાં જ કાંઇ લડી ના પડતા !"

અવિનાશ બોલ્યો : "ના ના એવો ભય નથી. આમ ચર્ચા કરતાં આથડી પડવું, એતો એમનો રોજનો ધંધો છે, પરંતુ તેથી તેમની વચ્ચેની મિત્રતામાં કાંઇ વાંધો આવતો નથી."

આશુબાબુ અને અવિનાશબાબુ ચાહ પીવા માટે દીવાનખાનામાં આવીને બેઠા. આશુબાબુ બોલ્યા : "અક્ષયબાબુનો સ્વભાવ તો જબરો તીખો છે હોં. એમને મોઢે મીઠાં શબ્દો તો આવી શકતા હોય, એમ લાગતું જ નથી." સહસા તેઓ મનોરમા તરફ જોઈને બોલ્યો: "કેમ મણિ! આજની વાતચીત ઉપરથી કમલ સંબંધી તે બાંધેલો અભિપ્રાય ફર્યો છે કે નહિ? શું હજી પણ તું કમલ એક હલકી જાતની દાસીકન્યા હશે, એમજ માને છે?

"મારા અભિપ્રાયથી તમારા વિચારો ઉપર કાંઈ અસર થાય, એમ મને લાગતું નથી બાબા!"

આશુબાબુએ વાત પડતી મુકી. તેઓ જાણતા હતા કે એ સ્ત્રીને માટે મનોરમાના અંતરમાં ભરોભાર તિરસ્કાર વ્યાપેલો હતો. હવે એ સંબંધમાં વધુ ચર્ચા કરવી, એ મનોરમાને માટે અપ્રીતિકર અને નિષ્ફળ હતું.

એવામાં અવિનાશબાબુ એકદમ બોલી ઉઠ્યા : "કમલ જે બધી વાતો બોલી હતી, તે માત્ર જો શિવનાથે શીખવેલા વાતોનો જ પ્રતિધ્વની હોત, તો પછી શિવનાથે છેવટે કમલને જે ઉપદેશ આપ્યો હતો, તે શબ્દો તેને બોલાવાના જ રહ્યા નહોત તેણે કમલને તમારામાં શ્રદ્ધા રાખવાનો ઉપદેશ આપ્યો હતો." એટલું બોલીને તે આશુબાબુના મોઢા તરફ જોઇને બોલ્યા. "આશુબાબુ ! ભક્તિ અને શ્રદ્ધાને માટે યોગ્ય હોય, એવા તમારા જેવા બીજા માણસો આપણી વચ્ચે નથી. તમારી સાથેનો અલ્પ પરિચય છતાં. શિવનાથ તમારા પ્રત્યે જે માન અને પ્રેમ દાખવે છે, તેથી જ અમે તેના બધા ગુન્હાઓ માફ કરીને તેને પુનઃ અમારી સાથે બેસતો ઉઠતો થવા દીધો છે."

આ શબ્દો સાંભળીને આશુબાબુ ચિંતાતુર થઈ ગયા તેમનું વિશાલ શરીર શરમથી સંકોચાઇ ગયુ. મનોરમાની આંખોમાં પણ અવિનાશબાબુના શબ્દો સાંભળીને કૃતજ્ઞતાનું પૂર દોડી આવ્યુ. તે અવિનાશબાબુ તરફ જોઇને બોલી : "અવિનાશબાબુ ! મારા બાબા તરફ માનની નજરે જોવામાં પણ શિવનાથ અને શિવનાથની સ્ત્રીના વિચારોમાં ભેદ છે મને તો લાગે છે, કે તેણે તે દિવસે મારી પાસે સાબુ માંગ્યો હતો, તે દિવસે તેણે મારી સ્પષ્ટ મશ્કરી જ કરી હતી. તે દિવસના તમે એના ચાળાચસ્કા જોયા હોતને, તો તમને એની સભ્યતા કેવી છે, તેનો ખ્યાલ આવત ! એની બોલવાની ઢબ જ વિચિત્ર હતી. એની એ ઢબછબના હજી જાણે, મારા કાનમાં ભણકારા વાગે છે."

આશુબાબુ વ્યાકુળ થઈ બોલ્યા : "તું તો ઘણું બધુ બોલી ગઈ મા !

અવિનાશ બોલ્યા : 'મનોરમા ઘણું બોલી ગઈ, એ વાત ખરી, પણ તેના બોલવામાં જરા પણ અતિશયોકિત નથી. કમલ અને શિવનાથમાં જો કંઈ ભેદ હોય, તો તે એટલો જ છે કે શિવનાથની તમારા પ્રત્યે શ્રદ્ધા અને ભકિત છે, અને કમલમાં તે પણ નથી."

"તેમ હોય, તો પણ તે શિવનાથનો જ દોષ છે, કમલનો નહિ."

મનોરમા કચવાઈને એકદમ બોલી ઉઠી, "તમે એને કઈ નજરે જોઈ રહ્યા છો, તે તમે જ જાણો બાબા! તમારા જેવા માણસમાં પણ જેને શ્રદ્ધા નથી, તેના ઉપર સ્નેહ રાખવો, એ મારાથી તો બની શકે એવું નથી."

આશુબાબુ મનોરમાની સામે જોઈને બોલ્યા: "કેમ મા! તું એમ બોલે છે? મારામાં અવિશ્વાસ દર્શાવે, એવું કમલ કંઈ બોલી ન હતી."

આશુબાબુ બોલ્યા, 'તેવું પણ કાંઈ નહોતી બોલી એ વાત ખરી છે. પણ જો તે માત્ર બહાર દેખાડવા પુરતું જ મારામા શ્રદ્ધ વ્યકત કરનારૂં કાંઇ બોલી હોત, તો તે તેનો મિથ્યાચાર જ ગણાત મારામાં જે તત્વનુ અસ્તિત્વ માનીને, તમે મારી પ્રસંશા કરો છો, એકનિષ્ટ પ્રેમનો તો તેનામાં સાવ અભાવ જ છે. કમલ તો સ્પષ્ટ જ કહે છે, કે દુર્બળ મનુષ્યને પણ સ્નેહનો આશ્રય લઇને ચાહી શકાય છે. પરંતુ મારૂં જે ધ્યેય છે, તે તો એ સમજી શકતી જ નથી. અરે, તે સમજવાની એનામાં તાકાત જ નથી, એ તાકાક એને બળાત્કારે આપવી એનો કંઈ અર્થ જ નથી મણિ!"

અજિત આ બધું હજી સુધી માત્ર એક પ્રેક્ષક તરીકે શાંતિથી સાંભળી રહ્યો હતો. તેને આ સંબંધમાં કાંઇ માહિતી નહોતી. માહિની મેળવવાનો તેને સમય પણ મળ્યો નહતો. આ બધી ચર્ચા તેને માટે તો ભેંસ આગળ ભાગવત જેવી હતી. આશુબાબુના કથનને તે સમજી શકયો નહિ; પરંતુ તેમનું બોલવું સાંભળીને, આખીવસ્તુ જાણી લેવાની હવે તેને જીજ્ઞાસા થઇ

મનોરમા શાંત થઇને બેસી રહી. પરંતુ અવિનાશબાબુ ઉશ્કેરાઇને બોલ્યા: 'પણ તમે જે સ્વાર્થત્યાગ બતાવી રહ્યા છો, તેની પણ શું કમલે કિંમત કરવી ન જોઇએ?

આશુબાબુ બોલ્યા 'ઓહો, તમારો પ્રશ્ન તો અધ્યાપકના પ્રશ્ન જેવો જ થયો! વારૂં, પણ મારો જવાબ એ છે, કે એકનિષ્ઠ પ્રેમ

પ્રત્યે કરેના સ્વાર્થત્યાગની, કમલની આગળ તો કાંઈજ કિંમત નથી.”

“આત્મસંયમ પણ તેને મન ધૂળ છે.” મનોરમા બોલી

“ખરૂં છે, તેની પાસે આત્મસંયમની પણ કાંઇ કિંમત છેજ નહિ. આત્મસંયમને તે તો સાફ આત્મપીડનજ માને છે. આગળ વધીને તે એટલું સુદ્ધાં કહે છે, કે સંયમ જાળવવો, એટલે પોતાની જાતનેજ ઠગવા જેવું છે અરે, ફકત પોતાની જાતનેજ ઠગવા જેવું નથી, પણ જગતને સુદ્ધાં ઠગવા સરખું છે રામ જાણે તે આવા વિચારો કયાંથી શીખી લાવી છે! તેને મોઢે આવા શબ્દો સાંભળી નવાઇ તો લાગે જ છે.” આશુબાબુ બોલ્યા.

‘નવાઇ જ લાગે? મન સળગી ન ઉઠે? બાબા! તમારો સ્વભાવજ એવો મૃદુ છે, કે તમે કોઈને કંઇ પણ વાતની ‘ના” તો કહી શકતાજ નથી. તમને માત્ર બધી વાતમાં ‘હા’ કહેતાજ આવડે છે.”

આશુબાબુ બોલ્યા; “એમ કેમ કહેવાય મા! પણ રાગ દ્વેષને વશ થઇને, કોઈ પણ બાબતનો વિચાર કરવો, એ તો તે બાબતને સાચી માનનાર અને જુઠી માનનાર, બંનેને ઠગવા જેવુ છે. કમલના બોલવા પરથી એમ લાગતું હતું. કે આપણા હિંદુનારીમાં એક નિષ્ઠ પ્રેમનું જે તત્વ વંશપરંપરાથી ચાલ્યુ આવે છે, તે માત્ર પ્રેમની એકજ બાજુ છે અને પ્રેમને એના સિવાય બીજી પણ બાજુ છે, એમ તે માને છે. આ વસ્તુ વિચારવા જેવી તો છેજ. આવી બાબતમા આંખો મીંચીને માથુ હલાવી મુકવું, એ કેમ પરવડે!”

મનોરમા બોલી: “તો આજ સુધીમાં શું આ પવિત્ર ભારત ભૂમિમાં પ્રેમનીએ બીજી બાજુ જોનાર, કોઇ જન્મ્યા જ નહોતા કે?”

આશુબાબુ હસીને બોલ્યા: “દીકરી! તારો આ પ્રશ્ન તો ક્રોધથી તર થએલો છે. તમે ક્રોધમુકત થઇને જાતેજ વિચાર કરશો, તો તમે તમારા પ્રશ્નનો જવાબ મેળવી શકશો . આપણાજ દેશમાં શું, પણ જગતના સઘળા દેશોમાં જ પુરોગામીઓ : શેષ પ્રશ્ન : નો જવાબ

આપી હોત. તો તો આ સંસાર ચાલત જ નહિ. જગત રૂપી રથ ચાલતો અટકી જ જાત."

આશુબાબુની દ્રષ્ટિ હવે વિસ્મય ભાવે આ ચર્ચા સાંભળી રહેલા અજિત તરફ ખેંચાઇ, તેઓ બોલ્યા : "અજિત ! તમે આ બાબતમાં કાંઇ સમજી શકતા નહિ હો, ખરું ને ?"

અજિત બોલ્યો : "ના !" આશુબાબુ તેને સઘળી સ્થિતિ સમજાવીને બોલ્યા : અક્ષયે આ સંબંધમાં સંયમ રૂપી યજ્ઞકુંડ સળગાવી આપ્યો છે, અને તે તેમાં વિચારો રૂપી અહુતીઓ નાંખતો જ ચાલ્યો જાય છે, પરિણામે તેમાંથી જે ધુમાડો નીકળે છે, તેણે બધાના નેત્રોભરી નાંખ્યા છે અને તેથી આપણે કોઈ કમલને ખરી રીતે જોઇ શકતા જ નથી. વળી વધારે ખુબી તો એ છે, આ બધાની નજરમાં શિવનાથ ગુન્હેગાર ઠર્યો છે, છતાં તેની શિક્ષા ઠોકી મારી છે કમલને ! શિવનાથનો અલ્પ પરિચય આપતા આશુબાબુ બોલ્યા : "શિવનાથ અધ્યાપક હતો, પણ દારૂડિયાપણાને લીધે, નોકરી ગઇ હતી. તેણે પોતાની માંદી પત્નિને તજી દીધી છે, અને હવે તે કમલને પરણી લાવ્યો છે. શિવનાથ કહે છે કે, તેણે એની સાથે શૈવમતે વિવાહ કર્યા છે, પણ અક્ષય એવી ખાનગી વાત લઈ આવ્યા છે, કે તેણે કમલ સાથે વિવાહ નથી કર્યા. માત્ર કમલને રખાત તરીકે જ રાખી છે. આ આખા બનાવમાં જોશો, તો બિચારી કમલનો કશોય વાંક દેખાતો નથી. આમ છતાં, બધાએ તેને સમાજમાંથી દુર હડસેલી કાઢી છે. જુઓ, અજિત ! આ આપણો ભદ્રલોક સમાજનો ન્યાય છે !"

મનોરમા બોલી : 'ત્યારે તમે શું કમલને સમાજમાં ખેંચી લાવવા માંગો છો બાબા !"

આશુબાબુ બોલ્યા: "હું એકલો તેને શી રીતે અપાણા સમાજમાં દાખલ કરાવી શકવાનો હતો. મા ! સમાજમાં તો અક્ષયબાબુ જેવા પણ છે અને આજે તો તેમનો પક્ષ બળવાન છે."

મનોરમા હસતાં હસતાં બોલી, "અત્યારે તો એમજ લાગે છે, કે જો તમારા એકલાના હાથમાં જ સમાજનો કારભાર હોત, તો તમે એને લાવીને સમાજમાં ઠસાવી જ દીધી હોત !"

અજિત બોલ્યો, "પંચાત એ છે, કે તેના પ્રત્યે આ સઘળાનોજ વિરોધ છે. હજુ એટલું એનું નસીબ છે, કે તે તમારો સ્નેહ મેળવી શકી છે"

અવિનાશ બોલ્યા, "તેનું કારણ છે અજિતબાબુ ! કમલને અમે કોઈ પણ ઓળખતા ન હતા. માત્ર અમે તેનાં ક્રાંતિકારી વિચારો જ સાંભળ્યા છે. અને તેની નૈતિકભાવના બહુ જ મંદ છે. એ હવે અમારા જાણવામાં આવ્યું છે. આથી જ તેની વાતો સાંભળીને સમાજનું અહિત થશે, એવો અમને ભય પણ લાગે છે અને ક્રોધ પણ આવે છે"

આશુબાબુને ઉદ્દેશીને અવિનાશબાબુ બોલ્યા, "આશુબાબુને કમલની વાતો સાંભળીને ગુસ્સો નથી આવતો, તેનું કારણ છે. તેમનું જીવન એટલે સાધુ જીવન. દેહ નિષ્પાપ, મન પવિત્ર, આશુબાબુને માટે સંદેહ રાખવાનું એક સ્થાન નથી. કોઈ દૃશથી પણ તેમના ચારિત્રનો ડાઘો લગાડી શકે એમ નથી. જાણે બીજા શંકર ! શંકરની સ્થિતિ એવી જ છે. તેમને ઝેર શું અને અમૃત શું ? દેવોનું ટોળું આવે કે દૈત્યોનું મંડળ આવે, તેમને કોઇનો વિરોધ નહિ, કે કોઈનો પક્ષપાત નહિ. આશુ-બાબુની અવસ્થા એવી છે; પણ અમારી સ્થિતિ એવી નથી અને તેથીજ..."

આશુબાબુએ અવિનાશબાબુનું બોલવું પુરું થવા દીધું નહિ તેમણે બંને હાથ આગળ કરીને વાત બંધ કરવાની સૂચના કરતા કહ્યું, "તમને પગે લાગું છું ભાઈ ! તમે મારા પૂર્વ જીવનની વાતો કરશો જ નહિ. હું પણ એક લાંબો કાળ વિલાયતમાં રહી આવ્યો છું. એ કાળમાં મેં ત્યાં શું શું કર્યું હતું, તે મને આજે સાંભરતું નથી. પણ મને લાગે

છે, કે એ વાતો પણ જો અક્ષયના કાન ઉપર જશે, તો તે મારા પણ રેવડી દાણા કરી નાંખશે !"

અવિનાશ આશ્ચર્ય પામતો બોલ્યો, "શું તમે વિલાયતની હવા ખાઈ આવ્યા છો ?"

આશુબાબુ બોલ્યા, "હા, એ દુષ્કાર્ય મારાથી પણ થઈ ગયું છે, ખરૂં !"

મનોરમા બોલી "તમે જાણતા નથી અવિનાશબાબુ ! બાબાનું તો આખું જીવન જ વિલાયતમાં પુરૂં થયું છે. તેમનો બધો અભ્યાસ વિલાયતમાં થયો છે, તેઓ બેરીસ્ટર છે."

અવિનાશ બોલ્યા, "આ શું કહો છો ?"

આશુબાબુ બોલ્યા, "એમાં ભય પામવાનું પ્રયોજન નથી, અવિનાશ-બાબુ ! લાંબા સમય સુધી સ્ત્રીઓને સાથે લઇને, મેં પણ આમથી તેમ અને તેમથી આમ, લાંબી રખડપટ્ટી કરી છે. આથી મારા મનનું પાપ અને વિકારો, બંને ધોવાઇ ગયા છે, અને મારૂં હૃદય વિકારહીન પવિત્ર બની ગયુ છે. પણ મારી તમને વિનતિ છે, કે મહેરબાની કરીને આ મારી વાતો, તમે અક્ષયબાબુને કાને કદી જવા દેશો નહિ."

અવિનાશ હસીને બોલ્યો: "અક્ષયનો આપને ખૂબ ભય લાગે છે, ખરૂં ને ?"

આશુબાબુ બોલ્યા, "હાસ્તો ! એક બાબતની પંચાતમાંથી તો હજી પુરો થયો નથી, ત્યા વળી જો અક્ષયબાબુને આ વાતની ખબર થશે, તો તે મારું એક હાડકું પણ સલામત રહેવા દેશે નહિ !"

મનોરમાને ક્રોધ પણ આવ્યો અને હસવું પણ આવ્યું તે બોલી, "આ તમારો અક્ષય પ્રત્યેનો ખરેખરો અન્યાય છે બાબા !"

આશુબાબુ બોલ્યા, "અન્યાય ભલે હોય મા ! પણ પોતાની આત્મરક્ષા કરવાનો તો આપણને બધાનેજ અધિકાર છેને ?"

આ સાંભળીને બધા હસી પડ્યા. મનોરમા બોલી: "ઠીક બાબા ! પણ માનવ સમાજમાં અક્ષયબાબુ જેવા નીતિના ચુસ્ત ઉપાસકોનું પ્રયોજન જ નથી, એમ તમે માનો છો ?"

આશુબાબુ બોલ્યા: "તમારો આ પ્રયોજન શબ્દ જ સૌથી વધારેમાં વધારે ગોટાળા ભર્યો છે. સૌથી પહેલાં તમારા પ્રયોજન શબ્દનો સ્પષ્ટ અર્થ જણાવી દો. પછી હું તમારા પ્રશ્નનો જવાબ આપી શકીશ. પરંતુ એનો સાચો અર્થ બહાર આવવો શકય જ નથી. તેથી જ દરેક બાબતો ઉપર આપણે ચર્ચા કર્યા કરીએ છીએ; પરંતુ પરિણામ કાંઈ આવતું નથી."

મનોરમા બોલી, "તમારા સઘળા પ્રશ્નોના જવાબો આવા ઉડાઉજ હોય છે બાબા! તમે કોઈ વાત સ્પષ્ટ કરીને તો બોલી શકતા જ નથી. તમારી એ માનસિક નિર્બળતા છે."

આશુબાબુ હસીને બોલ્યા, "કોઇપણ વાત સ્પષ્ટ રીતે બોલી બતાવવા જેટલી, તારા બાપમાં બુદ્ધિ જ નથી, એ તારૂં કમનસીબ છે મણિ! હવે એ સંબંધમાં તું મારા ઉપર ગુસ્સો કરશે, તે કેમ ચાલશે?"

અજિત ઉઠીને ઉભો થયો. તે બોલ્યો; "ચાલો, આ ચર્ચાથી મારૂં તો માથું પાકી આવ્યું. હું જરા બહાર ફરી આવીશ."

આશુબાબુ બોલ્યા, "પણ આવી અંધારી રાતે અને આવી શરદીમાં ક્યાં ફરવા જવાના હતા?

અજિત નીચે કમ્પાઉન્ડનાં બાગમાં વ્યાપી રહેલી ચંદ્રજયોત્સ્ના તરફ જોઇને બોલ્યો, "શરદી છે ખરી, પણ અંધકાર તો નથી."

'પણ પગે ચાલતાજ જશો!"

'ના, ગાડીમાં."

"ત્યારે એમ કરો. અવિનાશબાબુને પણ સાથે લઇ જાઓ. તેમને ઘેરે ઉતારી મૂકજો, પણ પાછા આવતા ઘણું મોડું કરશો નહિ."

"ઠીક." એમ કહી અજિત, અવિનાશબાબુને પોતાની સાથે લઈને ચાલતો થયો. આશુબાબુ બોલ્યા, 'આ છોકરાની મોટરમાં રખડવાની ટેવ, હજી ગઈ નથી. જોને, આવી ઠંડીમાં પણ રખડવા નીકળી પડયો."

# [ ૮ ]

પાછલી વાતને પંદરેક દિવસ વીતી ગયા હતા; સંધ્યાકાળ થવાને, હવે વધુ વિલંબ ન હતો. આજે અજિત આશુબાબુ અને મનોરમા અવિનાશબાબુને ઘેર જવાના હતા. અજિત વગેરે ત્યાં જઈ પહોંચ્યા. અજિતે, આશુબાબુ અને મનોરમાને અવિનાશબાબુને ત્યાં ઉતારી મૂક્યા, અને તે પોતે મોટરમાં ફરવા નીકળી પડયો.

શહેરની ઉત્તર બાજુએ અજિતે મોટર દોડાવી મૂકી. થોડુંક અંતર કાપ્યા પછી, અજિતે પૂર્વ તરફ મોટર વાળી. અજિતની મોટર ધીમે ધીમે દોડી જતી હતી. એટલામાં તેને કાને એક પરિચિત અવાજ આવ્યો. "અજિતબાબુ! અજિતબાબુ!"

અજિતને લાગ્યું કે કોઈ સ્ત્રીના કોમળકંઠનો આ અવાજ છે. અજિતે ચમકીને પાછળ જોયું અને તેણે તરત ગાડી ઉભી રાખી. તેણે બહાર જોયું, તો જરા દૂર શિવનાથની સ્ત્રી કમલ ઉભી હતી. રસ્તાની એક બાજુએ એક ભાંગેલી પુરાતન ઈમારત હતી, અને તેની ફરતે એક નાનકડો ભાંગ્યોતૂટયો બાગ હતો. બાગ તદ્દન શુષ્ક અને કાંઈપણ શોભા વિનાનો હતો. એ બાગની એક બાજુએ કમલ ઉભી હતી અને હાથ હલાવીને અજિતને બોલાવી રહી હતી.

અજિતની મોટર થોભી, એટલે તે મોટરની પાસે આવી. કમલ બોલી, "અજિત! આજ પહેલાં પણ તમે એક દિવસ અહીંથી મોટરમાં પસાર થતા હતા, તે દિવસે મેં તમને બૂમ મારી હતી; પણ તમે

સાંભળ્યું ન હતું. સાંભળો પણ કેવી રીતે? તે દિવસે તો તમારી મોટર એટલા જોરમાં દોડતી હતી, કે મને એમજ થયું, કે જાણે હું તો અંદર બેઠી હોઉં, તો મારી છાતીજ બંધ થઈ જાય! તમને એટલી બધી ઝપાટાબંધ મોટર દોડાવતા બીક નથી લાગતી અજિત?"

અજિતે ડોકું બહાર કાઢી જોયું. તે બોલ્યો, "તમે એકલા છો? શિવનાથબાબુ નથી કે?"

કમલ બોલી, "તેઓ તો ઘેર છે. પણ તમે આજે એકલા કેમ ફરો છો? તે દિવસે પણ તમે એકલાજ હતા. મનોરમાને સાથે લઈ નથી ફરતા?"

'ના! આશુબાબુની તબિયત ઘણો સમય થયા સારી નથી, તેથી તેઓ બહાર ફરવાને નીકળતા નથી, આજે આશુબાબુને અવિનાશબાબુને ત્યાં મૂકીને, હું ફરવા નીકળ્યો છું. મને એમ થયું, કે લાવ, જરા આગળ ફરી આવું, સંધ્યાકાળે ઘરમાં બેસી રહેવું મને ગમતું નથી."

કમલ બોલી, "મનેય સાંજે ઘરમાં બેસી રહેવું નથી ગમતું હોં, પણ અમને ગરીબને તો ન ગમે એવા અનેક પ્રસંગો વેઠી લેવા પડે છે." એટલું બોલીને કમલ અજિતના મુખ સામે તાકીને જોઇ રહી. થોડીવાર રહીને તે બોલી, "મને સાથે ફરવા લઇ જશો? જરા આમ તેમ ફરી આવીશું!"

કમલની માંગણી સાંભળીને અજિત ગુંચવાયો. તેની સાથે આજે સોફર સુદ્ધા હતો નહિ. શિવનાથબાબુ પણ ઘેર નહતા. એ વાત કમલને મોઢે પહેલાંજ સાંભળી લીધી હતી. અજિતને, કમલને સાથે ફરવા લઇ જવાને જરા સંકોચ તો થયો, પરંતુ સ્પષ્ટ રીતે તે તેને ના પાડી શક્યો નહિ. તેણે જરા અચકાતા અચકાતા પૂછ્યું. "પણ તમારી સાથે તમારી કોઇ બહેનપણી-પડોશણ કોઇ જ નથી? તદ્દન એકલાં જ છો?"

"અમારી બ્હેનપણીઓ અને પાડોશણો હોય ક્યાંથી? અમારી ગરીબની વાત અજિતબાબુ! તમે શુ જાણો? શહેરના મોઘાં ભાડા

અમારાથી ભરાતા નથી. તેથી અમારે શહેરની બહાર રહેવું પડે છે. શાહગંજ મહોલ્લાનું નામ તો તમે સાંભળ્યું હશે ? એ મહોલ્લાની પાડોશમાંજ ચામડાનું કારખાનું છે અને મારા પડોશમાં એ કારખાનાના બધા મોચીઓજ રહે છે. એ બાપડા દિવસે કારખાનામાં જાય છે, રાતે આવે છે તેવાજ દારૂ પીને રંગીલા બનીને પડે છે. અને આખી રાત દંગલ જમાવે છે. મારા પાડોશીઓ એવા છે. હવે તેમાંથી કોને મારી સોબતણો બનાવું ?"

'ત્યારે એ બાજુએ કોઈ ખાનદાન ગૃહસ્થ નથી રહેતા ?"

"ના, નથી રહેતા. અને રહેતા હોય, તોપણ શું ? તમારા ભદ્રલોક સમાજના માણસો અમને થોડાજ કાંઈ પોતાના ઘરમાં આવવા દેવાના હતા ? તેમ થતું હોત, તો તો ઘણુંજ સારૂં થાત, કે મારે ઘરની બહાર નીકળવાની જગા રહેત."

આમ બોલતા કમલે મોટરનો દરવાજો ખોલી નાંખ્યો અને તે અજિત બાબુની જોડાજોડ જઇને બેસી ગઈ. કમલ બોલી, અજિતબાબુ ! ઘણા દહાડા થયા હું મોટરમાં બેઠી નથી, આજનો દિવસ તો તમારે મને મોટરમાં ખૂબ દૂર સહેલ કરાવી લાવવી પડશે હોં."

હવે શું કરવું, તે અજિત સમજી શકયો નહિ. તેને કમલને એકલીને ફરવા લઈ જતા. ખૂબ સંકોચ થયો. તે બોલ્યો, ઘણે દૂર ફરવા જઇશું, તો રાત પડી જશે. એટલામાં તો શિવનાથબાબુ પણ અમારે ત્યાંથી પાછા ફરશે, અને ત્યાં સુધી તમે ઘેર જઈ ન પહોંચ્યા હશો, તો તે ખીજવાશે નહિ ? તેમને કાંઈ વહેમ નહિ આવે ?" "કંઇએ વહેમ આવતો નથી !" કમલ બોલી.

અજિત બોલ્યો, "વારૂ, તો પછી ફરવા આવો તેમાં મને વાંધો નથી પણ તમને ડ્રાઈવરની પાસે બેસવું ખરાબ લાગે. અંદર બેસો !"

'પણ આજે તો તમેજ ડ્રાઇવર છો ને ! પાછળ બેસીશ, તો આપણે વાતો કેવી રીતે કરી શકીશું ? હું પાછળ બેસીશ, તો આપણી

વચ્ચે અંતર ઘણું પડશે અને આપણે વારંવાર કાંઇ લાંબા થઈને વાતો કરી શકીશું નહિ ચાલો! હવે તમે વિલંબ ન કરો."

અજિત છેવટે હાર્યો? અજિતે મોટર દોડાવી મુકી. આખો રસ્તો ખૂબજ સુંદર પણ તદ્દન નિર્જન હતો. કોઇકવાર ભાગ્યેજ એકાદ માણસ જતું આવતું સામે મળતું હતું. અજિત મોટરનો વેગ ધીમે ધીમે વધારતો જતો હતો.

કમલ બોલી, "તમને ઝપાટાબંધ મોટર હાંકવીજ ગમે છે, નહિ વારૂં ?"

"હા"

"બીક નથી લાગતી?"

'મને ટેવ છે."

"તેથીજ તમને એકદમ મોટર દોડાવવી ગમે છે.

જરાવાર પછી કમલ બોલી "ખરૂં પુછો તો ઝપાટા બંધ ગાડી દોડતી હોય, તેમાંજ આનંદ આવે છે. ગાડીમાં શું, કે જીવનમા શું; એકની એક સ્થિતિમાં મઝા જ ન આવે. જીવનના પ્રવાહો પણ એવાજ વેગબંધ વહ્યા જાય છે, ત્યારે જ સાચો આનંદ મળે છે. પરંતુ બીકણ માણસો આ વાત સમજી શકતા જ નથી. તેઓ સાવધાનપણે રસહીન જીવન ગાળે છે. અને એવા જીવનનેજ તેઓ જીવનનો સાચો માર્ગ માની, પોતે પોતાનેજ છેતરી રહ્યા હોય છે, ખરૂને અજિત બાબુ!"

"એમ ?" અજિતે વાતમાં ખાસ રસ લીધા વિના જવાબ આપ્યો.

કમલ અજિતના મોઢા સામે તાંકીને જોઇ રહી. તે થોડી વારે હસી પડી. ક્ષણ પછી બોલી, "કેમ તમને મારી વાત ખરી નથી લાગતી અજિતબાબુ ?"

અજિતે કંઇ જવાબ આપ્યો નહિ. કમલ સમજી ગઈ, કે તે આમ કે તેમ ચોક્કસ રીતે. કાંઇ પણ જવાબ આપવા ચાહતો નથી.

ધીમે ધીમે અંધકાર વધતો જતો હતો. હવે અજિતને આગળ વધવું ઠીક લાગ્યું નહિ. અજિત પાછો ફરવાનો વિચાર કરતો હતો. તે બોલ્યો, 'ચલો, હવે પાછા ફરીએ."

કમલ બોલી, "આટલામાંજ પાછા ફરવાની વાત મને નહિ ગમે, હજી દુર ચાલો." અજિત બોલ્યો, ખૂબ દુર આવી પહોંચ્યા છીએ હો, પછી ઘેર જઇ પહોંચતા, રાત પડી જશે."

કમલ બોલી, "છોને પડતી."

'પણ શિવનાથબાબુ ઘેર આવી પહોંચશે, તો ખીજાશે નહિ?"

કમલ બોલી, 'એમાં ખીજાવા જેવું છે શું?"

અજિત આ શબ્દો સાંભળીને ખૂબ અચંબો પામ્યો. તે બોલ્યો, "તમને ભલે મોડું ન થાય, પણ મને આશુબાબુને ઘેર પહોંચાડવાને વિલંબ થઇ જશે, એ ઠીક નહિ. તેમની તબીયત નાદુરસ્ત છે."

કમલ પ્રત્યુત્તર આપતા બોલી, 'આગ્રા શહેર ભર્યું પડયું છે. અહી ગાડીઘોડાનો કાંઈ દુકાળ નથી. જોઈએ એટલા ગાડીઘોડા મણમાંગ્યા આવી મળે છે. આજનો દિવસ આશુબાબુ બીજી ભાડાની ગાડી કરી લેશે. ચાલો, તમે આગળ હાંકો!" એમ કહી કમલે એજ રસ્તે આગળ અને આગળ મોટર દોડાવી જવાનો આગ્રહ કર્યો.

મોટર જેમ આગળ વધી રહી હતી તેમ અંધકાર વધી રહ્યો હતો રસ્તો હવે તદ્દન જનશૂન્ય હતો. ચારે દિશાઓ ભયંકર લાગતી હતી. અજિતને લાગ્યું, કે આ નિર્જન રસ્તા ઉપર કમલને એકલીને લઇને ફરવું, એ ઠીક નથી. તેણે ગાડીનો વેગ જરા ધીમો પાડયો અને તે બોલ્યો, "કમલ! હું ધારૂં છું કે હવે આપણે અહીથી જ પાછા ફરીએ."

"ચાલો ત્યારે પાછા ફરો."

કમલ થોડીવાર મુંગી રહીને બોલી, "ખરેખર! ખોટી બીક અને નીતિના વધારે પડતા વિચારોને વળગી રહી, માણસો જીવનના

સાચા આનંદને પણ વેડફી નાંખે છે હોં. હું બૈરી જાત છું, એકલી છું, કાળી રાતના મને એકલીને ફકત સાથે બેસાડીને ફરવા લઈ જતા પણ, તમને કેટલો સંકોચ લાગે છે! મેં પણ તમારી માફક જ એવી ખોટી લાજ રાખી હોત, તો આપણે ફરવાજ ન જઇ શકયા હોત અને જે આનંદ આજે મેળવી શકયા છીએ, તેની કલ્પના સ્વપ્ને પણ ન આવતા!"

અજિત બોલ્યો, "પણ જ્યાં સુધી એ આનંદનો છેડો નથી આવ્યો, ત્યાં સુધી આપણે કઇ કહી શકતા નથી. કોણ કહી શકે એમ છે, કે એ આનંદનું પરિવર્તન દુઃખમાં થવાનું જ નથી?"

કમલે કહ્યું, "આ અંધકારમાં, જનશૂન્ય રસ્તામાં, તમારી સાથે બેસીને, વાયુવેગે દોડતી મોટરમાં આજે હું ખુબ દૂર સુધી રખડી આવી, તેથી મને ભારે આનંદ થાય છે હોં."

અજિતને લાગ્યું, કે તેના બોલવા ઉપર કમલ ધ્યાન જ આપતી ન હતી. અને તે પોતાની વાતોજ, હાંકે જતી હતી! કમલની વાતોમાં ખરું પૂછીએ, તો બિભત્સભાવ જરાપણ ન હતો. પણ તેના શબ્દો સાંભળતાં અજિતને ભારે સંકોચ થતો હતો. કમલના સંબંધમાં અનેક મોઢાની અનેક વાતો ચાલતી હતી, પણ એ વાતો કરવા અને સાંભળવા સિવાય, કોઈ કાંઇ વધારે ઓછું જાણતું ન હતું. જેઓ પોતે કાંઈ જાણવાનો દાવો કરતા હતા, તેમના કહેવામાં પણ ઘણું તો મિથ્યા જ હતું. કમલના સંબંધમાં જે લોકાપવાદ હતો, તેમાં ભલે કાંઈ સત્ય પણ હોય, પણ એ સત્ય ઉપર, અસત્ય એટલી તે ઘેર છાંયા પડી હતી, કે સત્ય અને અસત્યની છાંયાનું પૃથક્કરણ કરવું. અશકય હતું. જેમની કમલના સંબંધમાં પૂછવાથી કાંઈ જાણી શકાય એવું હતું, તેઓ એ બાબતમાં કાંઇ કહેવા જ ચાહતા ન હતા એટલું જ નહિ; પણ તેમને કમલ વિષે કાંઈ પૂછવું; તે પોતાની જ મશ્કરી કરી લેવા જેવું હતું.

અજિત થોડીવારે ચુપ બેસી રહ્યો. પણ કમલ વધારે વખત મુંગી રહી શકી નહિ. તે બોલી: "અજિતબાબુ? શું તમને લાગે છે, કે

આજના આ પ્રવાસમાં આપણે મેળવેલો આનંદ, ભવિષ્યમાં દૈવવશાત્ દુઃખરૂપ બની જશે? એમ કેવી રીતે બની શકશે?"

અજિત બોલ્યો, "શા માટે ન બની શકે?"

કમલ બોલી, 'ચોકખું પ્રમાણ જ છે, કે આવો આનંદ મને કોઈ દિવસ પ્રાપ્ત થયો ન હતો."

અજિત હસ્યો, તે બોલ્યો. 'એ કાંઈ આપણી ચર્ચાનું પ્રમાણ ન કહેવાય. એ તો એનું પ્રમાણ કહેવાય કે તમે એક જબરા દલીલબાજ છો."

'એટલે અનો અર્થ એ કે હું ખોટા જ મુદ્દા ઉઠાવનારી છું-નહિ?"

અજિત બોલ્યો, "ના, તેમ નહિ. પણ જે આનંદનું પરિણામ દુઃખમાં આવે છે, તે આનંદને આપણે આનંદ કહી શકતા નથી, એ તો તમે પણ માનો છો ને?"

કમલ બોલી, "ના હું માનતી નથી. હું તો માનું છું કે વીંધ્યું તે મોતી આનંદ ભોગવાયો, તે ભોગવાયો જ. તેના પછી દુઃખ આવે તો પણ શિશિર બિંદુઓ જેવો જે શાંતિદાયક આનંદ ભોગવ્યો હોય, તે આનંદને કાંઈ દુઃખ નામશેષ કરી શકે નહિ. ભલે, નામ માત્રના સુખને પરિણામે ખાંડીબંધ દુઃખ આવે, પણ તેથી કાંઈ ભોગવી ચુકેલો આનંદ થોડો જ મિથ્યા થાય છે?"

આટલું બોલીને તે જરાવાર ગંભીર ચહેરે બેસી રહી. તે પછી કમલ બોલી, ખરૂ પુછો, તો આ જગતમાં સુખ કે દુખ કાંઈ જ સાચું નથી. અજિતબાબુ! સુખદુઃખ ચલિત છે, એજ વાત સાચી છે. એટલે જ હૃદય અને મનથી જે આનંદ ભોગવી લીધો, તેજ ખરો આનંદ છે; એમાં કાંઈ જ શંકા નથી. કેમ ખરૂં ને?"

અજિતે આ પ્રશ્નનો કાંઈ જવાબ આપ્યો નહિ. તેણે કમલ તરફ જોયું. અજિતને લાગ્યું, કે કમલ તેના પ્રશ્નનો ઉત્તર મેળવવા ગાઢ

અંધારામાં અજિતના મોઢા સામે તાકીને, જોઈ રહી હતી. છેવટે તે બોલી, "કેમ અજિતબાબુ જવાબ આપતા નથી !"

'તમારી વાત હું સ્પષ્ટ રીતે સમજી શકતો નથી !"

"નથી સમજી શકતા ?"

"ના."

કમલે નિરાશાથી એક નિસાસો મૂકયો તે પછી કમલ બોલી, "તમે પાછા આ બાજુએ ફરવા આવવાના નથી. પણ આ બાજુએ આવો, ત્યારે મને ફરી મોટરમાં ફરવા લઈ જવાની યાદ રાખશો કે અજિતબાબુ ?"

અજિત બોલ્યો, 'જરૂર."

ગાડી પાછી આવીને એ જ ભાંગેલા બગીચાની પાસે ઉભી રહી. કમલ અહીંથી જ અજિતની મોટરમાં બેઠી હતી. અજિતે કમલને નીચે ઉતરવા માટે મોટરનું બારણું પોતાના હાથે ઉઘાડી આપ્યું.

અજિતે પેલા બંગલા તરફ જોઇને કહ્યું; "બધે અંધારૂં ઘોર છે, મને લાગે છે; કે બધા સુઈ ગયા છે."

કમલે બહાર જોયું. તે બોલી; "ખરી વાત છે."

અજિત બોલ્યો, "તમે બહુ ખોટું કર્યું હોં. આટલા મોડા તમે ઘેર જશો, તો જરૂર શિવનાથબાબુના મનમાં તમારે માટે ખોટો વહેમ તો આવશે જ આવશે."

કમલ બોલી, "હં ! તેઓ કાંઈક એવા વિચારો કરતા કરતા જ સુઇ ગયા હોય, એમ લાગે છે."

અજિતે કહ્યું; "આ ઘોર અંધારામાં તમે માળા ઉપર કેવી રીતે જઈ શકશો ? મોટરમાં એક ફાનસ છે, તે સળગાવી આપું ?"

"તેમ કરો તો તો મોટી મહેરબાની તમારી. અને તમે મારી સાથે ઉપર જ ચાલોને. વધારે વાર નહિ રોકું, ફકત ચહા પીને ચાલ્યા જજો."

"હું માળા ઉપર તમને પહોંચાડવા માટે આવું છું; પણ આટલી મોડી રાતે, હું ચહા પીવા રોકાવાનો નથી."

અજિતે હાથફાનસ સળગાવ્યું. ઇમારતનો આગલો દરવાજો ખોલીને અજિત અને કમલ અંદર દાખલ થયા. મકાન બે મજલાનું હતું. દાદરની નીચે અતિ ધીમો પ્રકાશ આપતું હરિકેન ફાનસ બળી રહ્યું હતું. કમલ આગળ ચાલતી હતી. અજિત પાછળ હતો. કમલે દાદર ઉપર ચઢતા ચઢતા, અજિત તરફ જોઇને કહ્યું; "આવો ને! ઉપર આવો ને !"

"નહિ, રાત બહુ થઇ ગઇ છે"

કમલે હઠ કરતાં કહ્યું; "એમ નહિ ચાલે અજિતબાબુ! તમારે આવવું જ પડશે.

અજિતનું મન શંકાથી ગુંચવાવા લાગ્યું. તે બોલ્યો, "હું તમને તમારા માળામાં સુખરૂપ પહોંચાડી આવું. જો તમને અંધકારમાં અહીં જ છોડી દઇશ, તો તમે સુખરૂપ જઇ પહોંચ્યા હશો કે નહિ, તેની મને શંકા આવ્યા જ કરશે અને રાત્રે ઉંઘ લાગવાની નથી."

અજિતે કમલના ઘરમાં જઇ ને જોયું. ઘરમાં કાંઇ રાચચીલું જ ન હતું, એમ કહીએ તો પણ ચાલે!! એક બાજુએ એક ફાટીતુટી આરામ ખુરશી પડી હતી. એક નાનું સરખું ટેબલ હતું. એક ટ્રંક હતી. એક ખુણામાં જુનો પુરાણો એક લોખંડનો ખાટલો હતો અને તેના ઉપર એક સાદું ગોદડુ પાથરી મૂકેલું હતું. દેખાવ ઉપરથી જ લાગતું હતું. કે તે એક દરિદ્રી માણસનું ઘર જણાતું હતું. શિવનાથબાબુ ઘરમાં ન હતો !

અજિત મનમાં ને મનમાં વધુ ગુંચવાયો. તે બોલ્યો, "અરે હજી શિવનાથબાબુ પણ આવ્યા નથી ?"

કમલ બોલી, 'નહિ."

અજિત બોલ્યો, મને લાગે છે, કે અમારે ત્યાં આજે તેમનો જલસો ખૂબ મોડે સુધી ચાલ્યો હોવો જોઇએ."

"તમે કેવી રીતે જાણ્યું ?"

"બે દિવસ થયા શિવનાથ અમારે ત્યાં આવ્યા ન હતા, એટલે મને લાગે છે, કે આજે આગ્રહ કરીને આશુબાબુએ શિવનાથબાબુને અમારે ત્યાં રોકી રાખ્યા હશે."

"રોજ આવતા હતા તો પછી બે દિવસ થયા કેમ નહોતા આવ્યા ?"

"તે મારા કરતા તમે સારી રીતે જાણતા હશો. મને લાગે છે કે બે દિવસ તમેજ તેમને છોડયા નહિ હોય, એટલે તેઓ બિચારા ઘરમાંથી બહાર કેવી રીતે નીકળી શકે ? નહિ તો પોતે જાતેજ ઘરમાં ભરાઇ રહે, એવી વૃત્તિ શિવનાથબાબુમાં તો નથીજ."

કમલ થોડીવાર અજિતના મોઢા સામે જોઈ રહી. તે પછી કમલ એકદમ હસી પડી તે બોલી, "કેમ જાણ્યુ કે તેમને આશુબાબુએજ જોર જુલમથી પોતાને ત્યાં રોકી રાખ્યા હશે ! ને જો તેમજ થયું હોય, તો કોઇને બળાત્કારે પોતાને ત્યાં રાખી પાડવા, એ તો અન્યાયજ કહેવાયને અજિતબાબુ ?"

અજિત બોલ્યા, "જરૂર"

કમલ બોલી. "ઠીક, હું તમને પૂછું છું, કે તમને કોઈ પોતાને ઘેર બળાત્કારે રોકી પાડે, એ તમારા સંબંધમાં બને ખરૂં કે ?"

"પણ મને તો ખેંચતાણ કરીને ઘેર રોકી પાડનારૂં કોઇ સગું વહાલું છેજ નહિ ! અને કોઈ મને બળાત્કારે રાખી શકે, એમ બને પણ નહિ."

કમલ હસતી હસતી અજિતની સામે જોઇ માથું ડોલાવતી બોલી, "હંઅ ! ત્યારે આજે મેં કેવા તમને સાંજ પડી ત્યારથી, મારે ત્યાં રોકી પાડયા છે ! કહો ત્યારે તમે રોકાયા ખરા કે નહિ ? હવે ચાલો હશે, તે વાત જવાદો; હુ તમારે માટે ચહા બનાવી લાવું છું."

"તમે અહીથી ચાલ્યા જાઓ અને હું અહી એકલો મુંગો બેસી રહું ? એ નહિ બને."

"એકલા શા માટે બેસી રહો છો? ચાલોને મારી સાથે. એમ કહીને કમલ અજિતબાબુને એક નજીકના ઓરડામાં લઈ ગઇ. તેને એક નાની સાદડી બેસવા પાથરી આપી અને કહ્યું; "બેસો અજિતબાબુ! જરાવાર રહી કમલ બોલી, "આ જગત કેવું વિચિત્ર છે. આ સાદડી ઉપર શિવનાથબાબુ બેસતા હતા. તે ઉઠી ગયા પછી, હવે તેના ઉપર બીજા એક જણને બેસાડવાનો મારો વિચાર હતો. પણ તેને બેસાડવાનું હવે મને ઉચિત લાગતું નથી. એને બદલે ભલે તમે જ એ આસન ઉપર બસો, એને હું યોગ્ય માનું છું."

આ સાંભળીને અજિતનું મોઢું લજ્જાથી રાતું ચોળ થઇ ગયું તે કાંઈ બોલવા ગયો; પણ શરમના માર્યાં તેનાથી બોલી શકાયું નહિ જરાવાર રહી અજિત બોલ્યો, "ત્યારે તમે તે બીજા માણસને અહીં બેસાડયો કેમ નહિ?"

કમલ બોલી : "એ માણસની ભયંકર ભુલને લીધે તેને આ આસન ન મળ્યુ." ' એમ?"

'વારૂ, તમારી ચહામાં ખાંડ જરા વધારે નાંખું કે?"

"હા નાંખો. ચાલો, ખાંડ અને દુધના લોભે હુ તમારી ચહા પી જોઉ છું. બાકી ખરૂં પૂછો, તો ચહા પીવાની મારી ઇચ્છા જ નથી."

કમલ બોલી, હું પણ ચહા પીવાનું પસંદ કરતી નથી અને લોકો તે પીવાનું કેમ પસંદ કરે છે, તે પણ સમજી શકતી નથી. જો કે ચહાની અને મારી માતૃભૂમિ એક જ છે."

'ત્યારે તો તમારી જન્મભૂમિ આસામ હોય, એમ લાગે છે."

"ફક્ત આસામ જ નહિ, પણ ખુદ ચહાનો એક બગીચો જ મારી જન્મભૂમિ છે."

"તો પણ ચહા તમને પસંદ નથી?"

"જરાય નહિ, કોઇને ત્યાં જાઉં છું, ત્યાં ચહા પીઉં છું, ખરા મનથી નહિ"

અજિતે ચહાનો પ્યાલો હાથમાં લીધો. અને ચારે બાજુએ નજર નાંખતાં કહ્યું, આ પાસેનો ઓરડો એજ તમારૂં રસોડું છે, નહિ ?"

કમલ બોલી, "હા."

અજિતે પૂછ્યું, "તમને આજે રસોઈ બનાવવાની હશે પણ હવે કયારે રસોઇ બનાવશો ? આજે તો તમને ઘણું મોડું થઈ ગયું છે, આજે રસોઇ કરશો ?"

"ના"

ત્યારે જમશો શું ?"

"હું આખા દિવસમાં ફકત એકજ વાર જમું છું."

"આખા દિવસમાં એકજવાર જમો છો ?"

કમલ બોલી, "હા. જરાવાર રહી, તેણે આગળ ચલાવ્યું; "અજિતબાબુ ! હવે તમે એમ પૂછશો કે ભલે તમે રાતે ન ખાતા હો, પણ શિવનાથબાબુ તો રાત્રે જમે છે, તો તે રાત્રે આવીને શું ખાશે ? એનો જવાબ હુ તમને પહેલાથી જ આપી મૂકું છું જુઓ શિવનાથબાબુ હવે કદી આ ઘરમાં આવવાના નથી, એટલે તમારે તે આવી પહોંચશે, એવો ભય રાખવાની જરૂર જ નથી, શિવનાથબાબુનો શૈવવિવાહથી મેળવેલી શિવાની પ્રત્યેનો મોહ,' ખલાસ થઇ ગયો છે !"

અજિત, કમલના આ બોલવાનો ખરેખરો અર્થ સમજી શકયો નહિ. અજિત કમલના મોઢા સામે જોઈ રહેતો બોલ્યો, "એટલે શું ? મને લાગે છે, તમે કાંઇક ગુસ્સામાં બોલી રહ્યા છો, નહિ ?"

કમલ બોલી, "ના ! ના ! ગુસ્સામાં બિલકુલ નહિ. મને તો લાગે છે, કે ગુસ્સો કરવા જેવી હવે તો મારી સ્થિતિ જ રહી નથી. હું આજ સુધી એમ જ જાણતી હતી, કે તેઓ તેમની જાગીરીની દેખરેખ માટે જયપુર ગયા છે. આજે તમારે મોઢે જ પહેલવહેલી ખબર મળે છે, કે તેઓ આગ્રા છોડીને ગયા જ નથી. આવો, હવે અમારૂં શયનગ્રહ જુઓ !"

કમલ અજિતને જોડેના ઓરડામાં લઇ ગઈ. તે બોલી "આ મારૂં શયનગ્રહ છે. તમે જુઓ છો કે તે પણ કેવું શુષ્ક છે. શિવનાથબાબુ હતા ત્યારે પણ એની સ્થિતિ એવીજ હતી." થોડી વાર રહી કમલ બોલી, "વારૂં, પણ અજિતબાબુ! ઘોર અંધારૂ વધતું જાય છે. હવે તમારે વિલંબ કરવાની જરૂર નથી."

અજિતે ઉઠીને ઉભા થતાં કહ્યું "ખરી વાત છે. આજે બહુ મોડું થઇ ગયું."

કમલ પણ તેની સાથે ઉઠીને ઉભી થઇ.

અજિત બોલ્યો 'જો સમય મળશે, તો હું કાલે આવીશ."

"જરૂર આવજો." એમ બોલતી કમલ અજિતની પાછળ દાદર સુધી આવી.

અજિત બોલ્યો, "તમને ખોટું નહિ લાગે તો એક વાત જાણવા માગું છું. શિવનાથ કેટલા દિવસ થયા આવતા નથી?"

"ઘણા દહાડા થઈ ગયા." એમ કહીને તે હસી, અજિતે તેની સાથેના ફાનસના પ્રકાશમાં જોયું, કે આજનું કમલનું હાસ્ય કાંઇ જુદાંજ પ્રકારનું–વિકારવાળું હતું. આજ પહેલા કમલનું નિર્મળ હાસ્ય તો ઘણીવાર અજિતે જોયું હતું, પરંતુ તે હાસ્યમાં અને આજના હાસ્યમાં આસમાન જમીનનો તફાવત હતો!"



## [ ૯ ]

અજિત જ્યારે પાછો ફર્યો, ત્યારે એકદમ રાત્રી થઇ ગઇ હતી. રસ્તો નિર્જન બની ગયો હતો. કોઇપણ સ્થળે, માણસનો પડછાયો સરખો પણ જણાતો ન હતો. ઘડિયાળ ઉઘાડીને અજિતે જોયું, પરંતુ ઘડિયાળ ચાવી આપ્યા વિના, બંધ થઈ ગઇ હતી. છતાં એમ લાગતું હતું, કે આસરે એક કે બે વાગી ગયા હતા. કેટલા વાગ્યા હશે, તે સંબંધમાં ચોક્કસ અનુમાન થઈ શકતું ન હતું.

અજિત મોડો આવવાને લીધે, આશુબાબુને ત્યાં અત્યારે ઘણો ઉત્પાત મચી રહ્યો હતો! સુવાની વાત તો દૂર રહી, પણ ખાવા પીવાનુંય આજે કોઈનું ઠેકાણું નહોતું. અજિતને એમ થયું કે ઘેર ગયા પછી આશુબાબુ પૂછશે, કે આજે શા માટે આટલું મોડું થયું છે, તો જવાબ આપવો મુશ્કેલ થઇ પડશે. તેનાથી સાચી વાત કહી શકાય એમ હતું નહિ. શા માટે સાચી વાત કહી શકાય એમ ન હતું, તે તો તે પણ સમજી શકતો ન હતો. અજિત સાચી વાત કહી શકતો ન હતો. અને જુઠું તેનાથી બોલી શકાય એમ ન હતું; કારણ કે જુઠું બોલવાનો તેને અભ્યાસ ન હતો! અજિતે મોટર બહાર જ ઉભી રાખી અને મોડું થવા માટે શું કારણ આપવું, તેનો વિચાર કરવા લાગ્યો; પરંતુ તેને કાંઇ કારણ જડયું નહિ.

તેણે દરવાજો ઠોકયો. દરવાને દરવાજો ઉઘાડી નાંખ્યો તેણે સલામ કરી. દરવાન બોલ્યો, 'શોફર નથી. સાહેબ! તે આપને જ શોધવા ચાલ્યો ગયો છે.”

અજિતે જાતે જ મોટર તબેલામાં મૂકી અને તે આશુબાબુના ઓરડા તરફ ગયો આશુબાબુ સુઈ ગયા નહોતા. તેમની તંદુરસ્તી ખરાબ હતી. છતાં તેઓ અજિતબાબુની વાટ જોતા બેસી રહ્યા હતા. અજિતને ઓરડામાં દાખલ થતો જોઇને, તેઓ આરામખુરસીમાં જ એકદમ ઉદ્વેગથી બેઠા થઇ ગયા અને બોલ્યા, "કેમ! આજે મારૂં કહેવું ખરૂં પડયું ને? હું વારંવાર તમને કહું છું, કે એકલા એકલા મોટરમાં ખુબ રખડો છો, તે ઠીક નહિ. કોઈવાર અકસ્માત થઈ જશે. આ ડોસાની વાત સાંભળતા નથી, તે આજે શિક્ષા થઈ ને? અકસ્માત કરી આવ્યા ખરા ને?"

અજિત લજ્જાનો માર્યો નીચું જોઈ રહ્યો. તે બોલ્યો, "તમને આજે મારી વાટ જોવા ખાતર, મોડી રાત સુધી જાગતા રહેવું પડયું છે, તેથી મને ભારે શોક થાય છે"

"અરે, શોક કાલે કરજો. જરા ઘડિયાળ કાઢીને જુઓ તો ખરા કે કેટલા વાગ્યા છે? હવે જમશો ક્યારે અને સુઇ જશો ક્યારે? જે કાંઈ થયું હોય, તે કાલે કહેજો. જાઓ, હવે મોડું ન કરો જમી લો અને સુઈ જાઓ. યદુ! યદુ! એમ લાગે છે, કે એ દીકરો પણ તમને જ શોધવા ચાલ્યો ગયો છે.

"તમે કેવી મોટી ભૂલ કરી! એ બિચારાને મને શોધવા શા માટે મોકલી આપ્યો? આવા મોટા શહેરમાં તે મને ક્યાં શોધવાનો હતો?"

"લો તમે તો અમારી ભૂલ કાઢો છો! પણ અમારા મનમાં શું થતું હતું, તે તો અમારૂં મનજ જાણતું હતું. અગિઆર વાગે શિવનાથ-બાબુનું ગાયન બંધ થયું. તે પછી મણિ પણ કોણ જાણે ક્યાં ચાલી ગઇ છે. તે પણ જોવામાં આવી નથી."

અજિત બોલ્યો, "એમ લાગે છે, કે તે સુઇ ગઈ હશે."

"સુઇ જાય ક્યાંથી? હજી તો તે જમી પણ નથી." થોડીવાર રહી આશુબાબુ એકદમ બોલી ઉઠયા, 'તબેલામાં ગાડીવાન છે કે?"

અજિત બોલ્યો, "મને તેની ખબર નથી."

આશુબાબુ એકદમ ચિંતાથી આરામખુરસી ઉપર ઉંડીને બેઠા થઇ ગયા. તેઓ બોલ્યા, "ત્યારે મણિ પણ તમને ગાડીમાં શોધવા જ નીકળી પડી હશે. જુઓ આ મણિનું કામ ! મને લાગે છે, કે હું તેને શોધવા જવાની ના પાડીશ, એવી બીકે તે મને કહ્યા વગર જ ચોરી છુપીથી તમને શોધવા નીકળી ગઇ છે. તે ક્યાં ફરતી હશે, તે ભગવાન જાણે ! હું ધારૂં છું, કે આજની રાત તો આપણને બધાને જાગતા રહીને જ પુરી કરવી પડવાની છે."

'હું જોઇ આવું છું કે તબેલામાં ઘોડાગાડી છે કે નહિ ?" એમ કહીને અજિત દીવાનખાનામાંથી બહાર નીકળ્યો. તેણે તબેલામાં જઇને જોયું તો ગાડી તબેલામાં જ હતી. અને ઘોડો આનંદથી ઘાસ ખાઇ રહ્યો હતો. તે ઉપરથી સ્પષ્ટ થતું હતું કે મણિ ગાડીમાં બેસીને અજિતને શોધવા માટે ચાલી ગઇ ન હતી.

તબેલાની પાસેના ખુલ્લા ચોગાનમાં કેટલાક વિલાયતી ઝાડો હતા અને તેમાં મુખ્યત્વે કરીને પામનાં ઝાડો વધારે હતા. તેમની શાખાઓ એક બાજુ ઝુકી રહી હતી. બરાબર એ જગ્યાની ઉપર જ મનોરમાનું શયનગૃહ આવેલું હતું. અજિતે વિચાર કર્યો, કે લાવને સાથે સાથે મનોરમાના ઓરડામાં જોતો જાઉં, કે ત્યાં દીવો બળે છે કે નહિ, આવા વિચારથી તે મનોરમાના ઓરડા તરફ ચાલ્યો. થોડે દુર જતાં પેલા ઝાડોને ઓથે, તેણે બે માણસોને ઉભા રહીને વાતચીત કરતા જોયા. તેમનો અત્યંત પરિચિત કંઠ અજિતે પારખ્યો. તે બે માણસોની વચ્ચે કાંઇ ખાસ મહત્વની વાતચીત ચાલતી ન હતી એક વ્યક્તિ માત્ર કાંઈ ગાયનના સુર બોલી રહી હતી ! ઝાડને ઓથે ઉભા રહીને પોતાના કાર્યને છુપાવી દેવા જેવું, તેમાં કશું જ ન હતું. અજિત ત્યાં બે મિનિટ થોભ્યો. પેલા બે માણસોની વાતચીત તો ચાલુ જ હતી. તે પછી અજિત ત્યાંથી આગળ ચાલતો થયો. પોતાને વાતચીત કરતા કોઇ

બીજું માણસ જોઈ ગયું છે, એ વાત તો એ બંને વ્યક્તિમાંથી એક પણ જાણી શક્યું નહિ!

અજિતબાબુ આશુબાબુના ઓરડામાં જઈ પહોંચ્યો. અંદર તેને પ્રવેશ કરતો જોઈને આશુબાબુ બોલ્યા, "કેમ, મણિને માટે કાંઈ ખબર મળી?"

'ઘોડાગાડી તબેલામાં જ છે. મણિ બહાર ગઈ નથી."

આશુબાબુએ એક લાંબો નિશ્વાસ મૂકતા કહ્યું, 'ચાલો, સારું થયુ. પણ મને લાગે છે કે તે થાક અને વિચારથી તેના ઓરડામાં જઈને સુઈ ગઈ હશે ત્યારે આજે એ બિચારી જમ્યા વગર રહી ગઈ! જાઓ અજિતબાબુ, હવે તમે રસોડામાં જાઓ અને જલદી જલદી જમીને સુઈ જાઓ.

અજિતે કહ્યું, "હવે આટલી મોડી રાતે હું જમવાનો નથી, આપ સુઈ જાઓ."

"અરે એમ કાંઈ થાય? ભુખ્યા ભુખ્યા સુઈ જવાની શી જરૂર છે? ઈચ્છા હોય તેમ થોડું જમી લો."

"નહિ! નહિ! મારે આટલા મોડા તો કાંઈ જ ખાવું નથી. આપ નિરાંતે સુઈ જાઓ"

એટલું કહીને અજિતે રસોઈયાને તેના ઓરડામાં જઈને સુઈ જવાનું કહ્યું અને પોતે સુવાના ઓરડા તરફ ચાલ્યો. તે પોતાના શયનગ્રહની પાસે આવીને બારણામાં ઉભો રહ્યો. તેણે એવો વિચાર કરી રાખ્યો હતો કે મનોરમા પણ તેની વાતચિત પુરી કરીને, તેના પિતાની ખબર લેવા આજ રસ્તેથી જશે અને તે સમયે તેનો મેળાપ કરી શકાશે.

અજિત લગભગ ત્યાં અડધો કલાક થોભ્યો, ત્યારે મણિ ત્યાં આવી પહોંચી. મણિ પહેલાં તો તેના પિતાના ઓરડા તરફ ગઈ. પરંતુ તે સ્થળે ઘોર અંધકાર વ્યાપી ગયો હતો. આશુબાબુનો નોકર યદુ જોડેના ખંડમાં જઈને જાગતો જ પડી રહ્યા હોય, એમ લાગતું હતું. મનોરમાએ

જોયું કે અજિત તેના રસ્તાની વચમાં શાંત રીતે ઉભો હતો તેના સુવાના ઓરડામાં દીવો બળતો ન હતો, પરંતુ ઉપલે માળે સળગતા દીવાના પ્રકાશમાં અજિતનો ચહેરો જોઈ શકાતો હતો.

મનોરમાએ પૂછ્યું, "કોણ છે ?"

અજિત બોલ્યો, "હું અજિત."



"ઓ હો ! ક્યારે આવ્યા ? બાબા તમારી રાહ જોઈ જોઇને થાકી ગયા છે." એટલું કહીને મણિએ ચુપ રહેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેનાથી બોલ્યા વિના રહી શકાયું નહિ. તે બોલી, "આ તમારી કેવી વિચિત્ર ભૂલ છે! આટલે મોડે સુધી ક્યાં હતા ! તમે ન આવ્યા, એટલે અહી તો તમારી શોધમાં દોડાદોડ થઇ રહી છે અને આખું ઘર તમારે માટે જાગતું બેઠું છે"

અજિત આ બધુ સાંભળી રહ્યો. તેણે કાંઈ પણ જવાબ આપ્યો નહિ

"મને લાગે છે કે બાબા હજી જાગતા જ પડી રહ્યા હશે. તેમને જઇને મળી આવો કે તેમના જીવને નિરાંત થાય."

"કાંઇ જરૂર નથી ! હું તેમને જઈને મળીજ આવ્યો છું. તેઓ મને મળ્યા પછીજ સુઇ ગયા છે."

"તેઓ સુઈ ગયા છે, તો પછી મને બાબાએ પણ ખબર કેમ ન આપી, હું સુઇ જાઉં છું. ખબર આપી હોત, તો હું નકામી અહીં સુધી જોવા ન આવતને !"

એમાં તેમનો દોષ નથી. તેઓ એમ ધારતા હતા કે તમે સુઈ ગયા છો."

"અરે સુઈ ક્યાંથી જાય ! હું હજી જમી પણ નથી."

"ત્યારે હવે સુઈ જાઓ, ખૂબ રાત પડી છે."

"પણ તમે જમશોને ?"

"ના." એમ કહીને અજિત તેના શયનગૃહમાં ચાલ્યો ગયો.

બસ ! આટલી જ વાત તેમની વચ્ચે થઇ. કોઇ બીજું કાંઈ વધારે બોલ્યું નહિ. અજિત તેના ઓરડામાં જઇને સુઇ ગયો. મનોરમાં થોડા સમય સુધી ત્યાંજ ઉભી રહી મનેરમાનો સ્વભાવ જીદ્દી હતો. તે પોતાની પકડેલી વાત કદી છોડતી નહિ. ગમે તેવી ખેંચતાણ કરીને પણ, તે પોતાનું ધાર્યું કરવાની, બધાને ફરજ પાડતી. પણ આજે તેનું મોઢું બંધ થઇ ગયું હતું. આજ રાત્રે અજિત મોડે સુધી બહાર રખડયો હતો અને ખૂબ મોડો ઘેર આવ્યો હતો, તેથી ઘરના બધા માણસોની ચિંતાનો પાર રહ્યો નહતો. પોતે મોડો કેમ આવ્યો હતો, તે સંબંધી તેણે કાંઈ ખુલાસો કર્યો નહિ અને તે ઉપેક્ષા વૃત્તિએ એકદમ ચાલ્યો ગયો. આથી મનોરમાને ખૂબ ક્ષોભ થયો. થોડીવાર તે ત્યાં જ ઉભી રહી. અને પછી ત્યાંથી પોતાના શયનગ્રહ તરફ ચાલી ગઈ.

બીજે દિવસે આશુબાબુને રસોઇયા તરફથી ખબર મળી કે ગઈ કાલે રાત્રે અજિત કે મનોરમા કોઈ બિલકુલ જમ્યા ન હતાં. આશુ-બાબુના મનમાં એમ થયા જ કરતું હતું કે શા માટે અજિત જમ્યો નહિ હશે ? શું કાંઈ અકસ્માત તો નહિ થયો હોય !"

ચહા પીવાને માટે દીવાનખાનામાં બધા એકઠા થયા આ વખતે ચહા પીતા પીતા અજિતને આશુબાબુએ પૂછ્યું, "તમે રાત્રે જમ્યા વગર જ સુઈ ગયા હતા ખરૂં ! કેમ ગઈ કાલે કાંઇ એકિસડંટ તો નથી કરી આવ્યાને ?"

અજિત બોલ્યો, "ના રે ના."

"ત્યારે મોડું કેમ થયું, પેટ્રોલ ખલાસ થઈ ગયું હતું ?"

"પેટ્રોલ તો જોઈએ તેટલું હતું."

"તો પછી મોડું કેમ થયું ?

"એમજ, જરા વધારે ફર્યો તેથી."

મનોરમા ચહાની અને નાસ્તાની તૈયારી કરી રહી હતી. તેણે આશુબાબુને ચહા અને નાસ્તો તૈયાર કરી આપ્યો નાસ્તાની બીજી એક

ડીશ અને ચહા મનોરમાએ અજિતબાબુની આગળ મૂકી : પરંતુ મનોરમએ મોડા આવવાને માટે અજિતને કાંઇ પૂછયું પણ નહિ કે તે કશું બોલી પણ નહિ. મનોરમા અને અજિત શાંતિથી બેસી જ રહ્યા. અજિત અને મનોરમાનું આ વર્તન તરત જ આશુબાબુના લક્ષમાં આવી ગયું. અજિત ચહા પીને સ્નાન કરવાને ચાલ્યો ગયો.

આશુબાબુ મનોરમાના વર્તનમાનો ફેરફાર પામી ગયા. તેમણે કહ્યું, "મણિ ! હું, તું ધારે છે તેટલો ભોળો નથી. તું મને અજિતની ઉપર ગુસ્સે થએલી લાગે છે. અજિત સાથે આપણને ખૂબ ઘરવટ થઇ ગઈ છે. તો પણ તે આપણા ઘરનો મહેમાન છે. તેથી તેને અતિથિને લયક સન્માન આપવાની આપણી ફરજ છે"

"એવું સન્માન આપવુંજ જોઇએ, એ વાતની હું કયા ના પાડું છું ?"

"મોઢે ના નથી પાડતી, તેમાં શું થયું ? તારા આચરણમાં અજિત તરફ જોઇએ તેટલી સન્માનવૃત્તિ મને આજે જણાઈ નહિ."

મનોરમા બોલી, "તમે કોને મોઢે સાંભળ્યું, કે મેં અજિતબાબુનું યોગ્ય સન્માન કર્યું નથી ?"

આશુબાબુ આ પ્રશ્નનો ઉત્તર આપી શકયા નહિ. કારણ કે તેમણે આ સંબંધમાં કોઇની પાસેથી કાંઈ સાંભળ્યું પણ ન હતું, તેમ તેમણે કાંઇ જોયું પણ ન હતું. તેમણે માત્ર અનુમાનથી જ એમ કલ્પી લીધું હતું કે અજિતબાબુ ગઇ કાલે મોડો આવ્યો હતો, તે માટે મનોરમાએ તેને કાંઇ ઠપકો આપ્યો હશે અને તેને તેથી ખોટું પણ લાગ્યું જ હશે. મનોરમાએ જોયું, કે તેના પ્રશ્નનો આશુબાબુ કાંઇ જવાબ આપી શકયા ન હતા, પરંતુ તેથી તેમના દીલની ઉત્કંઠા અને ગ્લાની પણ દૂર થઇ શકયા ન હતા. જરાવાર રહી, તે ધીમેથી બોલી, "ગઇ કાલે રાત્રે હું તો જમી જ નહોતી. અજિત પણ જમ્યા ન હતા. તમે તો અમારા બધાથી પહેલા જ સુઇ ગયા હતા. પછી તમને કેવી રીતે ખબર પડી,

કે મેં અજિતબાબુને મોડા આવવાને માટે ઠપકો આપ્યો હતો; કે જેથી તમે આટલા બધા દીલગીર થએલા જણાવો છો?"

જરાવાર રહી મનોરમા ફરીથી બોલી, "અતિથિનું આપણે સન્માન કરવું જોઇએ, એ વાત તો ખરી છે બાબા! પણ અતિથિ આખી રાત બહાર રખડયા કરે અને અતિથિની રાહ જોતા, આપણે ઘેર બેસી રહેવું પડે એ શું અતિથિનો પણ ઘરધણી તરફનો ધર્મ છે ખરો કે?"

આશુબાબુ હસી પડયા. તે બોલ્યા "ઘરધણી તો લુલો પાંગળો ને માંદો છે. મા! તેથી તેનું કર્તવ્ય તો આઠ વાગ્યામાં સુઇ જવાનું છે, પછી ઘરધણીને જાગતા રહેવાનો તો પ્રશ્ન જ નથી ઘરધણી માંદો ન હોય અને અતિથિને બહાર ફરતો રાખીને જ તે આઠ વાગામાં સુઇ જાય, તો તે અતિથિ તરફનું બેદરકારી ભરેલું વર્તન ગણાય. પણ મારો પરોણો કદી મારા સુઇ જવાને, પોતાનું અપમાન પણ માની લે, તો એ તે પરોણાને તેની ફરજ શીખવવાને હું તૈયાર નથી મણિ! તું જાણે છે, આજે મને વરસો પહેલાની એક વાત યાદ આવે છે. તે વખતે તારી માતા જીવતી હતી. હુ તારા મામાને ત્યાં ગયો હતો અને ત્યાંથી નદી ઉપર માછલાં પકડવાને ગયો હતો. મોડા આવવાની શું વાત કરો છો, પણ હું તો તે દિવસે આખી રાતજ બહાર જઇને, એક માછીને ત્યાંજ પડી રહ્યો હતો, તે છેક બીજે દિવસે સવારે આ।।ને ઉભો રહ્યો." એમ કહીને આશુબાબુએ પોતાની દૃષ્ટિ મણિ તરફથી ખેંચી લીધી!

આશુબાબુએ કહેલી આ વાત કાંઇ નવીન નહોતી વાતમાં ને વાતમાં ઘણીવાર તેઓ આ કથા મનોરમાની આગળ કહી ગયા હતા. તે છતાં તેમને હિસાબે આ વાત હજી જુની થઇ ન હતી દરેક સમયે, પોતે જાણે કાંઇ નવીજ વાત ન કહેતા હેય. તેમ આશુબાબુ એ વાત મણિને વારંવાર કહી સંભળાવતા હતા.

એટલામાં દાસી આવીને બારણામાં ઉભી રહી. દાસીને જોઇને મનોરમા ઉઠીને ઉભી થઈ. તે બોલી, "બાબા! તમે બેસો, હું આજે

શું રસોઇ કરવી છે, તેને લગતી વ્યવસ્થા કરીને હમણાં પાછી આવું છું." એમ કહી, મણિ ઝપાટાબંધ ઓરડો છોડીને ચાલી ગઇ. મનોરમા ચાલી ગઇ, એટલે તે ચર્ચાનો પણ ત્યાંજ અંત આવી ગયો.

આજે આખા દિવસમાં આશુબાબુએ બે ત્રણ વખત અજિતની તપાસ કરાવી હતી. એકવાર માણસ મોકલીને તેમણે અજિતને બોલાવ્યો હતો, પણ તે વખતે તે ચોપડી વાંચી રહ્યો હતો. બપોરે અજિતનો અને આશુબાબુનો જમતી વખતે મેળાપ થયો. પણ તે વખતે કાંઇ વધારે વાતચીત થઇ નહિ. અજિત જમવાનું પુરૂં થયું, એટલે તરતજ ઉઠી ગયો. તેને દરરોજ જમતી વખતે, જાતજાતની ચર્ચાઓ કરવાની ટેવ હતી. પણ આજનું તેનું વર્તન રોજના કરતા કેવળ વિચિત્રજ હતું!!

અજિતનું આ વર્તન જોઇને આશુબાબુના આશ્ચર્યની સીમા ન રહી. તેમણે મણિને પૂછ્યું, "મણિ, અજિતનું વર્તન ગુસ્સા ભરેલું કેમ માલમ પડે છે? શુ થયું છે?"

મનોરમાએ તેના પિતાની સામે જોઇને કહ્યું, "મેં તમને કહ્યુંજ છે ને, કાંઇપણ થયું નથી."

આશુબાબુને આ ઉત્તરથી સંતોષ ન વળ્યો. તેઓ બોલ્યા, "અજિતને ખોટું લાગે, એવું મે તો કાંઇ કર્યું નથી! અજિતની રાહ જોયા વિના હું સુઈ જાત, તો તેને જરૂર ખોટું લાગત! પણ હું તો સુઇ ન હોતો ગયો. તે આવ્યો, ત્યાં સુધી જાગો હતો. મેં તો તેને જમવાનો પણ આગ્રહ કર્યો હતો. પણ તેણેજ જમવાની ના પાડી હતી અને તેણે કહ્યું હતુ, કે આટલી મોડી રાતે હવે મારે જમવું નથી. તું સુઈ ગઇ, એમાં કાંઈ મોટો ગુન્હો પણ થઈ ગયો ન હતો. અજિત જેવો છોકરો, આવી તુચ્છ બાબત ઉપરથી ખીજવાઇ પડે, એ ખરેખરૂં નવાઇ જેવું છે.

મનોરમા શાંતિથી આ બોલવું સાંભળી રહી. તેણે આશુબાબુને કાંઇપણ જવાબ ન આપ્યો. છેવટે આશુબાબુએ અકળાઇને શરમ છોડીને,

મનોરમાને કહ્યું, "તું અજિતને પૂછતી કેમ નથી, કે તેને કેમ ગુસ્સો આવ્યો છે?"

"એમાં પૂછવા જેવું શું છે. પરંતુ તે પૂછવામાં મુશ્કેલી છે ખરી. કારણકે તારો સ્વભાવ પણ ગૌરવવવાળો છે. ગમે તે હોય, પણ તેને કોઇ કારણથી ગુસ્સો આવ્યો છે, એ વાત તો સ્પષ્ટ છે મને એમ લાગે છે, કે અજિતને એવું લાગ્યું હશે, કે તુ તેની ઉપેક્ષા કરે છે. જો અજિતના મનમાં એવો વહેમ આવ્યો હોય, તો તે સંબંધમાં તારે ખુલાસો કરવો જોઇએ. તું એમ ન કરે, તો એ તારી ભૂલ છે."

'જો તેમણે એમ માની લીધું હોય, કે હું તેમની ઉપેક્ષા કરૂં છું, તો એ તેમની ભૂલ છે. હવે તમે એકની ભૂલ સુધારવા, તે ભૂલ મારે ગળે વળગાડી દો, એ કાંઈ ઠીક છે, બાબા!"

આશુબાબુ આ પ્રશ્નનો ઉત્તર આપી શકયા નહિ. તેમણે જ મનોરમાને આત્મ ગૌરવ જાળવતા શીખવ્યું હતું. હવે આજે તેઓ તેનુ સન્માન ઘવાય, એવી તેને કાઇ પણ આજ્ઞા કરી શકે, એમ ન હતુ. આશુબાબુ જમી ઉઠીને તેમના શયનગ્રહમાં ચાલ્યા ગયા અને આરામ ખુરસી ઉપર પડ્યા પડ્યા, અજિતબાબુને કેમ ગુસ્સો આવ્યો હશે, તે વિચારવા લાગ્યા. અજિત અને મનોરમા વચ્ચે કાંઇ ખટપટ થઈ હશે; એવો પણ તેમને વહેમ પડ્યો. પરંતુ તેમનો એ વહેમ ક્ષણકાળમાં જ ઓગળી ગયો આશુબાબુ અજિતને પુરેપુરો ઓળખતા હતા તે માત્ર પુસ્તકીયો પંડિત જ ન હતો. પરંતુ અજિત ચારિત્રશીલ અને સમજુ હતો. આવો માણસ વગર કારણે જ રીસાઇ જાય એમ પણ બનવા જોગ ન હતું. આશુબાબુ સ્વગત બોલ્યા, "શું પોતે મોડો આવ્યો. અને બધાને ભારે તકલીફ થઇ, તેથી જ અજિતને ખોટું લાગ્યું હશે અને તે ગુસ્સે થયો હશે?" આશુબાબુએ આ પ્રશ્ન ઉપર ખૂબખૂબ વિચાર ચલાવ્યો. પણ તેઓ તેનો કાંઇપણ જવાબ આપી શકયા નહિ.

સાંજ પહોરના ગેલેરીમાં ફેરા ફરતા આશુબાબુએ એક ઘોડાગાડી આવીને બારણામાં ઉભી રહેલી જોઈ. આશુબાબુને તપાસ કરતા માલમ પડયું, કે ગાડી અજિતે મગાવી હતી આશુબાબુએ તરત જ અજિતને તેડવા મોકલ્યો.

અજિતને આવતો જોઇને આશુબાબુએ હસતાં હસતાં પ્રશ્ન કર્યો, "કેમ, ઘોડાગાડી તમે મંગાવી છે, અજિત?"

"હા, મારે જરા બહાર જવું છે"

"કેમ મોટરને શુ થયું? પાછી બગડી ગઇ છે?"

"ના! પણ મોટરની તમને જરૂર પડશે ને?"

'મને જરૂર પડશે. તો બીજી ઘોડાગાડી છે ને." એટલું બોલીને આશુબાબુ થોડો કાળ મૌન રહ્યા. તે પછી તેઓ બોલ્યા, 'બેટા અજિત! ખરેખરૂં બોલો, ગઇ કાલે મોટરમાં શું કાંઇ અનિષ્ટ બનાવ બન્યો હતો?"

"ના, ના. એવું કાંઇ નથી; પણ આજે સાંજે તમે આપણે ત્યાં ગાયનવાદનો જલસો રાખ્યો છે. એટલે પરોણાઓને લાવવા લઈ જવા માટે, મોટરની જરૂર પડશે એટલા માટે જ મેં મોટર મંગાવી ન હોતી.

આ જવાબથી આશુબાબુને સંતોષ ન થયો. આજે સવારથી આશુબાબુનું મન ચક્કરે ચઢયું હતું. તેઓ અજિત અને મનોરમા વચ્ચે શું બનાવ બન્યો હતો, તેના સંબંધમાં વિચાર કરી રહ્યા હતા. એટલામાં તેમને ગઇ કાલે રાત્રે થએલી સંગીતની બેઠકની યાદ પડી આવી.

સાધારણ રીતે આશુબાબુને ત્યાં રોજ સંગીતનો જલસો થતો હતો. ગઇ કાલે રાત્રે ગાનતાન થઈ રહ્યા પછી, જ્યારે બધા છુટા પડયા; ત્યારે આશુબાબુએ મિત્ર મંડળીને આજે પણ પોતાને ત્યાં જલસામાં આવવાનું અને ભોજન પણ અહીં જ લેવાનું નિમંત્રણ આપી દીધું હતું. આશુબાબુને, તેમણે મિત્રમંડળીને આજે જમવા માટે નિમંત્રણ આપ્યુ હતું, તેનું સ્મરણ થઇ આવ્યું. મનોરમાના ખ્યાલમાં પણ આ વાત હતી. આશુબાબુને એ વાતનું સ્મરણ થયું ખરૂં, પણ તેઓ ચિંતા અને ગ્લાનીને લીધે કાંઈ બોલી શક્યા નહિ. અજિત અને મનોરમા વચ્ચે ખટપટ થઈ હશે, એવી શંકાથી તેમનું મન ગુંચવાવા લાગ્યું. હવે વારંવાર એ સંબંધી મનોરમાને પૂછવું, પણ તેમને ઠીક ન લાગ્યું,

આશુબાબુએ જાતેજ થોડીવાર કાંઇક વિચાર કર્યો તે પછી બોલ્યા, "આજે આપણે ત્યાં સંગીતનો જલસો થવાનો હતો, પણ હવે તે થઇ શકે એમ નથી અજિતબાબુ !"

અજિત બોલ્યો, "કેમ વારૂં ?"

'કેમ શું ? એક વખત મણિને તો પૂછી જુઓ." એમ કહી તેમણે રસોઇયાને બૂમ મારી, તેને મનોરમાને બોલાવી લાવવાનું કહ્યું. તેઓ હસતા હસતા બોલ્યા, "બાબા અજિત ! તમે આજે રીસાઈ પડ્યા છો. પછી ગાયન વાદન સાંભળવાનું કોણ હતું મણિ ? સંગીતનો જલસો વળી ફરી કોઇવાર કરીશું. આજે તમે અને મણિ મોટરમાં ફરી આવો. પણ જો જો ઘણું મોડું કરશો નહિ." એટલું કહીને તેઓ જઇ ને આરામખુરસીમાં પડ્યા. અને ખુરસીમાં સુઇ જઈ, તેમણે એક લાંબો નિશ્વાસ મૂક્યો. સાથે સાથે તેઓ બોલ્યા, 'અજિત ! તમને અમારે ત્યાં રહેવા છતાં ફરવા જવા માટે ગાડી ભાડે કરવી પડે; એ તે કાંઈ બને કે ?"

મનોરમા ત્યાં આવી પહોંચી તે અજિતને જોઇ, તેની તરફ વાંસો કરી, આશુબાબુ તરફ મોં કરીને ઉભી રહી. મનોરમાને જોઈને આશુબાબુ ખુરશીમાં બેઠા થઈ ગયા અને બોલ્યા, 'મણિ ! આજે આપણે ત્યાં સંગીતનો જલસો છે. અને બધા જમવા આવવાના છે, તે વાત યાદ છે કે એકદમ ભૂલી જ ગઈ છે ?"

'ભૂલી કેમ જવાય, બાબા !"

"આજે આપણે બધાને ગાયન વાદન માટે અહીં બોલ્યા છે અને એમ કહ્યું છે, કે સંગીત પુરૂં થયા પછી ભોજન પણ અમારે ત્યાંજ લેવાનું છે, તે યાદ છે ને?"

"ન કેમ હોય ? બધુ તૈયાર છે. મોટર મોકલો અને જેમને તેડવા હોય, તેમને બોલાવી મંગાવો."

"મોટર તો મોકલાશે, પણ રસોઈ પાણીનું શું ?"

"બધી વ્યવસ્થા મેં કરી નાંખી છે, બાબા !"

'વારૂં !" એમ કહીને તેઓ પુનઃ ખુરસીમાં સુઈ ગયા. કોણ જાણે શું થયું, તે એકદમ આશુબાબુના મોઢા ઉપર દીલગીરીની છાંયા છવાઈ ગઇ !

મનોરમા ત્યાંથી ચાલી ગઇ. અજિત બહાર જતો હતો, તેને આશુબાબુએ નિશાની કરીને અટકાવ્યો, જરાવાર રહી તેમણે ખુરસીમાં ઉઠીને બેઠા કહ્યું, "અજિત ! મનોરમા સાથે તમારે જે કાંઇ થયું હોય, તે માટે તેના તરફથી હું તમારી પાસે ક્ષમા માગી લઉં છું. મણિ તમારી પાસે તેના ગુન્હાની ક્ષમા માગી શકતી નથી"

અજિત મુંગો રહ્યો. આશુબાબુ બોલ્યા, "તમે શા માટે રીસાઈ પડયા છો, તે સંબંધમાં મેં મણિને ઘણીવાર પૂછી જોયુ, પણ તે શરમને લીધે કાંઈ બોલી શકતી નથી. તમેજ મને કહી દોને, કે શું થયું છે ? શું તમે મને એ વાત કહી શકો એમ નથી."

આ શબ્દો બોલતાં આશુબાબુની છાતી ભરાઇ આવી. અજિતે તે છતાં કાંઇ પણ જવાબ જ ન આપ્યો.

આશુબાબુ બોલ્યા, "તમને અને મણિને શું ગઇ કાલે કંઇ વાતચિત થઇ નહોતી ?"

અજિત બોલ્યો, "થઈ હતી"

આશુબાબુ બોલ્યા, વાતચીત થઇ હતી ? કેવી રીતે થઇ હતી ? ગઇ કાલે તમે આવ્યા, ત્યારે તો મણિ સુઇ ગઇ હતી."

અજિત થોડીવાર મુંગો રહ્યો. તેની મુખમુદ્રા ઉપરથી એમ લાગતું હતું કે શું જવાબ આપવો, તેનો તે વિચાર કરી રહ્યો હતો. પછી તે ધીમે ધીમે બોલ્યો, "મણિ મોડી રાત સુધી એકાંત સ્થળે ભટકે છે, એ મને પસંદ નથી, મણિ મારા આવ્યા પહેલા સુઇ ગઇ હોત, તો તે

કાંઇ તેનો ગુન્હો ન હતો. પણ તે સુઇ ગઇ નહોતી. તમે સુઇ ગયા. પછી પણ તે જાગતી હતી."

"મારા સુઇ ગયા પછી તે જાગતી હતી?"

"હા."

"વારૂં પછી!"

"પછી શું થયું હતું, તે હું તમને કહેવા માંગતો નથી" એટલું બોલીને અજિત ત્યાંથી ચાલ્યો ગયો તેણે જતાં જતાં કહ્યું, "હું કાલે કે પરમદિવસે પાછો આવીશ."

આશુબાબુ અજિત શું કહી રહ્યો છે, તે સમજી શક્યા નહિ, પણ તેમને લાગ્યું કે કાંઇ ભયાનક માઠો બનાવ બની ગયો હતો!

અજિતને લઇને ઘોડાગાડી દોડી ગઇ, તેનો અવાજ આશુબાબુએ સાંભળ્યો. થોડી ક્ષણો પછી આજના સંગીતના જલસા માટે તેમણે બોલાવેલા મિત્રોને લઇને મોટર આવી પહોંચી. મોટરનો અવાજ પણ તેમણે સાંભળ્યો. છતાં તેઓ આજે હંમેશ પ્રમાણે મિત્રોને આવકાર આપવા વરંડામાં ગયા નહિ જડ પ્રતિમાની માફક જ ખુરસી ઉપર પડી રહ્યા.

રસોઇયાએ જ દીવાનખાનામાં જઇને બધા મિત્રોને ખબર આપી, કે "આજે આશુબાબુની તબીયત સારી નથી, તેથી તેઓ સુઇ ગયા છે અને અજિતબાબુ બહાર ફરવા ચાલ્યા ગયા છે."

સંગીતનો જલસો આજે બંધ રાખવામાં આવ્યો છે. મનોરમાએ બધા મિત્રોને જમવા બેસાડી દીધા. પણ જમણમાંએ આજે ખરી રંગત જામી નહિ.

બધાને એમ લાગ્યું કે ઘરધણીની તબિયત સારી નથી અને અજિત ફરવા નીકળી ગયો છે, માટે જ સંગીતનો જલસો બંધ રહ્યો છે, કોઇ કાંઇ વધારે વાતો જાણી શક્યું નહિ અને સઘળા મિત્રો મોટરમાં પુનઃ પોતપોતાને ઘેર રવાના થઇ ગયા!

卐

અજિતની ઘોડાગાડી કમલના બારણામાં આવીને ઉભી રહી. કમલ રસ્તાની બાજુના સાંકડા ફૂટપાથ ઉપર ઉભી હતી. તેણે મોટેથી અજિતને પ્રણામ કર્યા. કમલ ગાડી તરફ હાથ બતાવતાં બોલી, "ગાડીવાળાને વિદાય કરી દો. એને કહો કે, હવે ગાડીની જરૂર નથી."

"ગાડીને વિદાય કરી દેવાને તો વાંધો નથી પરંતુ ઘેર પાછા ફરવાને માટે ગાડી જોઇશે જ ને!" અજિતે પૂછ્યું.

કમલ બોલી, "તમારૂં ઘર અહીંથી એટલું બધું દૂર નથી કે તમે પગે ચાલતા ન જઇ શકો."

"હું પગે ચાલતો જાઉં ?" અજિત નવાઇ પામતો બોલ્યો.

"કેમ અહીંથી પગે ચાલીને જતા બીક લાગે છે ? જો તમને બીક લાગતી હશે તો હું તમને તમારા ઘર સુધી મૂકવા આવીશ. ચાલો, ઉપર ચાલો." એમ કહીને કમલ અજિતને પોતાનાં રૂમ ઉપર લઇ ગઇ. કમલ બોલી, "તમે ઉપર ન આવ્યા હોત, તો હું આજ તો ગુસ્સે થઇ જાત હોં"

'તમને ગુસ્સો નથી આવતો, એમ તો હું માનતો જ નથી, પરંતુ તમને ગુસ્સો આવે, તેથી મારે કાંઇ ગભરાઇ જવાનું નથી. ગુસ્સો આવશે, તો ચાર રોટલી વધારે ખવાશે."

હું ખાઉં તેમાં શું દહાડો વળ્યો ? તમે અમારા અતિથી છો.

તમે જે અન્ન ખાઓ, તે અન્ન લેખે લાગ્યું એમ ગણાય! હું ચપાટી જાઉં, તેનો કાંઈ અર્થ નથી."

અજિત બોલ્યો, "હવે એ વાત છોડો. ગઇ કાલની બાકી રહેલી "આનંદ"ની જ સમિક્ષા કરો."

કમલ બોલી, અજિત! મને તો લાગે છે, કે કર્તવ્ય કરવામાં જ આનંદ આવે છે એમ તમે કહો છો; પણ તે વાત સાચી નથી. હું ધારૂં છુ કે કર્તવ્યમાં આનંદની તો મશ્કરી જ થાય છે. જો તેમ ન હોત, તો આ શિવનાથબાબુના આસન ઉપર તમને લાવીને બેસાડયા છે, એ મારૂ કર્તવ્ય નથી અને તેથી એ કાર્યથી મને આનંદ ન થાત પણ મને તો તમારા આવવાથી આનંદ થયો છે. બોલો હવે, કર્તવ્ય એ જ આનંદ છે એ વાત કયાં રહી? હવે એ વાત છોડો, હું જમ-વાનું પીરસું છું. આજે મેં તમારે માટે જ ખાસ રસોઇ બનાવી છે. તમે જમશો તો મારી રસોઇ બનાવેલી લેખે લાગશે. પણ અજિતબાબુ! આજે તમે મને મારા જીવન વિષે કાંઈ પૂછશો નહિ. કારણ કે એ પૂછવાથી તમને ઉલટી દીલગીરી થશે ફાયદો નહિ થાય ચાલો, હવે તમે જમવા બેસો." એમ કહીને કમલ અંદર ગઇ અને તે ભોજનની એક થાળી ભરીને લઇ આવી.

"તમારૂં કહેવું મારાથી સમજી શકાય એવું નથી, અલબત તે ન જ સમજાય એવું તો નથી પરંતુ તે વાત તમારે ફરી એકવાર મને સમ-જાવી પડશે."

"હવે પછી સમજાવી શું. લો જમવા તો માંડો." એમ કહીને તેણે પેલી ભોજનની થાળી અજિતની સામે ખસેડી આપી.

"હું ધારૂં છું કે ગઇ કાલે રાત્રે હું જમ્યો ન હતો એ વાત તમે અનુમાનથી જાણી ચુકયા હશો?"

'મને પહેલાથી જ ભય હતો કે તમને મેં રોકયા અને પરિણામે રાત પડી ગઇ, એટલે તમારૂં જમવાનું રખડી જશે. આખરે મારો ભય ખરો પડયો તેમ જ થયું."

ગઈ કાલે હું જ ભુખ્યો હતો, રહ્યો, તેથી જ મને લાગે છે કે આજે તમે મને વ્યાજ સાથે જમાડી દેવા માંગતા હશો!" અજિત બોલ્યો. વાત કરતા કરતા અજિતને કમલ રોજ એક વખત જ જમતી હતી તે વાતનું સ્મરણ થઇ આવ્યું. તે બોલ્યો, "જુઓ, અમે લોકો કેવા સ્વાર્થી છીએ! તમે પણ કાલના ભૂખ્યા હતા, છતાં તમને જમવાનું પૂછ્યા વિના જ હું જમવા બેસી ગયો."

કમલ બોલી, "તમે જમો, એ તો હું જમું તેના કરતાં સેંકડો દરજ્જે સારૂં છે. તેથી જ મેં તમને ઝપાટાબંધ જમવા બેસાડી દીધા છે. તમારે જમવામાં જરાપણ સંકોચ રાખવાની જરૂર નથી સમજ્યા. કારણ કે માંસ માછલાં અમે કદી પણ વાપરતા નથી."

"તમે માંસ માછલા નથી ખાતા ત્યારે શું ખાવો છો?"

"દાળ, ભાત, શાક વગેરે. અમે ફકત શાકાહારી જ છીએ"

કમલના આ શબ્દોથી અજિતનું કુતુહલ દુર થયું નહિ. તેને એવી શંકા થઇ, કે એક તરફથી આ બાઇ પોતાની ગરીબી બતાવે છે અને બીજી તરફથી તે ગરીબોને માફક આવે એવા માંસ, માછલા વાપરવાનો ઇન્કાર કરે છે એ શુ નવાઇ જેવું નથી? અજિતે થોડીવારે વાત બદલી નાંખી અને તે બોલ્યો, "મેં તમને પહેલવહેલાં જોયાં ત્યારે તો મને એટલી બધી નવાઇ લાગી હતી કે કંઇ કહેવાની વાત નહિ"

'તેનું કારણ મારૂં સૌંદર્ય છે. પણ એ સૌંદર્યનો અજિતબાબુની આગળ પરાજય થયો છે."

અજિત હસતો હસતો બોલ્યો "અજિત ગોવળકોંડાનું માણેક છે. તેના ઉપર કાચનો ઉઝરડો પડી શકે એમ નથી." તે આગળ બોલ્યો, "તે દિવસની તમારી બધી દલીલો સાંભળીને મને ભારે નવાઇ લાગી હતી. અને ક્રોધ પણ આવી ગયો હતો. તમારી દલીલોથી તો મને એમજ થયું હતું, કે તમે નીતિના કોઈ સિદ્ધાંતનો અમલ જ કરવા માંગતા નથી. માત્ર તમે નીતિના નિયમોનો ભંગ કરવાની દલીલબાજી કરતા જ શીખ્યા છો!"

કમલ મનમાં જરા ચિડાઇ, "મારી દલીલોથી ભલે તમને આશ્ચર્યજ લાગ્યું હોય! ખરૂં આશ્ચર્ય મારી દલીલોમાં નથી, પણ 'આશ્ચર્યનું' સાક્ષાત સ્વરૂપ તો આશુબાબુ પોતે જ છે. ઓહો! કેવું એમનું વિપુલ શરીર છે અને છતાં એમનામાં કેવી ભવ્ય શાંતિ છે! ધૈર્યના તો જાણે તેઓ હિમગિરિ છે. અશાંતિની બહારની જ્વાળાઓ પણ તેમને પહોંચી શકતી નથી મારી પણ એવી ઇચ્છા થાય છે કે જાણે હું પણ તેમની પુત્રી હોત, તો કેવું સારૂં થાત!"

અજિતને આ શબ્દો બહુ મીઠાં લાગ્યા. આશુબાબુના પવિત્ર અંતર તરફ કમલને પારાવાર શ્રદ્ધા અને પ્રેમ બતાવતી જોઇને, અજિત બોલ્યો, "તમારા અને આશુબાબુના વિચારો એકમેકથી તદ્દન ઉલટા છે, છતાં તમે એક બીજા ઉપર આટલો બધો સ્નેહ રાખો છો એ નવાઇની વાત છે."

"હું મારા હૃદયની વાત કહી ગઈ છું. ખરેખર મને લાગે છે, કે હું પણ જો તેમની દીકરી થઇને જ જન્મી હોત, તો કેવુ સારૂં થાત!" એમ કહીને કમલ ક્ષણવાર મુંગી રહી. તે પછી કમલ બોલી, "મારા પોતાના બાપ પણ કાંઈ ખરાબ માણસ નહોતા. તેઓ પણ આશુબાબુના જેવા જ ધીર ગંભીર અને વિચારશીલ હતા."

કમલનું આ કહેવું સાંભળીને અજિતને ભારે નવાઇ લાગી. અજિતે તો બધાને મોઢે એમ જ સાંભળ્યુ હતું કે, તે એક હલકી જાતની દીકરી છે. હવે કમલે તેને મોઢે જ તેના પિતાનો જે પરિચય આપ્યો હતો, તેથી અજિતને ભારે નવાઇ લાગી અને તેને કમલના પૂર્વ જીવન યાદ આવી જશે અને તેથી તેને દીલગીરી થશે, એ વિચારે તે મુંગો રહ્યો. અજિતને કમલની આ સ્થિતિ જોઇને તેના પ્રત્યે દયા અને અનુકંપા સ્ફુરી આવ્યાં.

વાત કરતાં અજિત જમી રહ્યો. પણ તે ઉઠ્યો નહિ. અજિત બોલ્યો, "તમે પણ જમી લો, તમારૂં જમવાનું પુરૂં થશે ત્યારે જ હું ઉઠીશ."

"એમ શું કરવા કરો છો? તેના કરતા તમે ઉઠીને હાથ મોં ધોઇ આવો અને પછી અહી બેસો હું તમારા દેખતાંજ જમી લઉં છું."

"તે નહિ બને! તમે જમશો નહિ, તે વિના હું અહીંયા ઉઠીને એક ડગલું પણ આઘો જનાર નથી."

"તેમ રાખો!" એમ કહીને કમલ ઉઠી અને તેણે રસોડામાંનું ટાંકુ ખોલીને. અંદરથી ભોજનને લગતી વાનીઓ બહાર કાઢી. અજિતે જોયું, કે કમલે કહ્યું હતું, કે તેઓ શાકાહારી છે, એ તદ્દન સાચું હતુ. તેના ટાંકામાં પણ ફક્ત એકાદ રોટલી, શાક વગેરે વનસ્પતિના જ પદાર્થો હતા અને તે પદાર્થોમાં પણ કેટલાક તો તદ્દન સુકાઇ ગયેલા હતા. અન્ય દિવસોએ તે કદાચ ભલે માસ માછલાં વાપરતી હોય, પણ આજે તો તેને ત્યાં એવા કાંઇ પણ પદાર્થો નહોતા. કમલે નાસ્તો કરી લીધો.

સ્વેચ્છાપૂર્વક કમલે માંસમાછલાં તજી દીધા હતા, અને તે જે સંયમ પાળી રહી હતી, તે જોઇને અજિતને ભારે આનંદ થયો. તેને લાગ્યું કમલના ગઇ કાલના કહેવા પ્રમાણે તે ફક્ત એકજવાર જમતી હતી એ વાત પણ સાચી હતી અને કમલ બોલવામા અને દલીલો કરવામાં સ્વચ્છંદી હોય, તેવી જણાતી હતી, પરંતુ જીવન વ્યવહારમાં તો તે કેવળ સાદી અને નીતિમાન હતી કમલ તરફ જેઓ ઉપહાસ અને અપમાન દર્શાવી રહ્યા હતા, તેમના પ્રત્યે કમલનું આ સાદુ જીવન જોયા પછી, અજિતને ભારે તિરસ્કાર વ્યાપી ગયો.

અજિત તેના અંતરમાં ઉપજતા વિચારોને વધુ વાર માટે રોકી શકયો નહિ તે એકદમ બોલી ઉઠયો, "કમલ! જેઓ પોતે પોતાને, પોતાના મનથીજ મોટા માની રહ્યા છે, અને તમારો તિરસ્કાર કરી રહ્યા છે, તેઓ તો મને લાગે છે, કે તમારા પગનો સ્પર્શ કરવાને માટે પણ નાલાયક છે! તમારૂં આ સાદું જીવન જોઇને, મારે કહેવું પડે છે, કે સંસારમાં જો કોઈ સ્ત્રી દેવીના સ્થાનને માટે લાયક હોય, તો તે એક તમે છો."

કમલે વિસ્મય પામતાં પ્રશ્ન કર્યો, "કેમ વારૂં ?"

"કેમ તે તો હું પણ કહી શકતો નથી પરંતુ આ મારા મનના સાચા વિચારો છે. એ વાત હું તમને પ્રતિજ્ઞાપૂર્વક કહી દઉં છું"

અજિતના કહેવાથી કમલના મોઢા ઉપરનો આશ્ચર્યનો ભાવ દૂર ન થયો. પરંતુ તે કાંઈ બોલી નહિ માત્ર શાંતિથી અજિતની સામે જોઇ રહી.

"જો તમને ક્રોધ ન આવે, તો મારે તમને એક પ્રશ્ન પૂછવો છે!" અજિતે પૂછયું.

"પૂછોને ! શું પ્રશ્ન છે ?"

"હું એમ પૂછવા માગું છું. કે પાપીવૃત્તિના શિવનાથબાબુ તમને છોડી ગયા, તે પછી જ તમે આ એક જ વખત ખાવું, માંસ માછલાં ન ખાવા, વગેરે નિયમો શરૂ કર્યા છે ?"

'નહિ. મારો પ્રથમ ધણી મરી ગયો, ત્યારથી જ મેં આવું તપસ્વી જીવન શરૂ કર્યું છે. હવે મને મારા જીવનથી કાંઈ દુઃખ થતું જ નથી."

અજિતનું મોઢું આ જવાબથી શ્યામ થઈ ગયું. તે થોડીવાર મુંગો રહ્યો. તેનો ઉદ્વેગ શાંત થઈ ગયા પછી તે બોલ્યો, "તમારા પહેલાં એકવાર લગ્ન થયા હતા કે ?"

કમલ બોલી, "હા ! મારો પહેલો ધણી એક આસામીઝ ખ્રિસ્તી હતો. તેનું મૃત્યુ થયું, તે પછી મારા પિતાને અકસ્માત થયો. મારા પિતા ઘોડા ઉપર જતા હતા, તે પડી ગયા અને તેમાં જ તેમનું મરણ થયું એ પ્રસંગે શિવનાથનો એક સાથી અમારા બાગમાં હેડકલાર્ક હતો. તેની સ્ત્રીએ મને આશ્રય આપ્યો હતો અને હું તેને જ ઘેર દાસી તરીકે રહી હતી: આ પ્રમાણે મારા ઉપર દુઃખના ડુંગરા તૂટી પડયા હતા. અને તે વખત જ મને એકવાર જમવાની ટેવ પડી ગઈ હતી. પરંતુ એકવારના ભોજનથી મને તો ફાયદો જ થયો છે, તેથી મારૂં મન અને શરીર બંને પવિત્ર અને આનદી રહી શકે છે."

"પણ મેં એમ સાંભળ્યું છે, કે તમે વણકર જાતના તદ્દન હલકા કુળના છો, એ વાત ખરી છે?"

કમલ બોલી, "લોકો તો એમ કહે છે, પણ મારી માતા મને કહેતી હતી, કે તેના બાપ આપણે ત્યાંની વૈદજાતિના એક સજ્જન ગૃહસ્થ હતા. અર્થાત્ મારા માતામહ વણકર નહિ, પણ વૈદ જાતિના હતા. હવે તે ગમે તેવા હોય, મારૂં કુળ ઉંચ હોય કે નીચ હોય, મારે માટે તો એ બાબતનો ક્રોધ કરવો પણ નકામો છે અને તે માટે દીલગીર થવું પણ નકામું છે."

અજિત બોલ્યો, 'તે બરાબર છે"

કમલ બોલી, "મારી માતા સૌંદર્યવંતી તો હતી જ, છતાં તેનું જીવન પવિત્ર હતું. લગ્ન પછી તે તેના ધણીની સાથે આસામના એક ચહાના બગીચામાં નોકરીએ ગઈ હતી. અહીં મેલેરીયાના તાવથી તેના ધણીનું મરણ થયું હતુ. તે પછી ચહાના બગીચાના વડા સાહેબને ત્યાં ત્રણેક વર્ષે મારો જન્મ થયો હતો."

કમલના વંશ અને જન્મ ગ્રહણના સંબંધમાં, તેને મોઢેથી આ વૃતાંત સાંભળીને અજિત તો અવાક જ બની ગયો! અને તે અનુકંપા અને આશ્ચર્યની લાગણીથી તેની સામે જોઈ રહ્યો! અજિતે જોયું, કે કમલને તેની માતાના સંબંધમાં અને પોતાના જન્મ વિષે સાચી વાતો કહી દેતા જરા પણ સંકોચ થયો ન હતો એવામાં કમલ સહજ ભાવે બોલી ઉઠી, "મારી માતા સૌંદર્યવંતી તો હતી જ, પણ તે વ્યભિચાર વૃત્તિની તો જરાય નહોતી. છતાં બીજાની વ્યભિચાર વૃત્તિના તેને શિકાર થવું પડયું હતું! એમાં તે બિચારીનો જરા પણ વાંક ન હતો."

કમલે તેની જીવનકથા આગળ લંબાવી, તે બોલી, "મારા પિતા કેવળ સાધુ પુરૂષ હતા. ચારિત્રમાં, વિદ્વતામાં, અને સત્યપ્રીતિમાં દ્રઢ વિશ્વાસ રાખનારા તેમના જેવા માણસો બહુ થોડા જોવામાં આવે છે અજિતબાબુ! મારી જીંદગીના પંદર વર્ષ મેં તેમનાં જ સાંનિધ્યમાં રહીને પુરા કર્યાં હતા!"

અજિતને એવો વહેમ પડયો, કે જાણે કમલ તેની મશ્કરી કરી રહી છે. તેણે આશ્ચર્ય પામતા પ્રશ્ન કર્યો, 'કમલ ! શું તમે આ બધું સાચું કહી રહ્યા છો ?"

કમલે શાંતિથી જવાબ દીધો, "હું કોઇવાર મારી જીંદગીમાં જુઠું બોલી જ નથી અજિતબાબુ !" પિતાની યાદ થવાથી કમલના મોઢા ઉપર એક જાતનો ઝળહળતો પ્રકાશ વ્યાપી ગયો. તે આગળ બોલી, "મારા પિતાએ જ મારામાં એવા સંસ્કારો રેડયા, કે આ જગતમાં આપણે કદીપણ, કોઈ પણ કારણથી, અસત્ય કે અસભ્યતાનો આશ્રય સરખો પણ લેવો ન જોઈએ."

આટલું સાંભળવા છતાં, અજિતને કમલના બોલવા ઉપર વિશ્વાસ આવ્યો નહિ. તે બોલ્યો, "તમે તમારી જીંદગી જો એક અંગ્રેજની સાથે જ ગાળી છે, ત્યારે તો તમને અંગ્રેજી સારી રીતે આવડતું હોવું જ જોઈએ !

કમલે જવાબ ન આપ્યો. તે માત્ર હસી. કમલ બોલી. "ચાલો, મારી રસોઈ તૈયાર થઈ ગઇ છે. અંદર ચાલો"

અજિત બોલ્યો, "ના આજે તો હવે હું ઉઠું છું"

"બેસતા નથી, આજે આટલા જલદી ઉઠો છો ?"

"હા ! આજે મને બેસવાને માટે વધારે સમય નથી."

કમલ કાંઈ બોલી નહિ. તે હવે કઠોરતાથી અજિતના મોઢા સામે જોઇ રહી અનિમેષ દૃષ્ટિએ અજિત તરફ જોતાં તે બોલી, "વારૂં જાઓ."

અજિતે પણ કાંઇ જવાબ ન આપ્યો. તે બોલ્યો, "તમે આગ્રામાં જ રહેશોને ?"

'કેમ એમ પૂછો છો ?"

"શિવનાથબાબુ નહિ જ આવશે, તો પછી તમે અહીંનો ખર્ચ કેવી રીતે પુરો કરી શકશો ?"

"તમારે ત્યાં તો તે રોજ આવે છે. ફક્ત મારાથી છુપાતા ફરે છે."

"ત્યારે હવે તમે શું કરશો ?"

'એમાં કરવાનું શું ? મારે ફક્ત આ મહિનાનું જ ઘરભાડું આપવાનું છે. તે એક બે દિવસમાં આપીને ઘર ખાલી કરી નાંખીશ."

"પછી ક્યાં જશો ?"

કમલે આ પ્રશ્નનો જવાબ ન આપ્યો તે ચુપકીદી પકડીને બેસી રહી.

અજિતે પૂછ્યું, મને લાગે છે, કે તમારી પાસે પૈસા નથી. ખરૂ ?"

કમલ આ પ્રશ્નના જવાબમાં પણ મુંગી જ રહી.

અજિત બોલ્યો, "હું પાછો આવીશ. ત્યારે તમને આપવા માટે કાંઇક રકમ સાથે લેતો આવીશ. તમે પૈસા લેશોને ?"

"નહિ." કમલે જવાબ આપ્યો.

"નહિ શા માટે ? મને ચોક્કસ લાગે છે, કે તમારા હાથમાં એક પૈસો પણ નથી. મારી પાસે આજે કાંઇ નથી. નહિ તો મેં તમને આજે જ થોડી મદદ કરી હોત !"

કમલે કાંઇપણ જવાબ ન આપ્યો.

અજિત બોલ્યો, 'તમે કેમ પૈસા લેવાની ના પાડો છો ? ભીડ અડચણે ભાઇની પાસે પૈસા ઉછીના લેવા, એમાં શું પાપ છે."

"પણ તમે મારા ભાઇ નથી."

"પણ ભાઇ જેવો તો છું જ ને ! અને લોકો માત્ર ભાઇ પાસે જ પૈસા માંગે છે એવું કાંઈ નથી. ભાઇ ન હોય, તેની પાસે શું કોઈ માંગતુ નથી ? તમે મને એ રકમ બને ત્યારે પાછી આપી દેજો"

કમલે માથું હલાવીને કહ્યું, 'મેં તમને હમણાંજ કહ્યું ને, કે હું મિથ્યા ભાષણ કદી કરતીજ નથી."

કમલના શબ્દો મૃદુ હતા. પરંતુ તે ભાલાની અણીની માફક તીક્ષ્ણ હતા. અજિતે જોયું, કે તેને જ્યારે તાજમહેલ પાસે કમલનો ભેટો થયો હતો, ત્યારે કમલની પાસે કેટલાક સાધારણ દાગીના હતા

આજે તેની પાસે. તેમાંનું કાંઇ નહતું. એમ લાગતું હતું, કે ઘરભાડું આપવામાં અને બીજો ઘર ખર્ચ ચલાવવામાં, તેણે તેના દાગીના વાપરી નાંખ્યા હતા. આ વસ્તુ ખ્યાલમાં આવતાં જ અજિતનું અંતર એકદમ રડી ઉઠ્યું. તેણે પ્રશ્ન કર્યો, "પણ શું તમે મુકામ બદલવાનું ચોક્કસ જ કરી નાંખ્યું છે."

કમલ નિરાશાથી બોલી, "એમ કર્યા વિના બીજો ઉપાય જ શું છે, તે બતાવોને?"

અજિત કાંઇ ઉપાય બતાવી શકયો નહિ અને દયાથી તેનું અંતર ભરપુર થઈ જતાં, તે કાંઈ જવાબ પણ આપી શકયો નહિ. તે બોલ્યો, "આવે પ્રસંગે તમને મદદ કરે, એવું તમારૂં કોઈ જ સગુંવહાલું નથી?"

કમલ ગંભીરતાથી બોલી, "છે! દીકરી તરીકે તેની પાસે હાથ ધરૂં, તો જરૂર મને તેના તરફથી મદદ મળવાની ખાતરી છે, પણ તમને બહુ મોડું થયું હોં. હું તમને ઘર સુધી મૂકવા આવું?"

"ના, ના. હુ એકલો પણ જઈ શકીશ."

"આવજો ત્યારે!" એમ કહીને કમલ તેના શયનગ્રહમાં ચાલી ગઈ.

અજિત સ્તબ્ધ થઇ ગયો. બેત્રણ મિનિટ તો જેમનો તેમ ત્યાંજ ઉભો રહ્યો. તે પછી ધીમે ધીમે દાદર ઉપરથી નીચે ઉતરી પડયો.





[૧૧]

ત્રણેક વાગ્યાનો સમય હતો. બેહદ ઠંડી પડતી હતી. આશુબાબુના દીવાનખાનાના બારીબારણા આખો દિવસ થયા, બંધ હતા. આશુબાબુ આરામચેર ઉપર બે પગ અને બે હાથ લંબાવીને. ગંભીરતાથી પડયા હતા. તેમના હાથમાં એક છાપું હતું. એટલામાં તેમના છાપા ઉપર પાછળથી કોઇ માણસનો પડછાયો પડયો. આશુબાબુ સમજ્યા કે તેમનો રસોઈયો દિવસની ઉંઘ પુરી કરીને, તેમની પાસે રાત્રીની રસોઈ માટે આવી રહ્યો હતો.

આશુબાબુ બોલ્યા, "મને કાચી ઉંઘમાંથી જગાડી કાઢયો, તે હવે મારૂં માથું દુખવા લાગશે. ચાલ! હવે એમ કર કે મને એક સારૂં કપડું આખા શરીરે ઓરાઢી જા, કે શરદી નહિ લાગે."

નીચે શેતરંજી ઉપર એક મોટી ચાદર પડી હતી. આગંતુક વ્યક્તિએ તે ચાદર લઇને, આશુબાબુને ઓરાઢી દીધી.

આશુબાબુ બોલ્યાઃ 'બસ થયું, હવે વધારે ઓરાઢવાની જરૂર નથી. મને માત્ર એક ચિરૂટ આપી જા, એટલે બસ છે."

આશુબાબુએ ચિરૂટ લેવાને હાથ લાંબો કર્યો. આંગતુક વ્યક્તિએ આશુબાબુના હાથમાં ટેબલ ઉપર મૂકેલી ચિરૂટ સળગાવવા માટે પડખું ફેરવ્યું. તરત જ તેમની નજર એ આગંતુક વ્યક્તિ ઉપર પડી ! આશુબાબુ એ વ્યક્તિને જોતાં જ પત્થરથી પ્રતિમા માફક સ્તબ્ધ બની ગયા ! તેઓ બોલ્યા, ' ચિરૂટ તમે આપી? મને આ ચાદર તમે ઓરાઢી ?

કમલ બોલી, "હા"

આશુબાબુએ વ્યથા પામતાં પોતાના હાથ પહોળા કર્યાં અને કમલનો હાથ પકડીને, તેને પોતાની પાસે ખેંચી આણી. આશુબાબુ બોલ્યા : "કમલ! આટલા દિવસ તમે કેમ દેખાયા નહિ મા?"

આજે પહેલી જ વાર આશુબાબુએ કમલને "મા" કહીને બોલાવી હતી. પણ આશુબાબુના આ પ્રશ્નમાં કાંઇ જ અર્થ ન હતો. માત્ર આશુબાબુને પોતાને સંતોષ લેવાને માટે જ જાણે તેમણે એ પ્રશ્ન પૂછયો હતો!

કમલ એક સ્ટુલ ખેંચી લઈને દૂર બેસવા જતી હતી, પણ આશુબાબુએ તેને આઘે બેસવા દીધી નહિ. આશુબાબુ બોલ્યા "એમ આઘે નહિ મા! તમે મારી છેક પાસે આવીને બેસો દીકરી!" એમ બોલીને તેમણે કમલને ખેંચી આણીને છેક પોતાની પાસે બેસાડી. આશુબાબુ બોલ્યા, "કેમ, આજે તમે કાંઈ આ રસ્તે આવી ચઢયા?"

કમલ બોલી, "ઘણે દહાડે આજે એમ થયુ, કે લાવો, આશુબાબુને મળી નથી, તે મળી આવું. એટલે આજે આ બાજુએ આવી."

આશુબાબુ બોલ્યા, "સારું કર્યું મા!" બસ, તેઓ એનાથી કાંઇ વધારે બોલી શકયા નહિ. આશુબાબુ પણ બીજા બધાઓની માફક એમ જ જાણતા હતા, કે અહી આગ્રા શહેરમાં કમલના કોઇ સાથી સંગાથી ન હતા. કોઇ તેને ચહાતું ન હતું. તેમંજ કોઈપણ ખાનદાન બંગાળીના ઘરમાં જવાનો તેને અધિકાર નહતો. આ એકલવાયાપણાથી જ કમલની પ્રકૃતિ દિવસે દિવસે બગડી રહી હતી. છતાં આશુબાબુ મોઢેથી એ સબંધી કાંઈપણ બોલી શકયા નહિ. કમલ મોઢા ઉપરથી આનંદી જણાતી હતી. આશુબાબુ થોડીવાર જાણે કાંઈ ગંભીર બાબત વિચારી રહ્યા હોય એમ શાંતિથી બેસી જ રહ્યા. એટલામાં તેમના હાથમાંનું છાપું નીચે પડી ગયું. કમલે છાપું લઈને આશુબાબુના હાથમાં પાછું આપતાં કહ્યું, "મને લાગે છે, કે હું અત્યારે આવી, તેથી તમારી ઉંઘ ભાંગી ગઇ હશે અને તમને તકલીફ પડી હશે; નહિ વારૂ ?"

આશુબાબુ બોલ્યા, "મારી તો ઉંઘ કાંઈએ ભાંગી નથી. સુવાનું તો મેં સુઈ લીધું. હવે સૂવાની મરજી જ નથી. તમે પાસે બેસીને વાતો કર્યા કરશો, તો મને આનંદ થશે."

'હું તો તમારી સાથે બેસીને આખો દિવસ વાતો કર્યા કરું એમ છું, પણ હું તમારે ત્યાં આવું છું, તેથી બધાને ગુસ્સો લાગે છે તેનું કેમ?

આશુબાબુના અંતરમાં આ શબ્દોએ ભારે આઘાત મચાવી દીધો, તેઓ બોલ્યા "તમારૂં કહેવું ખરૂં છે કમલ પણ તમારા આવવાથી આ ઘરમાં જેમને જેમને રીસ આવે છે, તેમનામાંથી આજે કોઇ અહીં હાજર જ નથી. હમણાં અહીં નવા બંગાળી મેજીસ્ટ્રેટ આવ્યા છે. તેમની સ્ત્રી મણિની બહેનપણી થાય છે. મણિ અને એ બહેન એકજ સાથે કૉલેજમાં ભણ્યાં હતાં. એ બાઇ ત્રણ દિવસ થયા અહીં આવી છે અને તેના બોલવવાથી મણિ ત્યાં ગઈ છે. તે આજે મોડી રાત્રે પાછી ફરશે."

કમલ હસતાં હસતાં બોલી, "તમે કહો છો, કે ગુસ્સો કરવાવાળા કોઇ માણસો ઘરમાં હાજર નથી, તે એક તો જાણે મનોરમાને ગુસ્સો આવે છે. પણ બીજા કોણ મારા આવવાથી ગુસ્સે થાય છે?"

આશુબાબુ બોલ્યા, "બધા જ વળી! પહેલાં મને લાગતું હતું, કે અજિતબાબુને તમારા ઉપર ગુસ્સો નથી આવતો પણ હવે માલમ પડ્યું છે, કે તેને પણ તમારા આવવાથી ગુસ્સો આવે છે. અને અજિતનો ગુસ્સો એવો છે, કે તેની સામે અક્ષયબાબુનો પણ કાંઈ હિસાબ નથી."

કમલ શાંતિથી બધું સાંભળી રહી. તે જોઈ આશુબાબુ બોલ્યા, "અજિતબાબુને પહેલા તમારા ઉપર ગુસ્સો આવતો ન હતો. પણ મને લાગે છે. કે હવે બે એક દિવસ થયા, તેઓ પણ બદલાઇ ગયા છે. અરે, ખુદ અવિનાશબાબુ પણ બાકી રહ્યા નથી. તેઓ બધા મળીને તમારી સામે ભયંકર કાવતરૂં રચી રહ્યા છે!"

કમલ આ સાંભળી હસી પડી. તે બોલી, 'આ બધાની મારી સામે લડવાની આટલી મોટી પ્રચંડ તૈયારી! બાપરે બાપ! આ

ઘાસના તણખલાને કાપી નાંખવા તલવાર લઈને ઊઠવા જેવું છે! મને તો સમજ જ નથી પડતી, કે મારા જેવી એક સામાન્ય સ્ત્રીને આ બધા લોકો આટલું બધું મહત્ત્વ શા માટે આપે છે? હું તો કોઈને વેર પણ કરતી નથી અને કોઈને કાંઈ કહેતી પણ નથી. પછી મારાથી એમને બીવાનું છે જ શું?"

અક્ષયબાબુ બોલ્યા, "તમારું કહેવું ખરું છે. શહેરના ઘણા ખૂણામાં તમે રહો છો, એ વાત પણ એ લોકો જાણતા નથી. છતાં તેઓ તમને ભૂલી પણ શકતા નથી. તેજ પ્રમાણે તમારા આનંદનું સાચું માપ પણ તેઓ માપી શકતા નથી. તમારા સંબંધમાં ચર્ચા કર્યા વિના, એમનો દહાડો જ નીકળતો નથી અને તેમને ચેન પણ પડતું નથી."

જરાવાર રહી હાથમાનું છાપું આગળ કરીને આશુબાબુ બોલ્યા, "અક્ષયબાબુ કેવી વિચિત્ર રીતે તમારી સામે લડી રહ્યો છે. એ વાત તમે તો સમજી શકો તેમ પણ નથી. તમને અંગ્રેજી નથી આવડતું, નહિ તો આ છાપામાં તમારે માટે અક્ષયબાબુએ શું લખ્યું છે, તે હું તમને વાંચી બતાવત. આજના છાપામાં અક્ષયબાબુએ એક લેખ છપાવીને, તેમાં તમારી ભારે બદનામી કરી છે. અલબત્ત; એ લેખમાં તમારું નામ નથી, પણ એ લેખ તમારા સંબંધમાં જ છે. તે તમને જ લાગુ પડે છે. વળી પેલા નવા નવા મેજિસ્ટ્રેટ સાહેબની પત્નીની આગેવાની નીચે આવતી કાલે 'નારી કલ્યાણ મંડળ' નામની સંસ્થા સ્થાપવામાં આવનાર છે. એ પણ બધું તમારી વિરુદ્ધનું જ તોફાન છે, આ લેખમાં પણ પાનાં કલ્પીને, તેમને ખોટે અક્ષયબાબુએ તમારા ઉપર પેટ ભરીને આક્ષેપો કરાવ્યા છે. અક્ષયબાબુના નીતિપાલનના મુખ્ય મુદ્દા સાથે કોઈનો વિરોધ નથી. નીતિનું પાલન તો જરૂરી જ છે. એ હું પણ માનું છું. પણ તેથી અમુક શખ્સ માણસને પકડી લઈને તેની વિરુદ્ધમાં જ લખ્યા કરવું. એ મને પસંદ નથી. પણ કોણ જાણે શું છે, તે અક્ષયબાબુને તો માત્ર તમને ઉદ્દેશીને તમારી ટીકા કરવામાં જ આનંદ આવે છે. પરંતુ અક્ષયબાબુનો આનંદ એ મારો આનંદ નથી. એ તમારે ધ્યાનમાં રાખવાનું છે."

"અક્ષયબાબુનો હેતુ મારા ઉપર આઘાત કરવાનો હોઈ શકે. પણ હું તો છાપા વાંચતી જ નથી. પછી એ લખાણથી મારા હૃદય ઉપર આઘાત કેવી રીતે થવાનો હતો? અને એ લેખ લખવાનો તેમનો હેતુ પણ કેવી રીતે બર આવવાનો હતો?"

"હેતુ ક્યાંથી બર આવે? પણ મને લાગે છે, કે તેણે એ લેખ માત્ર વાંચીને તમેજ આઘાત પામો, એ હેતુથી તે લખ્યો જ નથી. તે લેખ હું વાચું અને મારી ઠઠ્ઠામશ્કરી થાય, એટલા ખાતર જ તેણે લખ્યો છે. મને લાગે છે, કે આ ડોસાને દુઃખ આપવામાં તેને મજા આવે છે." એમ કહી આશુબાબુએ પોતાનો હાથ લંબાવી કમલનો હાથ પકડીને ખેંચ્યો !

આમ કરવામાં આશુબાબુનો ખરેખરો શું હેતુ હતો, તે કમલના સમજવામાં આવ્યું નહિ. તેનાઅંતરમાં અનેક શંકાઓ ઉભરાઇ ઉઠી. કમલ બોલી: "મને લાગે છે, કે દુર્બળતાથી તમારૂં અંતર હમણાં તર થઇ ગયું છે. પણ સાચા માણસનું એ કર્તવ્ય છે, કે તેણે દુર્બળતાનો સ્પર્શ પણ થવા દેવો ન જોઈએ ખરૂં ને?"

આશુબાબુએ આ પ્રશ્નનો કાંઈ જવાબજ આપ્યો નહિ. તેઓ ઘણો વખત શાંતિથી મુંગા થઇને બેસી રહ્યા. પછી ધીમે ધીમે બોલ્યા: "તમે બધા એમ જાણો છો, કે આ ડોસો ખુબ સુખી છે? એના જેવો બીજો કોઇ સુખી નથી. એની પાસે અનેક રૂપીયા છે. અનેક ઉપભોગો ભોગવવાના સાધનો છે, છતાં હું ખરો સુખી નથી કમલ !"

પણ તમારી પાસે ખુબ ધન દોલત છે, એ કાંઈ ખોટું નથી!"

આશુબાબુ બોલ્યા: "તે વાત સાચી છે. મારી સમ્પત્તિ અગાધ છે પરંતુ એકલી સંમ્પત્તિ જ કાંઇ માણસને સુખી બનાવી શકતી નથી."

કમલ હસતા હસતા બોલી: "તે ખરૂં છે આશુબાબુ !"

આશુબાબુએ તેમનું ડોકું કમલ તરફ ફેરવ્યું અને તેઓ કમલને જોઈ રહેતા બોલ્યા: 'તમને ખોટું ન લાગે, તો એક વાત કહેવા માંગુ છું મા !"

"બોલોને, શું કહેવું છે ?"

"હું તો ડોસો છું અને તમે મારી મણિ જેટલા છો. તમે મારે મોઢેજ વારંવાર મારૂં નામ લઈને બોલો છો, એ મને ઠીક નથી લાગતું તમને બાધ ન હોય; તો હવેથી તમે મને કાકાબાબુ કહીનેજ બૂમ મારવાનું રાખોને !"

આ સાંભળીને કમલના આશ્ચર્યની સીમા રહી નહિ આશુબાબુ બોલ્યાઃ "કહેવત છે ને, કે નહિ મામાના કાણા મામા સારા !" તેમ નહિ કાકાના કાણા કાકા પણ સારા ! વળી હું તો કાણો પણ નથી. હા, પગે લંગડો છું અને વાયુથી પગ રહી ગયા છે ખરા. જો મને બજારમાં લઇ જઇને મારી હરાજી કરો, તો તો કાણી કોડી પણ ન ઉપજે !"

કમલ હજી પણ કાંઇ બોલી નહિ. આશુબાબુએ કમલ તરફ મોઢું ફેરવ્યું. આશુબાબુએ જોયુ, કે કમલ તેમની ખુરસીની પાછળ બેસીને રડી રહી હતી. અને તેથી જ તેનાથી બોલી શકાતું નહતું ! કમલ અને આશુબાબુની વચ્ચે કોઇપણ જાતનો સંબધ નહતો. તેઓ દૂરના પણ સગાં નહતાં. અથવા તેમની વચ્ચે ગાઢ મિત્રાચારી પણ નહતી. શિક્ષા સંસ્કાર, નીતિ, રીતિ કોઇપણ વાતે તેમની વચ્ચે સમાનતા ન હતી. સમાજ વ્યવહારની દ્રષ્ટિએ તેમની અને કમલની વચ્ચે આભ ધરતીનું અંતર હતું. આમ એક બીજાને કશો જ સંબધ ન હોવા છતાં, આશુબાબુને કાકાબાબુ કહીને બોલાવવાને કમલને ગમ્યું નહિ.

આશુબાબુ બોલ્યાઃ "કેમ-મા ! મને કાકાબાબુ કહેશો ને ?"

કમલે તેની આંખમાંના આંસુઓ લુછી નાંખતા કહ્યું, "નહિ".

"નહિ ? શા માટે નહિ ?

કમલે આ પ્રશ્નનો જવાબ જ ન આપ્યો અને તેણે વાત બદલી નાખી "અજિતબાબુ ક્યાં છે ?

કોને ખબર ? ઘરમાં જ હશે. હવે તેઓ પણ થોડા દિવસ પછી ચાલ્યા જવાના છે ?"

"ક્યાં ચાલ્યા જશે ?"

આશુબાબુ હસવાની ચેષ્ટા કરતા બોલ્યા: "તેની શું ખબર? શું ડોસાઓને આજના છોકરાઓ કંઇ બધી જ વાતો થોડા કહે છે ? મણિની સાથે અજિતબાબુના વિવાહ લાંબો સમય થયા થઇ ગયા હતા, માત્ર લગ્ન થયા ન હતા, હવે તેમની વચ્ચે કાંઇ ઝગડો પડયો છે. તેથી તેઓ ચાલ્યા જાય છે. રામ જાણે હવે તેઓ કોની સાથે લગ્ન કરવા માગે છે, તે કાંઇ સમજાતું નથી."

કમલ અવાક બની ગઇ ! આશુબાબુ નિશ્વાસ નાખતાં બોલ્યા: "પ્રભુ માલિક છે તેની મરજીમાં આવે તેમ થાય છે. હાલમાં તો તો લગ્નની વાત છોડીને એક જણ ગાનતાનની પાછળ મંડી છે. અને બીજાએ તેનો પુરાણો અભ્યાસ પાછો શરૂ કરી દીધો છે."

કમલ હવે ચુપકીદી જાળવી શકી નહિ. તે બોલી: "કોણે પુરાણો અભ્યાસ શરૂ કર્યો છે ?"

આશુબાબુ બોલ્યા: "અજિતબાબુએ અજિતબાબુ ભગવા લુગડાં પહેરીને સન્યાસી થયા હતા. તેઓ વિલાયત જઇ આવ્યા હતા અને તેમણે એંજિનીયરની પરિક્ષા પણ આપી હતી. તેઓ મણિ સાથે લગ્ન કરવા ચહાતા હતા. પણ હવે એમ સાંભળવામા આવે છે, કે તેઓ ફરી પાછા સન્યાસી થવા માગે છે. તેમણે શરૂઆતમાં માંસમાછલાં ખાવાનો પણ ત્યાગ કર્યો હતો, વળી પાછા ખાવા શરૂ કર્યા હતા. હવે વળી પાછું તે ખાવાનું બંધ કર્યું છે, યદુએ મને હમણાં જ ખબર આપી છે, કે અજિતબાબુ કલાકેક થયા, તેમના ઓરડામા બેસી પ્રાણાયામ કરી રહ્યા છે."

"પ્રાણાયામ કરે છે ?"

"હા, ચાકરોએ તેમને એમ કરવાનું કારણ પૂછતા તેમણે જણાવ્યુ હતું, કે સમુદ્રયાત્રા કર્યા પછી પ્રાયશ્ચિત કરવું જોઇએ, તે પ્રાણે તેઓ આ રીતે પરદેશગમનનું પ્રાયશ્ચિત કરે છે!"

"શું કહેવાય આ?" કમલ બોલી.

આશુબાબુ બોલ્યા: "કરવું જ જોઈએ. અમારા લોકોનો એ કૂળાચાર છે."

કમલ હસી પડી. તે કાંઇ બોલવા જતી હતી, એટલામાં એક માણસે ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે આવીને કહ્યું કે અવિનાશ, અક્ષય, હરેન્દ્ર, અજિત વગેરે મિત્રોની મંડળી આવી પહોંચી છે. આશુબાબુ મિત્રોના સન્માનને કાજે સદા તત્પર રહેતા હતા. પરંતુ આજે આ સમાચાર સાંભળતાંજ તેમનું મોઢું વ્યગ્ર બની ગયું! ક્ષણ પછી તેઓ દીવાનખાનામાં આવી પહોંચ્યાં! દીવાનખાનામાં કમલને બેઠેલી જોતાંજ તેઓ આશ્ચર્યચકિત બની ગયા! કારણ કેતેમણે આજે કમલને આ સ્થળે જોવાની આશા રાખી ન હતી

હરેન્દ્રે કમલને નમસ્કાર કરતા કહ્યું, "કેમ સારાં છો ને? ઘણે દહાડે મળ્યા?

અવિનાશના મોઢા ઉપર કમલને ત્યાં ઉપસ્થિત થએલી જોઇને, હાસ્યની રેખાઓ વ્યાપી ગઇ. અક્ષય તો સો ટચનું સોનું! તેનું પૂછવુંજ શું? તે ક્રોધ ભરી આંખે, એક સ્થળે ઉભો રહીને, એકાટસે એકી નજરે, કમલ સામે જોઇ રહ્યો. તે પછી તે એક ખુરસી ખેંચી લઇને તે ઉપર બેઠો. તેણે આશુબાબુને પૂછયું: 'આજના છાપામાં આવેલી મારી વાર્તા વાંચી આશુબાબુ?"

"હા વાંચી." આશુબાબુ બોલ્યા. અને તેઓ ખુરસીમાંજ ઉઠીને બેઠા થયા. આશુબાબુએ જોયું, કે અજિત પણ નજીકના કોચ ઉપર બેઠો હતો અને આજનું પેપર વાંચી રહ્યો હતો. અવિનાશ થોડીવાર રહીને બોલ્યા: "મેં પણ અક્ષયબાબુનું લખાણ ધ્યાનપૂર્વક વાંચી જોયું ખરું આશુબાબુ! એનો ઘણો ભાગ સાચો અને જરૂરી છે. દેશની જો

સામાજિક પ્રગતિ કરવીજ હોય, તો દેશની જનતાને નીતિ અને મર્યાદાના માર્ગ ઉપર દોરવા સિવાય બીજું કર્તવ્ય નથી. યુરોપના સંસર્ગથી આપણે અનેક સારી વસ્તુ મેળવી છે. અને યુરોપની દૃષ્ટિ મળવાથી જ આપણે આપણા દોષો પણ જોતા શીખ્યા છીએ. પરંતુ તે છતાં એ નક્કી જ છે, કે અમારો જીવન વ્યવહાર તો અમારી પોતાની જ સંસ્કૃતિ પ્રમાણે ચાલવો જોઈએ ગ્રહસસારની બાબતમાં યુરોપનું અનુકરણ કરવામાં કલ્યાણ નથી. ભારતીય મહિલાઓની શિયલપ્રીતિ એજ તેમની વિશેષતા છે. જો તેમના આ સ્વત્વને. તેઓ મોહ કે લોભને વશ થઈને ભ્રષ્ટ કરશે, તો યાદ રાખજો. કે પ્રગતિ તો બાજુએ રહી; પણ આપણું સત્યાનાશ વળી જશે. ખરૂં ને અક્ષયબાબુ !"

એક રીતે આ શબ્દોમાં અક્ષયબાબુનો વિજય સમાયો હતો. અક્ષયબાબુના વિચારોની પ્રસશાદ્વારા, આમ તેનીજ પ્રસંશા થઈ રહી હતી. અક્ષયબાબુ કાંઇ જવાબ ન આપતા, આત્મ સંતોષથી માત્ર નીચા મસ્તકે જોઈ રહ્યો.

આશુબાબુએ ઉપલા વિચારોનો સ્વીકાર કરી લેતા કહ્યું; "તમારા કહેવામાં કશીજ શંકા નથી અવિનાશબાબુ ! આજે ઘણા વરસો થયા, ઘણા દેશનેતાઓ આ એકની એક જ વાત કરી રહ્યા છે પરંતુ તેનો કોઈએ વિરોધ કર્યો નથી. એ ઉપરથી જ લાગે છે, કે તમે કહો છો, એ વાત કેવળ સાચી છે,"

અક્ષયબાબુ બોલ્યો, "કોઈ પણ સમજદાર માણસ આ વિચારોનો વિરોધ કરી શકે, એમ છે જ નહિ. આ સિવાય બીજા પણ ઘણા પ્રશ્નો ઉપર લખવા જેવું તો છે, પરંતુ હમણા મને અવકાશ નથી. આવતી કાલે "નારી કલ્યાણ સમિતિ"માં મારૂં વ્યાખ્યાન રખાયું છે."

આશુબાબુ કમલ તરફ જોઇને બોલ્યા, "તમારા ઉપર નારી કલ્યાણ સમિતિનું આમંત્રણ નહિ હોય. તમે ત્યાં આવશો કે ? હું તો વાયુથી

લંગડો બની ગએલો છું. એટલે મારાથી તો નહિ આવી શકાય પણ હું ધારૂં છું કે નારી કલ્યાણ સમિતિ પણ તમારે માટે આફતનું એક સાધન થઇ પડશે.”

કમલ આજે દરરોજના કરતા બહુ જ થોડું બોલતી હતી અને શાંતિથી બેસી રહી હતી. પરંતુ તેની વિરૂદ્ધમાં પ્રોફેસરોનું આ મંડળ, જે ઉહાપોહ મચાવી રહ્યું હતું, તે જોઈને કમલનું અંતર ગુસ્સાથી સળગી ઉઠ્યું! છતાં તેણે પોતાના સ્વભાવ ઉપર કાબુ મેળવી લીધો. તેણે ગુસ્સો સમાવી દીધો અને તે બોલી, “આશુબાબુ! તમે કયો માર્ગ વખાણો છો, વિદેશીઓના અનુકરણનો કે ભારતીય વિશેષતાને માર્ગે ચાલવાનો ?”

“એક રીતે તો બંને માર્ગો જરૂરના છે.”

કમલ બોલી, “મને તો લાગે છે. કે અનુકરણનો માર્ગ વ્યાજબી નથી. બીજાઓની માત્ર નકલ કરવી, એ તો પોતાના જ આત્માને છેતરવા જેવું છે. અનુકરણ કરવાથી જે વસ્તુ તમે નિપજાવી શકો, તે મૂળ વસ્તુની આકૃતિ સાથે ભલે મળતી આવતી હોય, પરંતુ તે વસ્તુ આપણી પ્રકૃતિ સાથે મળતી આવતી નથી, પણ જો અનુકરણ પણ આપણા જીવન જોડે સમરસ થઇ જાય તો પછી તેવા અનુકરણ સામે વિરોધ દર્શાવવાની જરૂર જ નથી.”

આશુબાબુ બોલ્યા, “જરૂર છે! જરૂર છે! જુઓ કમલ! અનુકરણ જો આપણા જીવન સાથે સમરસ થઈ જાય અને આપણે પરદેશીઓનું બધી જ રીતે અનુકરણ કરીએ, તો એનો અર્થ એ થાય કે આપણે પોતે જ આપણી જાતને ભૂલી જવું અને આપણે હાથે જ આપણો સર્વનાશ કરી નાંખવો. જો આ પ્રકારની આત્માભિમાન વગરની રીતિનીતિમા શરમ ન હોય, તો પછી તમે બીજી કઇ ચીજમાં શરમ માનશો ?”

કમલ બોલી, “શરમ માનવાની ચીજ પણ છે. જુઓ સાંભળો દરેક દેશને કાંઇ નહિ તો કાંઈ વૈશિષ્ટ્ય છે જ. હિંદને પણ એવું ખાસ

વૈશિષ્ટ્ય તો છે, યુરોપને પણ છે, પણ ખરી વાત એ છે, કે કુદરતે એ વૈશિષ્ટ્ય જાળવવાને માટે જ કાંઈ માણસોને પેદા કર્યાં નથી. પરંતુ માણસોને માટે એ વૈશિષ્ટ્ય પેદા થયું છે. હવે માત્ર એક જ પ્રશ્ન પૂછવાનો બાકી રહે છે. એ પ્રશ્ન એ છે, કે જે દેશમાં જે જે વૈશિષ્ટ્ય છે, તે વૈશિષ્ટ્ય તે દેશના માણસોને માટે હિતકારક છે કે નહિ. આ પ્રશ્ન વિચારવાની ના પાડવી, એમાંજ શરમ છે. એ જ અંધ શ્રદ્ધા છે."

આશુબાબુ બોલ્યાઃ "પણ શું અંધશ્રદ્ધા કોઇપણ વખતે સારૂં ફળ નજ આપી શકે?"

કમલ બોલીઃ કવચિત નહિ! કોઈ એક જાતિ અથવા કોઇ એક દેશનું વૈશિષ્ટ્ય, ઘણા દિવસ થયા ચાલ્યું આવતું હોય, તો તે વૈશિષ્ટ્યના સારા નરસા ગુણોનો વિચાર કર્યા વિનાજ એ વૈશિષ્ટ્યના ભાર નીચે, તે દેશના માનવીઓને નિરંતર ચગદી મારવા, એમાં કાંઇ અર્થજ નથી. મનુષ્યના સુખી જીવન આગળ, મનુષ્યની એ કહેવાતી વિશેષતાનું કંઇ મૂલ્યજ નથી. છતાં જો એ વિશેષતાનેજ ખોટું મહત્વ આપવામાં આવશે, તો એ વિશેષતા માનવતાનોજ નાશ કરશે. એ રીતે માનવતાનો નાશ થવા દેવા, એ અંધશ્રદ્ધા છે અને તેમ થવા દેવામાંજ શરમ છે.

આશુબાશુબાબુ આ વાકયો સાંભળીને હતબુદ્ધ બની ગયા. તેઓ બોલ્યાઃ એમ થાય, તો તો બધું એકાકારજ થઇ જાય! અને તેમ બને, તો પછી 'આ ભારતવર્ષીય છે–આ આપણા દેશનું છે, એવુ બતાવવાનુંજ આપણી પાસે કાંઈ નહિ રહે. અનુકરણથી આવીજ વસ્તુસ્થિતિ બને છે એનો ઇતિહાસ સાક્ષી છે.'

કમલ આશુબાબુના કુંઠિત મુખ તરફ જોઇ રહેતાં, હસતાં હસતાં બોલીઃ 'અરે! અનુકરણ આપણામાં સમરસ થઈ જાય અને બધું એકાકાર થઇ જાય, તો પછી આપણે આપણને ઋષિમૂનિઓના સંતાન તરીકે ઓળખાવતા બંધ થઈ જવું પડે ખરૂંને? પણ તેમાંએ શું થયું? માણસ તરીકે તો આપણને ઓળખાવી શકીએ ને, તમે "ભગવાન ભગવાન" બોલ્યા કરો, એટલેજ તમારો ભગવાન તમને યાદ રાખશે, અને નહિ તો ભૂલી જશે; એવું તો કાંઇ થોડું જ છે?"

અક્ષય ઉપહાસ કરતો બોલ્યોઃ "ભગવાન અમારા, તમારા નહિ ?"

કમલે કહ્યુંઃ "ના."

અક્ષય બોલ્યો, "આ બધો શિવનાથના વિચારોનો જ પ્રતિધ્વનિ છે. તેણે જ તમને આ "તત્ત્વજ્ઞાન" શીખવ્યું લાગે છે!"

હરેન્દ્ર બોલ્યોઃ "બરાબર."

આશુબાબુ જાણે સ્વપ્નામાં પડયા પછી, એકદમ જાગી ઉઠ્યા હોય, તેમ ઝબકીને બોલ્યાઃ "કમલ! તમે બીજાની સંસ્કૃતિને ભુંસી નાખવાની વાત કરો. તે એક રીતે ઠીક છે, પરંતુ આપણી ભારતીય સંસ્કૃતિના સંબંધમાં તેમ કરવું, એ અવિચાર છે. આપણી સંસ્કૃતિની વિશેષતાની વાતો એ માત્ર વાતો જ નથી. તમે ભારતીય સંસ્કૃતિનુ મૂલ્ય સમજવામાં જે ક્ષતિ બતાવો છો, તેને ક્ષમા આપવી અશક્ય છે. ભારતીય સંસ્કૃતિ એટલે ભવ્ય ધર્મ, ભવ્ય આદર્શ, કેટલાય પુરાણો, ઇતિહાસ, સુંદર કાવ્યો, આખ્યાનો, ઉપાખ્યાનો, શિલ્પ વગેરેનો વારસો. કમલ! આ બધી અખુટ સમૃદ્ધિ આપણી ભારતીય વિશેષતાનો આશ્રય કરીને, આજ પર્યંત જીવંત રહેવા પામી છે. એ બધાનો શું તમે કંઇ જ વિચાર કરતા નથી ?"

"પણ એ વિચાર કરવાને માટે આટલી વ્યાકૂળતા શા માટે હોવી જોઇએ ? જે ચીજ વિચાર કરવા યોગ્ય નથી, તેનો વિચાર થઇ શકતો જ નથી. માણસની જરૂરિયાતો પ્રમાણે આદર્શોને નવું રૂપ અને નવું સૌંદર્ય ન આપો, તો એ આદર્શોનો કંઇ જ અર્થ નથી. એવું થાય, તો જ એ આદર્શ સાર્થક છે. નહિ તો માત્ર એ આદર્શ જુનાં છે, માટે જ તેને ટકાવી રાખવા આગ્રહ કરવો, એ તો ઢોંગ છે."

અક્ષય બોલ્યોઃ "તમારામાં એ સમજવા જેટલી શકિત જ નથી."

હરેન્દ્ર બોલ્યો, "તમારા આ સીધા આક્ષેપનો તો હું પણ વિરોધ કરું છું અક્ષયબાબુ!"

આશુબાબુ બોલ્યા, કમલ ! તમારી દલીલોમાં સત્ય જ નથી એમ તો હું કહી શકતો જ નથી, પરંતુ તમે જે વસ્તુની ઉપેક્ષા કરો છો, તે વસ્તુઓમાં પણ કાંઇ ઓછું સત્ય નથી. તમને અમારી ધર્મ વિધિઓ અને સામાજિક રીતરિવાજો ઉપર અશ્રદ્ધા જન્મી છે, તેના ઘણાં કારણો છે, પણ તે છતાંએ તમારે યાદ રાખવાની જરૂર છે, કે બહારના સેંકડો આઘાતો સહન કરવા છતાં પણ, અમારી હિંદુ સંસ્કૃતિ જેવી ને તેવી જીવતી દશામાં ઉભી છે, તે જ વસ્તુ બતાવી આપે છે, કે અમારી સંસ્કૃતિ સત્યથી ભરપુર છે. એ સંસ્કૃતિને લીધે જ અમારી હિંદુ જાતિ યુગ યુગથી કાયમ છે. જ્યારે જગતની અનેક જાતિઓ નાશ પામી ગઇ છે."

કમલ બોલી: "પણ તેથી કોને દુઃખ થયું છે? જે જાતિ પોતાનું સ્થાન છોડવા જ માંગતી નથી અને ચિરકાલ સુધી પોતાના સ્થાનને જ ચોટી રહે છે, તેને બીજા કશાની આવશ્યકતા જ ન પડે, એ ચોકખું જ છે."

આશુબાબુ બોલ્યા: 'તે બીજી વાત છે, કમલ?"

કમલ બોલી, 'ભલે તેમ હોય!"

કમલ જરાવાર રહી ફરીથી બોલી, "મેં મારા બાપના મોઢે સાંભળ્યું હતું, કે આર્યોની એક શાખા હિંદમાં આવી હતી. તેમના પૈકીની જ એક શાખા યુરોપમાં ગઇ હતી. આજે યુરોપની એક જાતિ મટી ગઇ છે અને તેને સ્થાને બીજી જાતિ હસ્તિમાં આવી છે, પરંતુ આજે જે જાતિ હસ્તિમાં આવી છે, તે જાતિ પ્રચીન આર્ય કરતા અનેક દરજ્જે ચઢિયાતી છે. જો એ પ્રમાણે આ દેશમાં થયું હોત, તો અમારે પણ "અહો! અમારા પૂર્વજો કેવા મહાન હતા," એવું કહીને શોક કરવાનો વારો ન આવ્યો હોત. અને આપણી પ્રાચીન મહત્તાનો દંભ કરીને આજે પ્રત્યક્ષ રીતે તો, દુઃખમાં જ દહાડા ગાળીએ છીએ, તેમ પણ ન થાત! તમે ભૂત કાગળના જુલમોની વાતો કરો છો પણ

બીજી પ્રજાઓને પણ કાંઈ એવા સંકટો ઓછા નથી પડયા ! પણ એ સંકટોએ તેમની પ્રગતિ થતી રોકી નાંખી નથી. બીજી એ વાત પણ તેટલી જ સાચી છે, કે આપણે જીવતા રહ્યા છીએ, પણ આપણું સ્વત્વ હરાઈ ગયું છે. અને આપણે દેખાવ માત્રમાં જ જીવતા રહ્યા છીએ. એમ થવાનું કારણ તમે જ કહોને આશુબાબુ !"

આશુબાબુએ કમલના પ્રશ્નનો કાંઇ જવાબ આપ્યો નહિ પરંતુ અક્ષયબાબુ એકદમ ઉશ્કેરાઇ ગયો. તે બોલ્યો, "આપણે જીવતા રહ્યા છે, તેનું કારણ આપણો ભવ્ય આર્ય આદર્શ જ છે કે જે આદર્શ હજારો વરસો થયા અવિચલપણે અમારા રકતમાં જામી ગયો છે. એજ ભવ્ય પ્રાચીન આદર્શ અમારા દાનમાં, અમારા પુણ્યમાં, અમારી તપસ્યામાં, સર્વત્ર વ્યાપી રહેલો છે. એ જ આદર્શ અમારી સ્ત્રીઓમાં શિયલધર્મ રૂપે વ્યાપી રહ્યો છે. એ ઉચ્ચ આદર્શથી જ અમે સેંકડો આક્રમણો છતાં જીવતા રહ્યા છીએ અને એ સાબિત કરી આપ્યું છે. કે : "હિંદુ કદી કોઇથી મરી શકતો નથી."

અજિત હાથમાંનું છાપું ફેરવતા વિસ્ફારિત નયને કમલ તરફ જોઇ રહ્યો. થોડો સમય કમલ પણ મુંગી રહી. કમલને લાગ્યું, કે વર્તમાન-પત્રોમાં પોતાને લગતી વાતો લખીને, આ લોકો પોતાને ખોટી રીતે વગોવી રહ્યા છે. નારી કલ્યાણ સમિતિમાં પણ મહિલાઓના સંઘ સામે પોતાની વગોવણી થાય, એવી જ વાતો અનેક રૂપમાં રજુ કરવામાં આવશે તથા પોતાને લક્ષ્ય બનાવીને, સમિતિની બધી કાર્યવાહી થશે. થશે આવા વિચારોથી કમલનું મોઢું ક્રોધથી એકદમ લાલચોળ બની ગયુ પરંતુ તરત જ તેણે પોતાના હૃદય ઉપર કાબુ મેળવી લીધો. ને સહજ ભાવે બોલી, "અક્ષયબાબુ ! હવે હું તમારી સાથે વાર્તાલાપ કરવા ચહાતી નથી. મારૂં આત્મગૌરવ મને તમારી સાથે વાતચીત કરવા ના પાડે છે." એમ કહીને તે આશુબાબુ તરફ ફરીને બોલી, "કોઇપણ આદર્શ ભલે લાંબા કાળથી ચાલ્યો આવ્યો હોય, છતાં તે કોઇપણ રીતે ચિરકાલ સુધી ટકી શકવાનો તો નથી જ. તેમાં પરિવર્તન કરવું, એમાં

કશી શરમ જ નથી. બસ, એ જ વસ્તુ હું તમારી આગળ પ્રકટ કરવા માગતી હતી. આદર્શનું સ્વરૂપ કદી પલટાઇ જાય, તો પણ તેમાં કશી હરકત નથી. જુઓ એક બે ઉદાહરણો જ તપાસો. અતિથિસત્કાર એ આપણો એક મહાન આદર્શ છે કેટલાય કાવ્યો, કેટલાય ઉપાખ્યાનો, કેટલીય ધર્મકથાઓ આ આદર્શ સમજાવવા માટે રચવામાં આવી છે. અતિથિને ખુશ કરવા માટે જ દાનવીર કર્ણે પોતાના પુત્રની હત્યા કરી હતી આ કથા સાંભળી, લાખો અંધ શ્રદ્ધાળુઓ, કર્ણની પ્રશંસા કરતી આંખોમાંથી અશ્રુઓ વેરે છે. ભલે! પણ આજે તો એ વાત ચીડ ઉપજાવનારી જ નહિ, પણ ચોક્ખી રીતે બીભત્સ જ માલમ પડે છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં એવી કથા કે એક સતિ સ્ત્રી પોતાના કુષ્ટરોગી પતિને ખાંધ ઉપર બેસાડીને વેશ્યાને ત્યાં લઈ ગઈ હતી. જુની દૃષ્ટિએ સતિત્વના આદર્શની તુલના કરી શકાય એમ નથી. પણ આજે તો એ કથા માત્ર મનુષ્યના અંતરમાં ઘુણા જ પેદા કરે છે તમારા પોતાના જ જીવનમાં જે આદર્શ અને ત્યાગ દેખાય છે, અને જેને લીધે તમે લોકોની શ્રદ્ધાનું કારણ બન્યા છો, એ જ તમારૂં જીવન, એક દિવસ બીજાની આંખોએ અનુકંપા અને દયાના પાત્ર રૂપે બની જશે અને તમારા અપ્રસ્તુત આત્મનિગ્રહની પ્રશંસા કરવાને બદલે, લોકો તેનો ઉપહાસ કરતા થઇ જશે."

છેલ્લા શબ્દોએ આશુબાબુના અંતરમાં ભયાનક ઉત્પાત જગાડી મૂકયો. અને તેમનું મોઢું સફેદ પુણી જેવું બની ગયું. તેઓ બોલ્યા, 'કમલ! એ આત્મનિગ્રની નિંદા કરે, કાંઇ દહાડો નહિ વળે. એ આદર્શ તો મારો આનંદ છે. અમારા પૂર્વજો તરફથી અનેક યુગનું વારસામાં એ અમુલ્ય ધન છે."

કમલ બોલી, "ભલે એને અનેક યુગો થઈ ગયા હોય, પણ કેવળ પ્રાચીનતાને લીધે જ કોઇ આદર્શની મહત્તા આંકવી એ તો મિથ્યા છે. અચલ, જડ અને રૂઢિવાદી સમાજના હજારો વર્ષના જીવનને, ભવિષ્યના દસ જ વરસો ભુંસી નાંખે છે. અને એ હજારો વર્ષના અનુભવ કરતા પેલો દસ વર્ષનો અનુભવ એ જ વધારે મૂલ્યવાન બને છે.

અજિત, એકદમ દબાઈ રહેલા ધનુષ્યની માફક ઉઠીને ઉભો થઈ ગયો. તે બોલ્યો, "તમારા વાક્યોમાં અક્ષરે અક્ષરે આશ્ચર્યકારક ઉગ્રતા વ્યાપી રહી છે, પણ તમારા આ શબ્દોથી હું લેશ પણ આશ્ચર્ય પામતો નથી. હું સમજી શકું છું, કે વિજાતીય રક્તના યોગે, તમે આવી વાણી બોલો, એ કેવળ યોગ્ય જ છે. તમને અમારા સમસ્ત ધર્મઆદર્શ પ્રત્યે એકદમ ધૃણા કેમ વ્યાપી ગઇ છે, તે પણ હું જાણું છું. પણ ચાલો, હવે મને વધારે વાતો કરવાનો સમય નથી. પાંચ તો વાગી ગયા છે."

એટલું બોલીને અજિત બહાર ચાલ્યો ગયો. અજિતની પાછળ બધા જ મિત્રો ઉઠીને ચાલતા થયા. કોઇએ પણ શિષ્ટાચાર પ્રમાણે આજે કમલને નમસ્કાર પણ કર્યા નહિ, કે કોઈએ ફરીને કમલની સામે દૃષ્ટિ સરખી પણ નાંખી નહિ. કમલની દલીલો આગળ પરાસ્ત બનેલું પુરૂષદળ મિથ્યાભિમાનથી પોતાની જયઘોષણા કરીને, જાણે પુરૂષપણાને જાળવી રાખતું હોય એવો દેખાવ કરતું, બહાર ચાલ્યું ગયું. તેઓના ચાલ્યા ગયા પછી, આશુબાબુ ધીમે રહીને બોલ્યા: "કમલ! તમે આજે બધાના દેખતા મારા ઉપર સખત આઘાત કર્યા છે. છતાં પણ હું તો તમને ખરા અંતરથી જ, હજી પણ ચાહું છું. તમે મને મારી મણિ કરતા કોઇ પણ રીતે ઉતરતા નથી માલમ પડતા, મા!"

'તેનું કારણ છે કે તમારૂં અંતર ખરેખરૂં વિશાળ છે કાકાબાબુ! તમે બીજાઓના જેવા અહંભાવી કે મિથ્યાભાષી નથી." એમ કહીને કમલે અશુબાબુની પાસે આવીને તેમના પગ પકડીને પ્રેમપૂર્વક દંડવત પ્રણામ કર્યા.

કમલ કોઇને પણ આ રીતે પ્રણામ કરતી ન હતી. પોતાને આવી રીતે વંદના કરતી જોઇને, આશુબાબુનું અંતર સ્નેહથી ભરાઇ આવ્યું. તેમણે કમલને આશિર્વાદ આપતા કહ્યું, "હવે ક્યારે આવશો મા!"

"હવે હું ફરીથી આવી શકવાની નથી કાકાબાબુ!" કમલ બોલી અને તેના કથનનો કાંઈ પણ જવાબ મળે તે પહેલાંઓરડો છોડીને ચાલી ગઇ. આશુબાબુ અનિમષ નેત્રે એ બાજુએ જોઇ રહ્યા.

卐

આગ્રામાં હમણાં જ નવા મેજીસ્ટ્રેટ સાહેબ આવ્યા હતા. તેઓ જાતે બંગાળી હતા. તેમની સ્ત્રીનું નામ હતું માલિની. માલિનીના પ્રયત્નથી, માલિનીના ઘેરે જ "નારી કલ્યાણ સમિતિ"ની સ્થાપના કરવામાં આવી હતી. સમિતના પ્રથમ અધિવેશનમાં સંસ્થાની ઘટના–બંધારણ. તૈયાર કરવાનું જ ઠરાવવામાં આવ્યુ હતું. પરંતુ પ્રથમ અધિવેશન મળ્યા પછી, ઘટનાનું સ્વરૂપ પૂરૂં કર્યાં પહેલાં જ. સભા વિસર્જન થઈ ગઈ હતી. આ સંસ્થા મુખ્યત્વે કરીને, ફક્ત સ્ત્રીઓને માટે જ સ્થાપવામાં આવી હતી, છતાં સંસ્થાના કાર્યમા પુરૂષોએ સહયોગ સરખો ન આપવો એવું કંઇ ખાસ નહોતું. ખરી રીતે તો કાર્યનો સઘળો બોજો મુખ્યત્વે કરીને, પુરૂષોએ જ ઉપાડી લીધો હતો.

સંસ્થાની એકંદર જવાબદારી અવિનાશબાબુને સોપવામાં આવી હતી. સંસ્થાના વિચારક અને લેખક તરીકેનું કાર્ય કરવાનો બોજો પણ અક્ષયબાબુએ જ ઉચકી લીધો હતો. દરેક પ્રોફેસરોને કાંઇ નહિ તો કાંઇ કામ સોંપવામાં આવ્યું હતું. માત્ર શિવનાથને જ આ બધામાંથી બાકાત રાખવામાં આવ્યો હતો. સંસ્થાનું બીજું અધિવેશન આજે થવાનું હતું. આજની સભા માટે અવિનાશબાબુની સાળી નીલિમા એકેએક ખાનદાન બગાળી મહિલાને આમંત્રણ આપી આવી હતી. શ્રીમંત અથવા ગરીબ એકેએક ઘેર તે જાતે ફરી વળી હતી. આજની સભામાં આશુબાબુની જ આવવાની ઇચ્છા ન હતી. પરંતુ આજે તેમની આનાકાની તેમનો બચાવ કરી શકે-

એમ હતું નહિ. માલિનીને ખબર પડી, કે આશુબાબુ આવવાના નથી, એટલે તે જાતેજ આશુબાબુને ત્યાં ગઇ અને અત્યંત આગ્રહ કરીને, તેમને લઇ આવી. ઠરાવેલે સમયે સભાનું અધિવેશન શરૂ થયુ.

સભાની શરૂઆત થયા પછી શિષ્ટાચારનો યોગ્ય વિધિ થયા કેડે, પ્રોફેસર અક્ષયે પોતાનું ભાષણ શરૂ કર્યું. ભાષણના આરંભમાં બેચાર સામાન્ય વાતો રજુ કર્યા પછી, તે પોતાના મૂળના વિષય પર આવ્યો. તેનું ભાષણ સાંભળનાર એકએકને એમ જ લાગતું હતું, કે તેના ભાષણને વિષય જરા અરુચિકર પણ ઘણો જ લાંબો હતો. અને ખરેખર હતુ પણ તેમ જ. તેણે પોતાના ભાષણમાં છેક પ્રાચીનકાળથી શરૂઆત કરી સીતા સાવિત્રી, ઇત્યાદિ પુરોગામી સતિઓના ચરિત્રોનો ઉલ્લેખ કર્યો. આગળ ચાલતા અક્ષયબાબુએ વર્તમાન સ્ત્રીઓની આદર્શહીનતા ઉપર ભારે આક્ષેપો કર્યાં. અક્ષય અત્યારે વર્તમાન વાતાવરણથી તર બનેલી, એક કોલેજનું શિક્ષણ લીધેલી મહિલાના ઘરમાં જ ઉભો રહીને ભાષણ કરી રહ્યો હતો, છતાં વર્તમાન મહિલા જીવનની રીતિનીતિ ઉપર સખત આઘાત કરતા, તે જરાપણ અચકાતો ન હતો. કારણ કે અક્ષયને પોતાને જ એવું ઘમંડ હતું, કે તે સત્ય વકતૃત્વ કરવામાં ગમે તેવા ચમરબંધથી પણ ન અચકાય એવો દૃઢ હતો. અલબત્ત, અક્ષયનું ભાષણ વિચારશીલતાથી ભરપુર હતું. પણ સાથે સાથે તેના ભાષણમાં કડવા કટાક્ષોનો પણ કંઇ તોટો ન હતો.

અક્ષયે જ્યારે તેના વ્યાખ્યાનમાં આધુનિક શિક્ષાથી યુકત એવી સ્ત્રીઓની આદર્શ હીનતાનો ઉલ્લેખ કર્યો, ત્યારે તેની દૃષ્ટિ સામે માત્ર કમલજ ઉભી હતી. કમલને આજે આ સમારંભમાં બોલાવી ન હતી. છતાં અક્ષયે તેની સામે કટાક્ષો કરવામાં કશી કચાશ રાખી નહિ. તેણે ભાષણ પુરું કરતાં નામ ઠામ દીધા વિના કમલની વાત ઉપાડી.

અક્ષય બોલ્યો : વર્તમાન શિક્ષણથી સ્ત્રીઓમાં પ્રવેશતી આદર્શ હીનતાનું ઉદાહરણ શોધવા, આઘે જવું પડે એમ નથી. આપણા જ શહેરમાં એક એવી સ્ત્રી રહે છે. આ સ્ત્રી ભદ્રલોકના ઘરમાં પ્રવેશ મેળવ-

વાને પ્રયત્ન કરી રહી છે. આ સ્ત્રીએ પોતાના દાંપત્યજીવનની અસ્થિરતાથી શરમાવું જોઈએ. પરંતુ તેમ શરમાવું તો દૂર રહ્યું, પણ તે ઉલટી દાંપત્ય જીવન તરફજ ઉપેક્ષાની વૃત્તિએ જુએ છે. લગ્ન, લગ્નવિધિ, એ બધાને તે અર્થહીન ઢોંગ માને છે. એક પત્નિવ્રત અને એક પતિવ્રતને, તે માનસિક દુર્બળતા કહીને હસી કાઢે છે. અને સ્વચ્છંદાચારમાંજ આનંદ છે, એવું ખુલ્લે ખુલ્લું તે જાહેર કરે છે. સ્ત્રી થઈ નેજ જે, સ્ત્રીઓની શિયલરક્ષાની વૃત્તિને હસી કાઢે છે તેને વર્તમાન શિક્ષાના એક કડવાં ફળ રૂપેજ વર્ણવતા મને જરાપણ સંકોચ થતો નથી. બહેનો! મારે સત્યની સેવાને અર્થે આટલું બોલવુ પડ્યુ છે અને તે માટે હું બધાની ક્ષમા માગું છું."

સ્ત્રીઓના સમુદાયમાં આજે તેઓ વિના પણ કમલે હાજરી આપી હતી. કમલને કોઇએ જોઈ નહોતી. માત્ર તે મનોરમાનીજ દષ્ટિએ પડી હતી. કમલના સૌંદર્યની સુપ્રસિદ્ધ અને તેના ચારિત્ર્યની કુપ્રસિદ્ધિ પુરૂષોના મોઢે મોઢે સર્વત્ર વ્યાપી ગઇ હતી. એટલુંજ નહિ, પણ પુરૂષોના ગૌરવ ભાર નીચે દબાએલી નારી કલ્યાણ સમિતિની અધ્યક્ષ માલિનીના કાન ઉપર પણ કમલની ચારિત્ર્ય હીનતાની વાત પહોંચી ગઇ હતી. કમલની વાતો સાંભળીને સ્ત્રીઓમાં પણ હવે તેજ વસ્તુ એક ચર્ચાનો વિષય થઇ પડી હતી. મહિલાઓના આશ્ચર્યનો પાર નહોતો. સ્ત્રીઓમાં માંહોમાંહે પણ શિયળ અને શિયળભંગનાજ પ્રશ્નો પ્રબળતાથી ચર્ચાવા લાગ્યા. પરંતુ એટલામાં વ્યાખ્યાતાનો મિત્ર હરેન્દ્રબાબુજ વ્યાખ્યાતાના કેટલાક વિચારોનો વિરોધ કરવા માટે ઉભો થઇ ગયો. તે ઉભો થઇને બોલ્યો: "અક્ષયબાબુના આજના ભાષણનો હું સખ્ત રીતે વિરોધ કરૂં છુ. અક્ષયબાબુ એક સ્ત્રીના જીવન ઉપર જે કટાક્ષ કર્યો છે, તે તદ્દન અયોગ્ય છે, એક સ્ત્રીની ગેરહાજરીમાં તેના ચારિત્રનો ઉલ્લેખ કરવો અને તેની ટીકા કરવી, એ તદ્દન ગૃહસ્થ હીનતાનુંજ લક્ષણ છે. વ્યાખ્યાતાના આજના ભાષણનો ખરી રીતે તો નારી કલ્યાણ સમિતિ તરફથી ધિક્કાર કરવો એજ ઉચિત છે."

હરેન્દ્રના આ શબ્દો સાંભળતાંજ, સભામાં ગડબડ વ્યાપી ગઇ.

અક્ષયબાબુ શિસ્ત અને નિયમન જાળવ્યા વિનાજ, હરેન્દ્રની ટીકાનો જવાબ આપવા ઉભો થઇ ગયો. અને તેણે બોલવું શરૂ કરી દીધું. તેણે હરેન્દ્રને ઉધડો લેવામાં પણ કાંઇ બાકી રાખ્યો નહિ. હરેન્દ્ર સ્વલ્પભાષી હતો. અક્ષયની સામે ઉભા થઇને, લડાલડી કરવાની તેનામાં હિંમત ન હતી. તે વચ્ચે વચ્ચે ઉભો થઇની, કાંઇ કાંઇ બોલતો હતો, પરંતુ તેનું બોલવું, મોટે ભાગે કોઇ સાંભળતુંજ ન હતું.

માલિની હજી નવાગતા રમણી હતી. તેને આ પ્રકારના વિતંડાવાદથી ભારે ગ્લાનિ થઇ. તો પણ ગ્લાલિની તરફ ધ્યાન ન આપતા, દરેક વક્તાએ પોતપોતાના વિચારોનું સમર્થન કર્યુ. ફક્ત આશુબાબુ જ ચુપકાદીથી બેસી રહ્યા હતા. તેમણે નીચે નમાવેલું માથું સભા પુરી થઇ, ત્યા સુધી ઉચુ કર્યુંજ નહિ બીજા પણ એક ગૃહસ્થ, કે જેઓ હરેન્દ્ર—અક્ષયની પરસ્પર એક બીજા પર આક્ષેપ કરવાની ટેવને જાણતા હતા; તેઓએ આ ચર્ચામાં ભાગ લીધો ન હતો, એ ગૃહસ્થ તે અવિનાશબાબુ હતા.

કોઇપણ વ્યક્તિના અંગત ચારિત્રની સમિક્ષા કરવી, એ આ સંસ્થાનું કાર્ય ન હતું. માલિની પણ જાણતી હતી, કે કોઇપણ સ્ત્રી પુરૂષની વ્યક્તિગત ટીકા કરવાથી, કોઇનેજ ફાયદો થાય એમ ન હતું. વળી અક્ષયના વ્યાખ્યાનમાં તો આશુબાબુ ઉપર પણ કટાક્ષ કરવામાં આવ્યા હતા. આ વાત જેમના જેમના ખ્યાલમાં આવી, તે બધાને ભારે સંતાપ થયો. સભા પુરી થયા પછી, માલિની આશુબાબુની પાસે આવી, અને તે બોલી: "આપને તસ્દી આપવા માટે, હુ આપની ક્ષમા માંગું છું, આશુબાબુ!"

આશુબાબુ હસતા હસતા બોલ્યા 'એમાં તસ્દી શાની! ઉલટું ઘેરે બેઠા બેઠા વખત ન ગયો હોત, તે અહી આવવાથી ઝપાટાબંધ વખત પુરો થયો."

માલિની બોલી: "વારૂ, આજે મણિ અમારે ત્યાં જમશે"

આશુબાબુ બોલ્યા: 'ઘણું સારૂં, હું ફરવા જઇને પાછો આવીસ,

પછી મણિને તેડવા ગાડી મોકલી આપીશ. આ બીજી મહિલાઓ માટે શુ ગોઠવણ છે ?"

'બધીજ બહેનો આજે અહીં જમવાની છે."

અજિત અને અવિનાશને સાથે લઇને, આશુબાબુ મોટરમાં બેસવા જતા એટલામાં અક્ષય અને હરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યા. તેઓ પણ ગાડીમાં બેસી ગયા. આખા રસ્તામાં આશુબાબુ બોલ્યા ચાલ્યા વિના શાંતિથી બેસી રહ્યા હતા. કમલને અનુલક્ષીને અક્ષયે પોતાના ઉપર પણ ખૂબ કટાક્ષો કર્યા હતા. એ વાત આશુબાબુના મનમાંથી કેમે કરીને દૂર થઇ શકતી નહતી.

ગાડી ઘેર આવી પહોંચી આશુબાબુના બંગલાના બારણામાંજ એક અપરિચિત માણસ બેઠો હતો. તેના પોષાક ઉપરથી જણાતું હતું. કે તે મુંબઈ તરફનો રહેવાસી હતો. તેણે આશુબાબુની પાસે આવીને પ્રણામ કર્યાં !

"આશુબાબુએ પૂછ્યુ: 'કોણ છો ભાઇ ?"

તેના જવાબમાં પેલા માણસે એક પત્ર આશુબાબુના હાથમાં આપતાં કહ્યું, 'આ ચિઠ્ઠી છે."

તેમણે એ અજિતના હાથમાં આપી. અજિતે ચિઠ્ઠી ઉઘાડીને મોટરના ફાનસમાં વાંચી અને તે બોલ્યો: કમલની છે."

"કમલની છે ! શું લખે છે, કમલ ?"

"લખ્યું છે, કે પત્ર લાવનાર માણસ તમને બધી હકીકત જણાવશે !"

આશુબાબુ જિજ્ઞાસામુખે તે માણસના મોં સામે જોઈ રહેતા, પેલા માણસે કહ્યું, "આ ચિઠ્ઠી બીજાના કોઇના હાથમાં જાય, એમ કમલ ચહાતી નથી. તેને પૈસાની જરૂર છે. તમે તેના સગાં છો...."

વાકય પુરું થાય, તે પહેલાં જ આશુબાબુ બોલી ઉઠયા, "ના રે ભાઈ ! હું કમલનો સગો નથી. અને કમલ મારી સગી નથી. પછી હું તેને માટે પૈસા કેવી રીતે આપી શકું ?"

અક્ષય બોલ્યો: "Just like her"

બધાએ આ શબ્દો સાંભળ્યા. પત્ર લાવનાર આથી શરમિંદો બની ગયો. તે બોલ્યો: "પૈસા તમે ભલે ન આપો, પણ તમે થોડાક દિવસને માટે તેના જામિન થશો !"

આશુબાબુએ સક્રોધ જવાબ આપ્યો: જામિન થવાની પણ મારે કાંઇ જરૂર નથી. તેનો ધણી છે, તેને મળીને બધી વાતો કરો."

પેલો ગૃહસ્થ વિસ્મિત થતો બોલ્યો, "એ બાઇનો ધણિ છે, એ વાત તો હું આજે સાંભળું છું, તે ક્યાં છે?"

'તપાસ કરીને શોધી કાઢો. ચાલો Good night અજિત! હવે વધું વિલંબ કરો નહિ" એમ કહીને તેઓ અજિતને લઇને મેડા ઉપર જતા રહ્યા. આશુબાબુએ જતા જતા એ વાતનું ડ્રાઇવરને સ્મરણ કરાવી દીધું, કે મણિને તેડવા માટે મેજીસ્ટ્રેટ સાહેબને ત્યા ગાડી લઇ જવાની યાદ રાખજે. અજિતે તેના શયનગ્રહમાં જઇને કપડાં બદલ્યા. આશુબાબુએ તેને પોતાના દીવાનખાનામાં બોલાવી આણીને બેસાડયો, અને આશુબાબુ બોલ્યા: "કેમ અજિત આ મજા જોઇને !"

આશુબાબુના કહેવાનો શો અર્થ છે, તે અજીત સમજી ગયો. તેને લાગ્યું કે આશુબાબુમાં સ્વાભાવિક સહૃદયતા, શાંતિ પ્રિયતા અને સહિષ્ણુતાવૃત્તિ હોવા છતાં, અક્ષયના વચનોએ આજે આશુબાબુને સખત આઘાત થયો હતો. એક દિવસ એ જ કમલને માટે અજિતના અંતરમાં દયા અને અનુકંપા ઉત્પન્ન થયા હતા, પણ એ વાત કોઇ જાણતુ ન હતું, અજિત જેવા અજાણ્યા માણસ આગળ, કમલે પોતાના પૂર્વજીવનની બધી વાતો નિખાલસપણે કહી દીધી હતી, તેથી તે અજિતબાબુ આશ્ચર્યમાં ડુબી ગયો હતો. અને તેને કમલ તરફ ભારે વિરાગ પેદા થયો હતો. એ વાતને આજે કેટલાક દિવસ વીતી ગયા હતા. અજિત પણ આદર્શવાદી હતો અને તે હિંદુ આદર્શોમાં માનતો હતો. આથી આજે નારી કલ્યાણ સમિતિમાં ભાષણ આપતા, અક્ષયે કમલ તરફ જે કટાક્ષો કર્યા હતા, તેથી અજિતને કાંઈ ખોટું

લાગ્યું ન હતું. અજિતના અંતરમાં પણ કમલ પ્રત્યે ભારે તિરસ્કાર વ્યાપી ગયો હતો. તે બોલ્યો, "જેઓ ભદ્ર સમાજના માણસો છે, તેઓ કમલનો ત્યાગ કરે, એમાં તેમનો કાંઇ અપરાધ નથી." પણ તેને એમ લાગ્યું ખરૂં, કે દુર્દશાથી પિડાતી એક દુઃખી સ્ત્રીને, ભિક્ષા તરીકે થોડાક રૂપીઆ આપવા, એથી કાંઇ ગુન્હો થઇ જતો નહતો. અજિતને તે રાત્રે કમલે કહેલી બધી વાતોનું ફરી સ્મરણ થઇ આવ્યું. તે દિવસે જમતી વેળાએ કમલે તેની પોતાની જીવનકથા કહેતા, તેનો ચહાના બગીચામાં યુરોપીયનથી થયેલો જન્મ, તેની માતાની કથા, તેનો પોતાનો ઇતિહાસ. વગેરે વાતો કહી હતી, એ બધી વાતો અજિતને યાદ આવી ગઈ અજિતને લાગ્યું. કે એ બધી વાતો અદ્‌ભુત છતાં અરૂચિ કરે છે, તે સ્વગત બોલ્યો "આ સઘળી વાતો અરૂચિ કરે છે, શુ તે વાતો કમલ છુપાવી રાખે, એમાં કાંઇ ખોટું છે? પણ છતાં તે એવી વાતો છુપાવ્યા વિના બધાને કહેતી ફરે છે, એ ઉપરથી લાગે છે, કે જગતનો વ્યાવહાર કેવો છે, તે તે જાણતી નથી અથવા તે જાણતી હોય, તો પણ એ વ્યવહારને તે અનુકૂળ થવા માંગતી નથી." અજિતને સૌથી વધારે આશ્ચર્ય તો એ વાતનુ થતું હતું, કે શિવનાથ આગ્રા છોડીને ગયો ન હતો અને તે આગ્રામા જ છુપાતો ફરતો હતો, એ વાતો જ્યારે અજિતે કમલને કહી હતી, ત્યારે કમલના મોઢા ઉપર ન હતો દુઃખનો પડછાયો દેખાતો હતો, ન તો તે દુઃખનો એક શબ્દ બોલી હતી. આવા ભયંકર કથા સાંભળીને પણ તેણે તે પ્રત્યે જરાપણ નારાજી કે દીલગીરી દર્શાવી ન હતી. તે દિવસે તેણે તાજમહેલની સામે બેસીને વિનોદ ચર્ચામાં શિવનાથ પોતાને છોડી જાય, તો પોતે શું કરશે, એ જણાવતા જે વિચારો દર્શાવ્યા હતા, તેનું જાણે આજે તે પુરેપુરૂં પાલન કરી રહી હતી

આશુબાબુ ઘણો સમય શાંતિથી બેસી જ રહ્યા. તે પછીથી તેઓ બોલ્યા, "મને લાગે છે કે આ માણસ કમલને નામે પૈસા લેવા આવ્યો હતો, એ શિવનાથની જ ચાલબાજી હોવી જોઇએ."

'ના કેમ કહી શકાય? કદાચ તેમ હોય પણ ખરૂં"

"મને તો ચોક્કસ લાગે છે કે એ ચાલબાજી શિશનાથની જ હોવી જોઈએ, કારણ કે તે જ એક જાણે છે કે આપણે શ્રીમંત છીએ."

"એ વાત તો દુનિયા આખી જાણે છે, કમલ ક્યાં એ વાત જાણતી નથી."

આશુબાબુ બોલ્યા, "જો કમલે જ આ દગાબાજી કરી હોય અને તે શિવનાથ ન જાણતો હોય, તો તે એ ગુન્હાની કિંમત બેવડી વધી જાય છે. પતિને ખબર આપ્યા વિના એક સ્ત્રી બીજા પુરૂપ પાસે પૈસા મંગાવે એ અધમતા છે."

અજિત મુંગો રહ્યો. આશુબાબુ વળી બોલ્યો, "પતિને જાણવા પણ ન દેતાં, તેની મરજી વિરૂદ્ધ બીજા કોઈની પાસે પૈસા માંગવા, એ સ્ત્રીઓનો કેવો મોટો દોષ છે! એ દોષ ચલાવી લઇ શકાય એમ નથી"

"તે પૈસા માંગતી ન હતી, માત્ર જામિન થાઓ, એમ ઇચ્છતી હતી."

"તે બધું એકનું એક જ છે." આશુબાબુ બોલ્યા. જરાવાર રહી તેમણે આગળ ચલાવ્યું, "વળી તેને હું તેનો સગો છું. એમ કહીને; બીજાને છેતરવાની પણ શી જરૂર હતી? હુ ખરેખર તેનો કાંઈ સગો થોડો જ છું."

અજિત બોલ્યો, "તે ખરેખર જ તમને પોતાના સગા માનતી હશે. બાકી તેને ખોટું બોલવાની તો ટેવ હોય, એમ લાગતું નથી."

હું પણ તેને જુઠ્ઠુ બોલવાની ટેવ છે એમ તો કહેવા માંગતો જ નથી. અજિત!" આશુબાબુએ કહ્યું, તેઓ સ્વગત બોલ્યા, જો કમલ મને પોતાનો આત્મિય માણસ સમજતી હતી અને તેને કદાચ પૈસાની જરૂર પડી હતી, તો તેણે જાતે આવીને મારી પાસે પૈસા માગી જવા હતા. ત્રીજા જ માણસને હું તેનો સગો છું, એવો પરિચય આપવાની શી જરૂર હતી? આ ઉપરથી તો એમ જ લાગે છે કે તેનામાં દલીલબાજી કરવાની જ શકિત છે, પણ સારાસાર વિચાર શકિત નથી."

આશુબાબુ થોડો સમય ગભીર ચહેરે કાંઈક વિચાર કરી રહ્યા. જરાવાર રહી, વળી તેઓ બોલ્યા: "અજિત! ખરૂં પૂછો તો અક્ષય

વગેરે, સમાજને માટે એક પ્રકારનું ન્યુસન્સ છે. માણસનું ધૈર્ય સીમા વટાવી જાય, એવા તેમના કાર્યો છે. મને લાગે છે, કે કમલને પૈસાની ભારે જરૂર હશે. તમે એમ કરો અજિત! તિજોરી ઉઘાડીને જુઓને, તેમાં જો કાંઈ રોકડ રકમ પડી હોય, તો પાંચસો સાતસો રૂપિયાની યદુની સાથે કમલને મોકલી આપો. હું ધારૂં છું, કે આપણા ડ્રાઇવરે કમલનું ઘર જોયું છે." એટલું કહીને, આશુબાબુએ પોતે જ યદુને બૂમ મારી.

અજિતે વાધો લેતાં કહ્યું; "હવે તો ઘણું મોડું થઇ ગયું છે. મારૂં ધારવું છે, કે આજની રાત તમે થોભી જાઓ, કાલે જે કાંઈ મોકલવું હોય, તે મોકલજો."

આશુબાબુએ અજિતનો પ્રતિવાદ કરતાં કહ્યું, અજિત! જ્યારે મદદ આપવી જ છે, ત્યારે તે જલદી મોકલી આપવી જોઇએ. જો ખાસ જરૂર ન હોત, તો કમલ રાત્રીના સમયે મારી પાસે માણસને મોકલત જ નહિ."

અજિત થોડીવાર મુંગો થઇને ઉભો જ રહ્યો. તે પછી તે બોલ્યો, 'ડ્રાઇવર તેના રૂમ ઉપર નથી અને મનોરમાને લઇને તે પાછો ક્યારે ફરશે, તેનો પણ કાંઈ પત્તો નથી. એટલામાં તો કમલ બીજે કોઇપણ સ્થળેથી પૈસા લઈ આવશે. હવે તેને પૈસા મોકલવા એનો કાંઇ અર્થ જ નથી આશુબાબુ! વળી મને લાગે છે, કે તે તમારી મદદનો સ્વીકાર પણ નહિ કરે."

"એ તો ફક્ત તમારૂં અનુમાન છે, અજિત!"

"હાસ્તો!"

"વિદેશ ખાતે પૈસાની જરૂરીઆત કરતાં બીજી કઈ વસ્તુ ચઢી જાય એમ છે?"

"બીજી કોઇ વસ્તુ ચઢી જવાનો પ્રશ્ન નથી. પૈસાની જરૂરિયાત કરતાં પણ કમલનું આત્મસન્માન વધી જાય છે, એ ચોકખું છે."

આશુબાબુ બોલ્યા: "પણ એ તો તમારા બધા અનુમાનો જ છે ને!"

અજિતે કાંઈ જવાબ આપ્યો નહિ, તે થોડો સમય મૌન ધારણ કરીને ઉભો જ થઈ રહ્યો. તે બોલ્યો: "નહિ, એ માત્ર મારૂં અનુમાનજ નથી, પરંતુ અનુમાનથી પણ કાંઇ વિશેષ છે. એ મારું અનુમાન નથી પરંતુ મારો વિશ્વાસ છે." એટલું બોલીને, ધીમે ધીમે ઓરડો છોડીને ચાલતો થઈ ગયો.

આશુબાબુએ અજિતને બૂમ મારીને બોલાવ્યો નહિ. તેઓ માત્ર વેદના ભરી આંખો વડે, તેની પાછળ જોઇ રહ્યા. કમલને માટે અજિતને એવો વિશ્વાસ હતો, કે તે આશુબાબુની મદદનો હવે અસ્વીકાર કરશે. અજિતની એ ધારણા કમલના જીવન સાથે અસંગત નહોતી, તેમજ અસંભવિત પણ નહોતી. એ વાત આશુબાબુ પણ જાણતા હતા. નિરૂપાયવશતાથી તેઓ આરામખુરસીમાં સુઇ રહ્યા, પરંતુ ગ્લાનિથી તેમનું અંતર પીડાવા લાગ્યું.



**ના**રી કલ્યાણ સમિતિમાંથી પાછા ફર્યાં પછી નીલિમાએ અવિનાશબાબુને કહ્યું, "મૂખૂર્ચેમશાઇ! કમલને હું એક વાર જોવા માગું છું. અને હું એટલા માટે તેને આપણે ત્યાં એકવાર બોલાવવા ઇચ્છું."

અવિનાશ બોલ્યા, "તમે જબરા સાહસિક છો. છોટાગિન્ની! તમને એની સાથે વાતચીત કરવાનો તો પ્રસંગ પડ્યો નથી, તે પહેલાં જ તમે તેને તેડવા તૈયાર થઇ જાઓ છો!"

"કેમ? કમલ કાંઇ વાઘ વરૂ નથી? તેનાથી નહિ તો તમારી આજ્ઞાથી, તેમને પણ અહીં દોડી આવવું પડત. કમલ કાંઇ આપણને ખાઇ જવાની નથી. પણ તમે અક્ષયની વાત તો જાણો છોને? તેને આ વાતની ખબર પડશે, તો તે મને ગામમાં પણ નહિ રહેવા દે. મારે ઘર છોડીને ભાગી જવું પડશે, તેની ખબર છે?"

નીલિમા બોલી, "તમને અક્ષયબાબુની ભલે બીક હોય, મને તેમની બીક નથી."

"તમને ભલે બીક ન હોય હું તેને તેડવા જઈ શકું એમ નથી."

નીલિમા હઠ કરતી બોલી, "તે બને નહિ. તમે નહિ જશો તો હું જાતે જઇને તેને તેડી લાવીશ."

"પણ હું તેને ઘરમાં પેસવા દઇશ નહિ"

નીલિમા બોલી. "તે ચાલશે નહિ ઠાકુરપો! તેને હું મારી સાથે તેડી લાવીશ. હું કાઇ તમારા જેવી બીકણ નથી."

જરાવાર વિચાર કરી નીલિમા બોલી, "મેં તમારા મોઢે સાંભળ્યું છે, કે કમલની નીતિરીતિમા જે દોષો છે, તે શિવનાથબાબુના છે. કમલ તો નિર્દોષ છે. એટલે જ હવે હું તેને બોલાવવાની હિંમત કરી શકું છું. હું કમલને જોવા અને તેની સાથે વાતચીત કરવા ચાહું છું. કમલ જો આપણે ત્યાં આવશે, તો મેજિસ્ટ્રેટ સાહેબની સ્ત્રી માલિની પણ તેને મળવાને અહીં આવનાર છે, સમજ્યા."

અવિનાશ સમજ્યો તો બધું. પરંતુ તે સ્પષ્ટ શબ્દોમાં કમલને બોલાવી લાવવા માટે, અનુમતિ આપી શકયો નહિ. તેમ તેને તદ્દન ના કહી દેવાનું પણ ઠીક લાગ્યું નહિ. ત્રીજે દિવસે સવારે નીલિમાએ હરેન્દ્રને બૂમ મારીને બોલાવ્યો.

હરેન્દ્ર આવ્યો. તેણે પૂછ્યું, "શું છે?"

"તમને એક કામ સોંપવા માંગું છું, ઠાકુરપો! તમે હજી કુંવારા છો અને ક્રાંતિકારી વિચારના છો. તમે ચાલતા આવેલા રીતરિવાજો કેમ તજી દીધા. એવું કહીને તમારો કાન પકડનારી સ્ત્રી તમારે ઘેર નથી. માબાપ તો મરી પરવાર્યાં છે! બોલોઃ હવે તમને તો કોઇ સમાજ સેવાનું કાર્ય કરતાં, સમાજની બીક લાગે એવું નથી ને?"

'બીક તો દરેકને હોવી જ જોઇએ! પરંતુ શું કરવાનું છે, તે તો કહો!"

"હું કમલને એકવાર જોવા માંગુ છું, અને તેની સાથે વાતચિત કરવા માંગુ છું. એટલા માટે આમત્રણ આપવા તમારે મારી સાથે આવવાનું છે. આપણે બંને સાથે જઇને, તેને આમંત્રણ આપી આવીશું. બોલો તો, તેને ત્યાં જવા માટે તમે કયારે આવશો?"

હરેન્દ્ર બોલ્યો, "જ્યારે હુકમ કરશો, ત્યારે હાજર થઇશ, પછી છે કાંઇ! પણ તેને ઘેર બોલાવી લાવવામાં તમારો હેતુ શું છે?" હરેન્દ્રએ બોલતાં બોલતાં જોયું, કે જોડેના બારણાના ઉમરા નજીક, અવિનાશ ખુરસી નાંખીને પડયો હતો. તે આ સઘળી વાતો સાંભળતો હતો, પરંતુ કાંઈ જવાબ આપતો ન હતો.

નીલિમા બોલી, "કમલને બોલાવવામાં મારો હેતું કાંઇ જ નથી. હું આ ઘરની માલિક નથી, કે એમા કાંઈ મારો હેતુ હોય. હું તો અવિનાશબાબુની સાળી છું. અને મારૂં કર્તવ્ય નથી, કે મારે ઘરનો ભાર માથે ઉચકીને ઘરધણી ઉપર શાસન કરવું! મારી ઇચ્છા ફક્ત તેને જમવાને બહાને તેડીને, તેને મળવાની છે. માલિની બહેને પણ કહ્યું છે, કે કમલ અહી આવી છે, એવી ખબર મળતા, તે પણ અહીં આવશે. બીજું કાંઇ નહિ, તો એ બહાને અમારો વખત જશે અને આનંદ થશે."

અવિનાશ છાપુ વાંચતો હતો. તે છાપામાં જ જોઇ રહેતો બોલ્યોઃ "પણ એ કામ કરતા ભારે જોખમ ઉપાડવા જેવું છે હરેન! કાલનો બનાવ બન્યો, તે તમે જોયોને! આશુબાબુ જેવા દયાના સાગરને પણ પૈસા માટે સાફ ના કહી દેવી પડી તે!"

હરેન્દ્રે જવાબ આપ્યો નહિ. કમલે આશુબાબુ પાસે વાત ખાનગી રહે એ રીતે પૈસા મંગાવ્યા હતા. પૈસાની વાત ચર્ચાય અને તે નીલિમા જાણી જાય, એ ભયથી હરેન્દ્રે તે વાત દબાવી દીધી. હરેન્દ્ર બોલ્યો : "એની સાથે વધારે પરિચય પાડવા જેવું નથી, મોટી ભાભી! હા, આપણે એને આપણી સાથે અહી બોલાવી લાવીશુ ખરા તમે ઘરના વડીલ છો, એટલે વાંધો નથી. આશુબાબુના શબ્દોમાં કહીએ, તો કમલ લક્ષ્મીનો અવતાર છે. આ ઘરનો લક્ષ્મી ત્યાગ કરી ગઇ છે, તો ભલે અહી થોડા કલાક ફરી લક્ષ્મીનો વાસ થાય! એ બહાને સારી સારી રસોઇ થશે અને આપણા બચ્ચાં છોકરાઓના પણ મીઠાં મોઢાં થશે."

નીલિમા અભિમાનપૂર્ણ સ્વરે બોલી : "તેમ થાય, તો તો ઘણું જ સારૂં ઠાકુરપો! કે હું પણ મારા ઉપર થતા આક્ષેપોમાંથી સદાને માટે બચી જાઉં!"

અવિનાશ ખુરસી ઉપર ઊઠીને બેઠા થતા બોલ્યા: "તો તો પછી તમારા ઉપરનું કલંક પુરેપુરૂં સાબિત થશે. શિવનાથ કમલને તજી ગયો

છે. એ જાણીને હવે તમે કમલને આપણે ઘેરે બોલાવી લાવશો. તો લોકો તો એમ જ કહેશે કે, તમે અને કમલ બંને સરખા જ છો. કમલની મિત્રાચારી પછી તમારા ઉપરનું કલંક સાબિત કરવા માટે, બીજા કોઇ સાક્ષીની જરૂર જ નહિ રહેશે તમે બંને એક બીજાના મિત્ર તરીકે વર્તશો, એથી તમારી પણ સાથે સાથે અપકીર્તિ થશે.''

અવિનાશબાબુની વાતો યોગ્ય હતી, છતાં આજે તેના ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહિ. હરેન્દ્ર બોલ્યો: હું સાંજે કોલેજમાંથી છૂટીને, ગાડી લઇને, અહીં આવીશ. પછી આપણે જઈશું!''

હરેન્દ્ર ચાલ્યો ગયો. સાંજે ગાડી લઇને આવવાને બદલે તે બીજે દિવસે સવારે જ આવીને ઉભો રહ્યો. તે બોલ્યો : "હવે આપણે કમલને ત્યાં જવાની જરૂર નથી રહી કમલે તમારે ત્યાં આવવાના આમંત્રણનો સ્વીકાર કરી લીધો છે."

નીલિમા એકદમ ઉત્સુક થઇ ગઇ. તે બોલી : તમે તેને મળી આવ્યા ?"

હરેન્દ્ર બોલ્યો : "હુ સાંજે ફરવા ગયો હતો; ત્યારે રસ્તામાં જ મને કમલ મળી ગઇ હતી. મેં તેને પૂછ્યું: "ક્યાં જાઓ છો ?" કમલે કહ્યું. "જરા કામ છે." મેં વાતમાં ને વાતમાં તમારી પણ વાત કરી લીધી. કમલને તમારો પરિચય આપ્યો અને કહ્યું, "મોટી ભાભીએ આજે સાંજે તમને જમવા માટે તેમને ઘેર નિમંત્રણ આપ્યું છે. બીજી પણ બહેનો જમવા માટે આવવાની છે, તમે આવશોને ?" કમલ જરાવાર ચુપ રહી. તે પછી તે બોલી: ''ઠીક આવીશ!" મેં કહ્યું, "મોટી ભાભી મને સાથે લઇને તમને રીતસરનું નિમત્રણ આપવા, તમારે ત્યાં આવવાના હતા ! હવે કાંઇ આવવાની જરૂર નથી ને ?" ''કમલ બોલી: "ના, ના !" મેં પૂછ્યું: ''પણ તમે એકલા આવી શકશો, કે તમને તેડવા માટે કોઇને મોકલવા પડશે ?" કમલે કહ્યું, ''ના, ના ! હું તો એકલી પણ આવી શકીશ. મેં અવિનાશબાબુનું ઘર જોયું છે."

નીલિમા આર્દ્રસ્વરે બોલી: "એમ લાગે છે, કે કમલ ભોળી છે, તેનામાં અહંકારનો છાંટો પણ નથી"

હરેન્દ્ર બોલ્યો : 'મને લાગે છે, કે કમલ મને મળી; ત્યારે તેના માથા ઉપર એક સુંદર ગાલીચો હતો. તે પૈસાની ખેંચમાં હશે અને તેથી તે એ ગાલીચો વેચવા અથવા તો ગીરે મૂકવા જતી હતી. વારૂ, હવે હું જઇશ બૌદિ !"

નીલિમાએ આજે રસોઈની તૈયારી કરવામાં કાંઇપણ કચાશ રાખી નહતી. મનોરમા તેના અંતરથી કમલને ધિક્કારતી હતી. અને તે બોલાવ્યા છતાં આવવાની નથી, એ વાત નીલિમા જાણતી હતી. આથી નિલિમાએ આશુબાબુના ઘરના કોઈપણ માણસને જમવાનું નોતરૂં દીધું જ નહતું. માલિનીને કમલ આવવાની છે, એની ખબર આપી હતી, છતાં તે આજે આવી શકી નહતી.

બરાબર વખતે કમલ આવી પહોંચી. તે કાંઈ ગાડી કે મોટરમાં આવી ન હતી. પરંતુ પગે ચાલતી જ આવી હતી. નીલિમાએ ખુબજ પ્રેમપૂર્વક તેનો સત્કાર કર્યો. અવિનાશ તેની પાસેજ ઉભો જ હતો. કમલને તેણે ઘણા દિવસ થયા જોઇ નહતી. આજે તેને કમલનો ચહેરો અને તેનો પોષાક જોઇ ભારે આશ્ચર્ય થયું. તેની ગરીબીની છાપ તેના મોઢા અને કપડાં ઉપર સ્પષ્ટપણે દેખાઇ રહી હતી. અવિનાશે તેને પૂછ્યું: "કેમ તમે રાત્રી હોવા છતાં એકલા જ આવ્યા કમલ?"

"કારણ તદ્દન સરળ છે, એકલા આવવામાં મને કાંઈ ભય નથી!"

અવિનાશ બોલ્યા: "નહિ, નહિ! એમ શું બોલો છો? રાત્રે તમારે એકલા જવું, ઠીક નથી. છોટગિન્ની! હું ધારૂં છું કે તમારી રસોઈ તૈયાર થઇ ગઇ છે ચાલો! એમને રસોડામાં લંઈ જાઓ અને ભોજન પીરસી દો. મોડું કરવામાં ફાયદો નથી. જલદી જમાડી દેશો, તો તેમને ઘેર જવું સુગમ થઈ પડશે.

એટલામાં હરેન્દ્ર આવી પહોંચ્યો. તેણે કમલને નમસ્કાર કર્યાં તે બોલ્યો: "કમલને કાલે આપેલા સમય પ્રમાણે હું આવી શક્યો નહિ, એટલી ભૂલ થઇ ગઇ ભૌદિ! અક્ષયબાબુ ઘેર આવ્યા હતા, તેની સાથે વાતચીત કરતા જરા મોડું થઈ ગયું." એમ કહીને હરેન્દ્ર મૂકત કંઠે હસવા લાગ્યો.

કમલ રસોડામાં ગઇ તે અંદર મૂકેલી વિપુલ ભોજન સામગ્રી જોઇને આશ્ચર્યથી થંભી જ ગઇ. થોડીવાર રહી તે બોલી : છોટગિન્ની! તમે મારે માટે આ સઘળી રસોઈ બનાવી છે, પણ તે હું ખાઈ શકું એમ નથી. તમે જેને 'હવિષ્યાન્ન" કહો છો ને, તે જ ફક્ત મને તો ખપે છે!"

નીલિમા ફાટી આંખે આશ્ચર્યથી કમલની સામે જોઈ રહી. તે બોલી: "આ ઉંમરે તમે ફક્ત હવિષ્યાન્ન ખાઇને જ રહો છો, એ શું? એવું તે તમને શું દુઃખ આવી પડ્યુ છે?"

કમલ બોલી: દુઃખ કાંઈ નહિ. પણ મને સ્વભાવથી જ માંસમાછલાં વગેરે ગમતું નથી. એ માટે તમે કાંઈ મનમાં ખોટું લગાડતા નહિ, છોટગિન્ની!"

કમલે કહ્યું, કે મનમાં કાંઈ ખોટું લગાડતા નહિ, પરંતુ તેથી નીલિમાનું મન માન્યું નહિ. તે ક્ષુબ્ધ થઇને બોલી: "તમે ના ખાશો, ત્યારે આ બધી ચીજો શું ફેંકી દઈશું, બ્હેન!" કમલ હસીને બોલી: "તમારી વાત ખરી છે, પણ હવે શું કરૂં! શું મારી પ્રતિજ્ઞા કાંઈ મારાથી તોડી શકાય? તેમ થાય તો તો તમારી રસોઈ ફેંકી દેવાને બદલે, મને પોતાનેજ ફેંકી દેવા જેવું થાય! એ કેવી રીતે બને?"

નીલિમા દુઃખપૂર્ણસ્વરે બોલી: "ફક્ત આજનો દિવસ ચાલશે, રોજ ભલેને ન ખાતા. એક દિવસ માટે નિયમ તોડી નાંખો તો તેથી કાંઇ ગેરલાભ થવાનો નથી."

કમલ માથું હલાવતી બોલી: "એતો નથી ઠીક લાગતું બ્હેન!"

કમલ હસતા હસતા એટલાજ શબ્દો બોલી: તેના હૃદય ઉપર જાણે નીલિમાના બોલવાની કશીજ અસર થવા પામી ન હતી, તેની દૃઢતા દીવાલ સરખી અવિચળ રહી હતી હરેન્દ્રે, કમલ અને નીલીમા વચ્ચેની વાતચીત સાળળી. નીલિમા કમલને, તેનો નિયમ આજનો દિવસ ઊંચો મૂકવાને માટે ફરી કાંઈ કહેવા જતી હતી, પરંતુ તેને બોલતી અટકાવીને હરેન્દ્ર બોલ્યો: "થોભો બૌદિ! તમારી ભોજનની વાનીઓ નષ્ટ થવાથી, અમારા ઘરના છોકરાઓને એ બધું ખવડાવી દેજો, એમને વધારે આગ્રહ ન કરો. જે એમને ચાલતું હોય, તેજ એમને પીરસી આપવાની ગોઠવણ કરો!"

નીલિમાએ ગુસ્સામાં આવી જઈને કહ્યું, "વારૂં, વારૂં, અરે, મારી આ બધી રસોઇ બગડે છે, તેની વાત કરવી તો બાજુએ રહી, અને ઢોંગ શુ કરો છો? આ કાઇ ઘાસચારો નથી, કે તમારા ઘરના બકરાઓને લાવીને તે ચરાવી નાંખુ! કોઈ નહિ ખાશે, તો હું સઘળું રસ્તામાં ફેંકી દઇશ. ત્યારે ભલે તમારા બકરાઓને બારણે લાવીને ચરવા ઉભા રાખજો"

હરેન્દ્ર બોલ્યો: 'કેમ બૌદિ! અમારા ઘરના છોકરાઓ ઉપર તમને કાંઇ આટના બધો પ્રેમ ઉભરાઇ જાય છે!"

નીલિમા બોલી: "એ તમારા છોકરાઓને લીધે જ તો તમે હેરાન થઈ રહ્યા છો. બાપ પૈસો મુકી ગયો છે અને જાતની પણ ખુબ કમાણી છે. છતાં પરણવાનું હજી ઠેકાણું નથી, જાતે કુંવારા કાર્તિક સ્વામી! અને સેવામાં જ્યારે જોઇએ, ત્યારે છોકરાઓની પણ સેના તૈયાર! એ તમારા બકરાઓને હું એક રોટલીનો ટુકડો આપવાની નથી. પાક નકામો જાય, તેની મને પરવા નથી."

કમલ આ બધું સાભળી રહી, તેને આ આખી વાતમાં જરાય સમજ પડી નહિ. હરેન્દ્ર બૌદિના આ સખ્ત શબ્દોથી શરમાઇ ગયો. તે બોલ્યો: "બૌદિને ઘણા દિવસથી મારા ઉપર ભારે રીસ આવી હતી, તે આજે ખાલી કરી નાંખી. ચાલો હવે તો શાંતિ વળીને?" એટલું

કહીને તે કમલ તરફ વળ્યો. કમલ તરફ જોઇને હરેન્દ્ર બોલ્યો:" તમે અમારી જીભાજોડીમાં નહિ સમજ્યા હશો, ખરું ને? વાત એમ છે, કે જેમના માબાપ મરણ પામ્યા છે, એવા થોડાક છોકરાઓ મારે ત્યાં આવીને રહ્યા છે. તેમના ઉપર આ બૌદિનો કટાક્ષ છે, સમજ્યા!"

કમલ અત્યંત વિસ્મય થતી બોલી: "એમ કે? મેં તો આટલા દિવસમાં આ વાત આજે જ જાણી છે."

"એમાં જાણવા જેવું કાંઇ જ નથી. નિરાશ્રિત પણ નીતિમાન, એવા છાત્રોને હું મારે ઘેર આશ્રય આપીને રાખું છું. એવા વિદ્યાર્થીઓ પર મારો ભારે પ્રેમ હોય છે."

નીલિમા ક્ષુબ્ધ થઈને બોલી: "એમને ત્યાં બકરાઓનું લશ્કર છે, તેઓ ભણી ગણીને દેશનો ઉદ્ધાર કરી નાંખવાના છે. આ તેમના બ્રહ્મચારી ગુરુદેવ છે, જુઓ તો ખરા! એ વિદ્યાર્થીઓ પણ ગુરુદેવની માફક કુંવારા રહી, વીર બની, દિગ્વિજય કરવાને છે, દિગ્વિજય, સમજ્યા!"

"કમલ! તમે એકવાર અમારે ત્યાં આવો અને અને અમારા છાત્રોને જુઓ. તેમને જોઇને તમે જરૂર ખુશી થઈ જશો!"

"હું તેમને મળવાને માટે ઘણીજ આતુર છું. તમે લઈ જશો, તો હું કાલેજ તમારે ત્યાં આવીશ."

હરેન્દ્ર બોલ્યો: "કાલેજ નહિ! વળી કોઇ એક દિવસ જોઈશું. અમારા આશ્રમના સંચાલક સતીશબાબુ કાશી ગયા છે, તેઓ પાછા આવશે; તે પછી તેમને લઇ જઇશ. હુ ખાત્રીથી કહું છું, કે અમારો એ આશ્રમ જોઇને તમે જરૂર આનંદ પામશો."

અવિનાશબાબુ એટલામાં ત્યાં આવી પહોંચ્યા. આ ચર્ચા સાંભળીને તે વિસ્ફારિત નેત્રે બોલ્યા: "એને આશ્રમ કોણ કહે છે? થોડા બૈરાં વગરના મરદો ભેગા થયા, એટલે આશ્રમ બની ગયા? એમા કેટલા દંભીઓ ઘુસી ગયા છે, તે હું જાણું છું, હં કે હરેન!"

નીલિમાએ ગુસ્સાથી કહ્યું, "આ તો તમારી ભૂલ છે મૂખૂર્યેમશાઈ! ઠાકુરપો, તમારી પાસે આશ્રમવાસીઓને બિચારાને દંભી કહો છો, એ એમને ગાળ દીધેલી કહેવાય! પોતાના ખરચેજ તેઓ જીંદગી પુરી કરે છે, પછી તમે તેમને દંભી કહી શકો નહિ."

હરેન્દ્ર હસતો હસતો બોલ્યોઃ 'બૌદિ! તમે પોતેજ પહેલાં અમારા છાત્રોને બકરાઓ કહ્યા ને, ત્યારે હવે તેનોજ પ્રતિધ્વનિ કરીને અવિનાશબાબુ તેમને ઠગારા કહે છે! બસ એટલુંજ ઇનામ? હજી વધુ કાંઈ કહેવું નથી?"

નીલિમા બોલી: "મારાથી ગુસ્સામાંજ તમારા આશ્રમવાસીઓને બકરા કહેવાઇ ગયા હોશે. પણ બકરા કહેવામાં કાંઈ શરમ નથી! બકરા કહેવામાં કાંઇ આક્ષેપ થોડોજ થાય છે? પણ ઠગારા કહેવાથી તો તેમના ઉપર ચોક્કસ આક્ષેપ લાગુ પડે છે."

કમલે પુછ્યુંઃ "તમારા આ બધા છાત્રો સ્કૂલ કોલેજમાં ભણે છે કે?"

હરેન્દ્ર બોલ્યોઃ હા! જાહેર રીતે ભણે છે."

અવિનાશ બોલ્યાઃ "અને તેઓ ખાનગીમાં પ્રાણાયામ કરે છે! અને "રેચક કુંભ" સંબંધી ચર્ચાઓ ચલાવે છે, એ જ તેમનો ખરો ધંધો છે."

આ સાંભળી બધા હસી પડયા. નીલિમા બોલી: "કમલ! મૂખૂર્યેમશાયના આજના શબ્દો સાંભળી એમ નહિ ધારશો, કે તેઓ કૃપણ છે. વચ્ચે વચ્ચે તેમને પણ અનેકને પાળવા પડે છે. જુઓને, આજે વરસો થયાં, તેઓ મને પણ પાળી રહ્યા જ છે ને?" એમ બોલીને તે હસવા લાગી.

એટલામાં રસોઇયાએ આવીને ખબર આપી કે, "કમલને માટે જુદી રસોઇ તૈયાર થઈ ગઈ છે." તરત જ ચર્ચા બંધ પડી ગઇ અને બધા જમવા ઊઠયા.

કમલ બોલી: "આજના ભારતવર્ષનો આદર્શ, એ પ્રાચીન ભારતનો છેલ્લામાં છેલ્લો આદર્શ છે. એમ આપણે કેવી રીતે સાબિત કરી શકીશું હરેન્દ્ર?"

અવિનાશ હજી સુધી કાંઇ બોલ્યો ન હતો. તે પોતાનો ગુસ્સો દબાવીને હવે બોલ્યો: "ના, ના, ભારતનો આદર્શ એ કાંઈ જગતનો છેલ્લો આદર્શ ભલે ન હોય, પણ એ અમારા પૂર્વજોનો આદર્શ છે. કે જે આદર્શને ભારતવાસીઓએ સદા સર્વદા આંખ સામે રાખવાનો છે અને તેમણે એજ આદર્શને પંથે ચાલવાનું છે. હરેન્દ્રના આશ્રમનો જીવન ક્રમ હું જાણું છું. કિંતુ તેમણે પ્રાચીન અને અર્વાચીન આદર્શોનો ખીચડો કર્યો છે. તેમણે જો પ્રાચીન આદર્શનું જ લક્ષ ગ્રહણ કર્યું હોત તો તો હું પણ એ આશ્રમને આશિર્વાદ આપત."

કમલ થોડી ક્ષણો માટે તેમના મોઢા સામે જોઈ રહી. પછી બોલી: "મને તો એ આપણી ભારતવાસીઓની મોટી ભૂલ લાગે છે, કે ભારતવાસીઓને પોતાના જ આદર્શો સિવાય આ જગતમાં બીજું કાંઇ દેખાતું જ નથી. વળી ત્યાં જાતો પણ અનેક છે, તેઓ બધા આ આદર્શોને સ્વીકારી લેશે?"

અવિનાશ સક્રોધ બોલ્યો: 'ચુલામાં જાય ન સ્વીકારે તો હું કહું છું, કે અમારી આગળ તમારૂં આ કથન નકામું છે. અમે માનીએ છીએ કે અમે અમારો પોતાનો આદર્શ સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ અને તેથી અમને સંતોષ છે."

કમલ ધીરે ધીરે બોલી: "આપને અત્યંત ક્રોધ આવ્યો છે. અને તેથી આપ આવું બોલતા હો, એમ મને લાગે છે, નહિ તો તમે આ બધું સમજી કે જાણી ન શકો, એ તો બને જ નહિ." જરાવાર રહી કમલ બોલી: "પુરૂષો સમજે છે, તો બધું જ પણ તેમાંથી પોતાને ફાવતું હોય, તેટલું જ આચરણમાં મૂકે છે. તે દિવસે અજિતબાબુની આગળ એવો જ પ્રસંગ ઉપસ્થિત થયો હતો. ભારતની પ્રાચીન વિશેષતા અને તેની સ્વતંત્રતાનો નાશ થવાની વાત કરતા કરતા તેમના મોઢા

ભોજનકાર્ય પુરૂં કરીને, બધા પાછા બહાર આવીને દીવાનખાનામાં બેઠા. કમલે વાતચીતમાં પ્રથમની વાત પાછી શરૂ કરી. "હરેન્દ્ર! તમારા આશ્રમના છોકરાઓ કોલેજનો અભ્યાસ કરી રહે અને રેચકકુંભની ચર્ચા કરવાનું ન હોય, ત્યારે શું કરે છે?"

હરેન્દ્ર બોલ્યો: "અમારા આશ્રમમાં ભવિષ્યમાં છાત્રોને સારા નાગરિક બનવાનું છે, એ વાત પણ દૃષ્ટિ બહાર રાખવામાં આવતી નથી. પણ આજે કાંઇ નહિ, જે દિવસે તમે આશ્રમ જોવા પધારશો, તે દિવસે તમને ત્યાંની બધી વિગતો સારી રીતે સમજાવવામાં આવશે."

હરેન્દ્ર કમલને વાતચીતમાં ખુબ સન્માન આપતો હતો તે જોઇને અવિનાશબાબુના અંતરમાં સખત સંતાપ થયો. પરંતુ તેઓ કાંઈ બોલ્યા નહિ. માત્ર ચુપકીદી રાખીને બેસી જ રહ્યા.

નીલિમા બોલી: "આજે જ તમને એમને લઇ જવામાં શું વાંધો છે ઠાકુરપો? તમારી શિક્ષણપદ્ધતિ જોવાની કમલને જરૂર નથી. તમે પુરાતન ભારતનાં આદર્શો સચવાઈ રહે, એવું શિક્ષણ આપો છો, એ વાત બહાર જણાવી દેવામાં કાંઈ દોષ થોડો છે? તમે મને પણ એક દિવસ આ વાત તો કહી હતી."

હરેન્દ્રે કહ્યું, 'મને તે દિવસે કમલે આપણા આદર્શો પ્રતિ કરેલા કટાક્ષોનું સ્મરણ થાય છે. મને લાગે છે, કે તેમને અમારા આશ્રમ તરફ સહાનુભૂતિ નહિ જ હોય!"

કમલ બોલી: 'તમારૂં કામ જોયું નથી તે સારૂં છે કે માઠું, તે જાણ્યું નથી; તે પહેલાં શું કહી શકાય પણ સાચા નાગરિક તૈયાર કરવા માટે, તેમના મનમાં પ્રાચીન આદર્શો ભરવાની જ જરૂર છે, એવું કાંઇ નથી હરેન્દ્રબાબુ!"

હરેન્દ્ર બોલ્યો: "શું ભારતીય આદર્શની સાચા નાગરિક થવા માટે જરૂર નથી?"

કમલ બોલી: "આજના ભારતવર્ષનો આદર્શ, એ પ્રાચીન ભારતનો છેલ્લામાં છેલ્લો આદર્શ છે. એમ આપણે કેવી રીતે સાબિત કરી શકશું હરેન્દ્ર?"

અવિનાશ હજી સુધી કાંઇ બોલ્યો ન હતો. તે પોતાનો ગુસ્સો ડબાવીને હવે બોલ્યો: "ના, ના, ભારતનો આદર્શ એ કાંઈ જગતનો છેલ્લો આદર્શ ભલે ન હોય. પણ એ અમારા પૂર્વજોનો આદર્શ છે. કે જે આદર્શને ભારતવાસીઓએ સદા સર્વદા આંખ સામે રાખવાનો છે અને તેમણે એજ આદર્શને પંથે ચાલવાનું છે. હરેન્દ્રના આશ્રમનો જીવન કેમ હું જાણું છું. કિંતુ તેમણે પ્રાચીન અને અર્વાચીન આદર્શોનો ખીચડો કર્યો છે. તેમણે જો પ્રાચીન આદર્શનું જ લક્ષ ગ્રહણ કર્યું હોત તો તો હું પણ એ આશ્રમને આશિર્વાદ આપત."

કમલ થોડી ક્ષણો માટે તેમના મોઢા સામે જોઈ રહી. પછી બોલી: "મને તો એ આપણી ભારતવાસીઓની મોટી ભૂલ લાગે છે, કે ભારતવાસીઓને પોતાના જ આદર્શો સિવાય આ જગતમાં બીજું કાંઇ દેખાતું જ નથી. વળી ત્યાં જાતો પણ અનેક છે, તેઓ બધા આ આદર્શોને સ્વીકારી લેશે?"

અવિનાશ સક્રોધ બોલ્યો: 'ચુલામાં જાય ન સ્વીકારે તો હું કહું છું, કે અમારી આગળ તમારૂં આ કથન નકામું છે. અમે માનીએ છીએ કે અમે અમારો પોતાનો આદર્શ સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ અને તેથી અમને સંતોષ છે."

કમલ ધીરે ધીરે બોલી: "આપને અત્યંત ક્રોધ આવ્યો છે. અને તેથી આપ આવું બોલતા હો, એમ મને લાગે છે, નહિ તો તમે આ બધું સમજી કે જાણી ન શકો, એ તો બને જ નહિ." જરાવાર રહી કમલ બોલી: "પુરૂષો સમજે છે, તો બધું જ પણ તેમાંથી પોતાને ફાવતું હોય, તેટલું જ આચરણમાં મૂકે છે. તે દિવસે અજિતબાબુની આગળ એવો જ પ્રસંગ ઉપસ્થિત થયો હતો. ભારતની પ્રાચીન વિશેષતા અને તેની સ્વતંત્રતાનો નાશ થવાની વાત કરતા કરતા તેમના મોઢા

ઉપર ભારે દુઃખ વ્યાપી ગયું હતું. એક દિવસ તેઓ પહેલી પંક્તિના સ્વદેશી હતા. આજે પણ તેઓ મનમાં તો છે તેના તે જ છે. પણ તેમનો બહારનો દેખાવ બદલાઈ ગયો છે."

એમ કહી કમલે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. અવિનાશ ચર્ચાનો જવાબ આપી રહ્યા હતા, પરંતુ કમલ તેમની સામે જોયા વિના જ, આગળ બોલવા લાગી: "હું કહું છું, કે ભારતની આજે જે સ્થિતિ ભાગ્યવશતાથી થઇ શકે છે, તેમાં દુઃખ પામવાની શી જરૂર છે? એક માણસ એક દેશમાં જન્મ્યો, માટે તેણે શું એ દેશના આચાર વિચારો અને રીતરિવાજોને મરતા સુધી બાઝીજ રહેવું જોઇએ? જે દેશની વિશેષતાનો આજે નાશ થઈ ગયો છે, તે વિશેષતા ઉપર હવે માયા શા માટે જોઇએ? આખા જગતના માણસો એક જ આદર્શ એક જ વિચાર, અને એક જ રીતરિવાજને અનુસરતું જીવન જીવવા માંડે, તો તેમાં આપણે શા માટે આપણો આદર્શ હણાઈ ગયો એમ માનીને શરમાવું જોઈએ? તેમ થાય, તો એટલો જ એક ભય રહેને, કે પછી ભારતીય આદર્શ તરીકે બોલવા બતાવવાનું કાંઇ બાકી ન રહે! પણ ભલે ભારતીય આદર્શના અનુયાયી તરીકે, આપણી ઓળખાણ આપવાનું ન રહે, પણ જગતના એક મનુષ્ય તરીકે તો આપણને ઓળખાવતા કોઇ અટકાવી શકવાનું નથી જ ને? શું મનુષ્ય તરીકે ઓળખાવામાં કાંઇ ઓછું ગૌરવ છે?"

અવિનાશ કમલને આપવાનો જવાબ શોધવા લાગ્યા, પણ તેને યથાસ્થિત ઉત્તર જડયો નહિ. અવિનાશ બોલ્યો: "કમલ! તમે જે બોલો છો, તેનો અર્થ તો તમે પણ સમજી શકતા હો, એમ લાગતું નથી. તમે કહો છો, એ તો માણસનો સર્વનાશ કરવાનો માર્ગ છે."

"મારો માર્ગ માણસનો સર્વનાશ કરે એવો નથી, પણ તે અંધશ્રદ્ધાળુઓના અંધ અહંકારનો સર્વનાશ કરે છે ખરો."

"આ બધા પાઠો તમે શિવનાથ પાસે જ શીખ્યા છોને?"

"તેઓ પણ આમ બોલતા હતા ખરા પણ મારા પોતાના પણ આ જ વિચારો છે."

આ સાંભળીને અવિનાશબાબુ જાણે આત્મવિસ્મૃત થઇ ગયા. તેમના મુખ પર શ્યામતા છવાઇ ગઇ. તેઓ બોલ્યા: "મને તો લાગે છે, કે શિવનાથના વિચારો તમે ગોખી કાઢ્યા છે."

અવિનાશબાબુના આ કટાક્ષભર્યા સવાલનો કમલે કાંઈ જવાબ આપ્યો નહિ. પરંતુ નીલિમા બોલી: "મૂખ્ખુયેમશાય! તમારી વાણી સખત છે. માસ્તરગિરિ કરી કરીને તમે આ વાત શીખ્યા લાગો છો. જુઓ સખ્ત શબ્દો બોલીને ધમકી આપીને, તમે કોલેજના છોકરાઓના મોઢાં બંધ કરી દો છો, પરંતુ તેથી કાંઇ તેમના અંતરની શંકાઓનું સમાધાન થઇ જતું નથી. પ્રશ્નનો જવાબ ન આપી શકો, એમાં શરમ નથી. પરંતુ સભ્યતાનું ઉલ્લંઘન કરવું, એમાં લજ્જા છે. વારું, પણ હવે ઠાકુરપો! કોઇને ગાડી લેવા મોકલો તો કમલને એમને ઘેર પહોંચાડી દેવા જોઈએ ને તમે બ્રહ્મચારી છો તમે એમની સાથે હશો, એટલે પછી બીજી કાંઇ બીક રાખવાની તો જરૂર જ નથી." એટલું કહી તે અવિનાશ તરફ કટાક્ષ કરતી બોલી: "મૂખ્ખુયેમશાયનો ચહેરો આ બધી ચર્ચાથી આનંદથી ખીલી ઉઠે છે. એટલે હવે આપણે આ ચર્ચા બંધ કરી દેવામાં જ લાભ છે."

અવિનાશ બોલ્યો: "ના, ના, કમલની વાતથી મને કાંઇ ખોટું લાગતું નથી. તમે સાથે બેસીને ભલે વાતો કરો હું સૂઇ જાઉં છું." એમ કહીને અવિનાશબાબુ ત્યાંથી ઉઠી ગયા.

ચાકર ગાડી લેવાને ગયો, હરેન્દ્ર કમલને ઉદ્દેશીને બોલ્યો: 'એકવાર તમે અમારા આશ્રમમાં જરૂર આવજો હોં તેડવા મોકલીશું, તે દિવસે ના કહેશો, તે ચાલશે નહિ."

કમલ સહાસ્ય બોલી: "બ્રહ્મચારીઓના આશ્રમમાં મારૂં શું કામ હરેનબાબુ? હુ ન આવું તો નહિ ચાલે?"

"ના, તે ચાલશે નહિ. બ્રહ્મચારી કહેવાથી અમે કાંઇ ભયાનક પ્રાણીઓ થઇ જતા નથી. અમે કેવળ સાદા સીધા માણસો છીએ.

અમે ભગવા પણ પહેરતા નથી, અને જટા પણ વધારાતા નથી. અમે સામાન્ય લોકસમાજમાં રહીને તેમનામાં જ ભળી જઈને, અમારું કાર્ય આગળ ચલાવીએ છીએ.''

''તો તો સારું ન કહેવાય હરેન! તમે સાધારણ માણસોથી ન પાળી શકાય, એવું અસાધારણ જીવન ગાળો છો, તો પછી સાધારણ વ્યક્તિઓમા તમારા જેવા અસાધારણ પુરુષો છુપાઇ જવાની ચેષ્ટા કરે એતો એકરીતનો દંભ છે. મને લાગે છે કે, અવનાશબાબુએ તમને દંભી કહ્યા છે, તેનું આજ કારણ છે. એના કરનાં તો કમે જટાવલ્કલ ધારણ કરો અને ભગવા પહેરો, એજ સારું છે. એટલે તમે સાધારણ જનસમાજથી ઝપાટાબંધ ઓળખાઇ પણ આવો અને તમારાથી કોઇને છેતરાવાનો પણ ભય ન રહે.''

હરેન્દ્ર બોલ્યો: ''તમારી સાથે દલીલ કરવાને વખત જોઈએ, તે મારી પાસે નથી. એટલે મારે તમારી વાત કબૂલ રાખવી જ ઘટે છે, પરંતુ સામાન્ય રીતે તો તમે અમારા આ કાર્ય માનની દૃષ્ટિએ જુઓ છો ને? અમારો આદર્શ કેવો ભવ્ય છે, તે તો તમે પણ કબુલ કરશો?''

કમલ બોલી: 'હું હમણાં કાંઈ કહી શકતી નથી હરેનબાબુ! બધા સંયમોની માફક જ ''મૌન'' સંયમ, એ પણ સાચી વસ્તુ છે. પરંતુ તે ગૌણ સત્ય છે. એ ગૌણ સત્યને જો ખેંચીતાણીને જીવનનું મુખ્ય સત્ય બનાવી દઈએ, તો તે પણ એક પ્રકારનો અસંયમ જ થાય છે. આત્મનિગ્રહના ઉગ્રદંભથી આધ્યાત્મિકતા ક્ષીણ થઈ જાય છે. વારું હું તમારા આશ્રમમાં આવીશ. પછી કાંઈ છે?''

''આવવું જ પડશે. ના કહેશો તો અમે તમને છોડવાના નથી. પણ એકવાત તમને કહી રાખીએ છીએ. અમારા આશ્રમમાં તે આશ્રમ જેવી એક સંસ્થા છે, એવો આડંબર છે જ નહિ.'' નીલિમાને બતાવીને હરેન્દ્ર બોલ્યો: 'અમારો આદર્શ એમના જેવો છે. અમને બધા એમ

સમજે છે, કે જાણે એક ધર્મશાળામાં રહેલા અમે બધા પ્રવાસીઓ છીએ. નીલિમાને પણ બહારથી જોનારને એમ જ લાગે, કે ઓહોહો આ બાઇ કેટલા વિલાસ વૈભવમાં રહેતી હશે, પણ એમના હૈયામાં વૈધવ્યની તો ભયાનક ભઠ્ઠી ધીખી રહેલી છે. અમારો આશ્રમ પણ એવો જ છે."

કમલ મૌન થઇ ગઈ. હરેન્દ્ર બોલ્યો : 'તમે ભારતીય આદર્શ તરફ શ્રદ્ધા અને પ્રેમ ધરાવતા નથી. તમને ભારતનો આદર્શ મોહ પમાડી શકતો નથી, પણ કહો વારૂં, સ્રીત્વનો જેવો મહિમા ભારત વર્ષમાં છે, તેવો અપૂર્વ મહિમા અને અપૂર્વ આદર્શ ભારતવર્ષ સિવાય બીજાં કયા દેશમાં છે? આજ ઘરમાં જુઓ : નીલિમા ઘરમાં ગૃહિણી છે, માતૃહિણુ બાળકોના લાલનપાલનમાં તે માતા સમાન છે અને ઘરની સઘળી જવાબદારી અને કારભાર તેમના હાથમાં છે. ઘર વ્યવહારમાં તેમના ઉપર કાંઇ અંકુશ નથી. કહો વારૂં, વિધવાનું આટલું સન્માન કયા દેશમાં, કઈ જાતિમાં થાય છે?"

કમલના મોઢા ઉપર મંદ હાસ્ય તરવરી રહ્યું, તે બોલી : "એમાં નવાઈ શું છે હરેન્દ્રબાબુ! બીજાને ઘેર વિધવા નારી જઇને ગૃહિણી બને, અને ત્યાંના માતૃહીણા બાળકો માટે માતા બને, એવો બનાવ જગતમાં બીજે કોઈપણ સ્થળે બનતો નથી. બીજી જગાએ એવું નથી બનતું, એટલે આ બનાવ, તમને ચમત્કારિક લાગે છે, પરંતુ તેમાં આનંદ પામવા જેવું શું છે વારૂં?"

આ સાંભળીને હરેન્દ્ર સ્તબ્ધ બની ગયો. નીલિમા આશ્ચર્યભરી બંને આંખોએ કમલ તરફ જોઇ રહી કમલ નીલિમા તરફ જોઇ રહેતાં બોલી : "વાકયની છટા અને વિશેષણો આપવામાં ચતુરાઈ એ બે વડે લોકો ભલે કોઈને ગૌરવ આપે, પરંતુ ગૃહિણીપણાનો આવો ખોટો અભિનય, સાચું માન આપનારો તો નથી જ. એવા મિથ્યા ગૌરવનો

ત્યાગ કરવો, એમાં જ ડહાપણ છે."

હરેન્દ્ર ગંભીર વેદના ભોગવતો હોય, તેમ બોલ્યો : 'તમારો ઉપદેશ એવો ભયંકર છે, કે તેથી તો આ એક વ્યવસ્થિત ઘર, રખડતું મૂકીને નીલિમાને ચાલ્યા જ જવું પડે, કમલ! તમારી પાસે આવા ઉપદેશની આશા તો કોઇએ પણ નહિ જ રાખી હોય!"

કમલ બોલી : "આ સંસાર એમનો પોતાનો નથી, તેથી જ એવા વચનો બોલતા હું અચકાતી નથી, એ આપણી કમનસીબી છે, કે સ્ત્રીઓનો ધણી મરી જાય છે, કે તેના પરિણામે તે હતભાગી સ્ત્રીને બીજા પુરૂષોની ગુલામી જ કરવી પડે છે. અને એવી ગુલામીના પાછા મ્હોફાટ વખાણો કરવામાં આવે છે! કેમ જાણે નારી દેહની સાર્થકતા પુરૂષોની ગુલામીમાંજ ન સમાઇ જતી હોય! મને અમારા ચહાના બગીચાના હરિશબાબુની વાત યાદ આવી જાય છે. તેની સોળ વર્ષની બેનનો સ્વામી મરણ પામ્યો હતો. એટલે તેને લાવીને હરિશબાબુએ પોતાને ઘેર રાખી હતી, અને તેને પોતાના છોકરા સંભાળવાનું કામ સોંપી દીધું હતું. હરિશબાબુ બધાને કહેતા, કે લક્ષ્મી મારી બ્હેન થાય છે. હજી તેની ઉમર પણ નાની છે. સાસરામાં તે એકલી છે, માટે મેં તેને મારે ત્યાં આણીને રાખી છે." સમાજે હરિશબાબુની બહેનના રક્ષણ માટેની આ ઉદારતા પર ફૂલો વેર્યાં અને બધા કહેવા લાગ્યા, કે લક્ષ્મી દુર્ભાગી છતાં નસીબવાન ખરી, કે ભાઇની છાયા તળે તેને ઠરવાનું મળ્યું! પણ બધાના બદલામાં લક્ષ્મીને મળી ઘરની ગુલામી અને આકરો સંયમ! બિચારી તે મનમાંતો આ સમાજ વ્યવસ્થાને ગાળો જ આપે અને તેને દગાબાજી જ સમજે. કે બીજુ કાંઇ! બધા લોકો લક્ષ્મીના નસીબના ગીતો ગાવા લાગ્યા. પણ એકવાર બિચારી નસીબ જોગે તે ફસાઇ પડી. ત્યારે તેનો પ્રતિકાર કરવા, તેની મદદે કોઇએ ગયું નહિ! આ છે આપણી સ્ત્રીઓ પ્રતિની સન્માન દૃષ્ટિ!"

હરેન્દ્ર બોલ્યો : "પછી આગળ શું થયું!"

"તે જાણવામાં આવ્યું નહિ હરેન્દ્રબાબુ! કારણ કે હું એ ભાગ્યવાન લક્ષ્મીની આ ભાગ્યલીલા પુરી જોવાનું ભાગ્ય ધરાવતી ન હતી. તેનું પરિણામ આવે, તે પહેલાં જ હું અહીં ચાલી આવી. પણ ચાલો, હવે ગાડી આવી પહોંચી. નમસ્કાર!" એમ કહીને કમલ ઉઠીને ઉભી થઇ.

નીલિમા નિઃશબ્દ બની ગઇ. તેણે પણ ઉભા થઈને નમસ્કાર કર્યા. નીલિમા કાંઈ પણ બોલી નહિ. માત્ર અંગાર ઝરતી આંખો વડે, કમલ તરફ જોઈ રહી હતી.



હરેન્દ્ર તે દિવસે અવિનાશબાબુને ત્યાં પહેલવહેલો જ પોતાને ઘરને માટે, કમલ સાથેની વાતચીતમાં આશ્રમ શબ્દ વાપર્યો હતો. તે સાભળીને અવિનાશે તેની ઠઠ્ઠા કરી હતી, તેમાં કાંઈ ખોટું પણ નહોતું. કેટલાક દરિદ્રી છાત્રો હરેન્દ્ર ત્યા રહેતા હતા અને માફીમાં શાળા કોલેજોમાં ભણતા હતા, એ વાત લોકો જાણતા હતા પણ તેથી પોતાના નિવાસ્થાનને આશ્રમ જેવું ગૌરવભર્યું નામ મળે, એવી હરેન્દ્રની ઈચ્છા ન હતી. હરેન્દ્રે તો માત્ર સહજ ભાવથી જ પોતાના નિવાસસ્થાને માટે આશ્રમ શબ્દ વાપરી નાંખ્યો હતો. પણ એ સહજ ભાવે ઉચ્ચારાએલો શબ્દ, આખરે ખરો જ પડ્યો હતો.

દાતાના અંતરમાં એકવાર દાનવૃત્તિનો ઉભરો આવે છે, તે તેનું ધાર્યું કર્યા પછી જ શાંત થાય છે. વૃક્ષનું મૂળ જમીનમાનો જ્યારે સઘળો રસ ચુસી લે છે, ત્યારે જ તે ઝાડ પૂર્ણ વિકાસને પામે છે. એ જ વસ્તુ હરેન્દ્રના આ આશ્રમના સંબંધમાં પણ બની હતી.

હરેન્દ્રને ભાઈબ્હેન કાંઇ હતું નહિ પિતા સારો ધનસંચય કરી ગયા હતા. તેમના મરણ પછી માત્ર તેની માતા સિવાય બીજું કોઇ તેનું સ્નેહીસગું આ જગતમા રહ્યું નહોતું. હરેન્દ્ર જ્યારે અભ્યાસ કરતો હતો, ત્યારે જ તેની માતા પણ સ્વર્ગવાસી થઇ હતી. એટલે હવે તેના વાલીવારસ કે વડીલ તરીકે, તેનો વિવાહ કરવા માટે ખટપટ કરે, એવું કોઇ રહ્યું ન હતું. હરેન્દ્ર પોતે તો એમ જ માનતો હતો, કે લગ્ન સંબંધ બાંધવો, એ હાથે કરીને પગમાં બેડી પહેરી લેવા જેવું હતું. આવી પરિસ્થિતિને લીધે ભણતર પુરૂં કરીને હરેન્દ્ર તરત જ સ્વદેશ જતો રહ્યો

હતો. તેણે સાધુસંતોની સેવા સમાગમમાં જ પોતાના આટલા વરસો પુરા કર્યા હતા. તેના નામ ઉપર બેંકમાં મોટી રકમ જમા હતી. આ રકમના વ્યાજમાંથી તેણે એક "દુકાળ સંકટ નિવારણ સમિતિ"ની સ્થાપના કરી હતી એ પ્રસંગે અરણ્યમાં સકટમાં આવી પડેલાની સેવા કરતા, તેને આચાર્યદેવની મંડળીનો ભેટો થયો હતો. સેવાસંઘના કાર્યકર્તાઓ પણ હરેન્દ્રને મળી ગયા હતા અને એ બંને સંસ્થાઓને હરેન્દ્રએ સારી સહાયતા આપી હતી. હરેન્દ્રનું નામ દાતા તરીકે જાહેર થતાં જ, જાહેર સંસ્થાઓનો દાન મેળવવાને માટે, તેને ત્યાં દરોડો પડયો હતો. આમ દાન આપવામાં તેની વ્યાજની રકમ ખલાસ થઇ ગઇ હતી. હવે થાપણ તોડયા વિના, દાન આપી શકાય એમ તો હતું જ નહિ, આ સ્થિતિમાં એક દિવસ તેને અવિનાશબાબુનો ભેટો થઇ ગયો હતો. એ જ વખતે તેને પહેલવહેલી ખબર પડી હતી, કે અવિનાશ તેનો ઘણો દૂરનો સગો થતો. અવિનાશની કોલેજમાં, એ વખતે પ્રોફેસરની એક જગા ખાલી હતી, એ જગા ઉપર હરેન્દ્રને રાખવા માટે પ્રયત્ન કરવાનું ઠરાવીને, અવિનાશ તેને આગ્રા ખાતે લઈ આવ્યો હતો. અહીં સસ્તા ભાડામાં મળી જાય એવા, પ્રાચીનકાળના જુના મોટા મકાનો ઘણાં હતાં તેવું એક મકાન હરેન્દ્રએ ભાડે લઈ લીધું હતું, એ જ તેનું આશ્રમ હતું.

હરેન્દ્ર પહેલવહેલો આગ્રા આવ્યો, ત્યારે અવિનાશને ત્યાં ઉતર્યો હતો. તે જ દિવસે તેનો અને નીલિમાનો પહેલવહેલો પરિચય થયો હતો. અહીં એક દિવસ નીલિમાએ વાતમાં ને વાતમાં હરેન્દ્રને કહ્યું: "ઠાકુરપો ! તમને કાંઇ પણ ચીજ જોઇતી હોય, તો મોઢેથી માગી લેજો હોં. શરમાશો નહિ. હું કાંઈ આ ઘરની સ્વામીની નથી, મારા ઉપર તો ઘર સ્વામીનીનો ભાર આવી પડયો છે. તમારા ભાઈ એકવાર કહેતા હતા, કે હરેન્દ્રને કાંઇ ઓછું આવવા દેશો નહિ, નહિ તો એ ચાલ્યો જશે. તમે જે જોઇએ તે કહેજો. મનમાં કાંઇ ઓછું લાવી ચાલ્યા જઇ, મારા ઉપર દોષ આવે, એવું કરશો નહિ હોં."

હરેન્દ્ર આ કથનને કાંઈ જવાબ આપી શકયો નહિ. લજ્જાથી તે તો રાડ બની ગયો. નીલિમાએ જે મધુર વાત, તેની આગળ વિચિત્ર રીતે રજૂ કરી હતી, તેથી નીલિમાના મોઢા સામે પણ તે જોઇ શકયો નહિ. પરંતુ તેની એ લજ્જા દૂર થતા, બે દિવસથી વધુ સમય લાગ્યો નહિ. નીલિમાને મોજીલા જીવન પર ભારે પ્રીતિ હતી, પરંતુ જેવી તે મોજીલી હતી, તેવી જ તે સેવાભાવી પણ હતી. તે વિધવા હતી. તેને સંસારમાં સાચા આશ્રય રૂપે કોઇ જ ન હતું, નીલિમાનો પહેરવેશ, તેનો દેખાવ, તેની વાત કરવાની ઢબછબ; એ બધા ઉપરથી તે એક નિરાશ્રિત વિધવા છે, એમ લાગતું જ ન હતું.

તેની ઉમર પણ કાંઇ ઘણી નાની ન હતી. એમ જણાતું હતું, કે તેની વય હમણાં ત્રીસ વર્ષની આસપાસની હતી. એ ઉંમરે જેટલું જોઇએ તેટલું ગાંભીર્ય, તેનામાં ન હતું. તેનો અત્યંત હસમુખો સ્વભાવ અને મસ્કરાપણું સ્પષ્ટ જણાઇ આવતા હતા. બાહ્ય દેખાવમાં જાણે તેને વૈધવ્યનું કશું જ દુઃખ નહોતું, પણ ખરી સ્થિતિ તેથી જુદી જ હતી. પતિ વિયોગનો અગ્નિ તેના હૈયાના ભીતરમાં સળગી રહ્યો હતો. તેના અંતરના ગુહ્ય ભાગમાં પ્રવેશ કરવો, એ અશકય હતું. તેણે ઘેરે નોકર ચાકરો પણ રાખ્યા ન હતા અને બધું કામ એ જાતે જ કરતી.

એ ઘરમાંજ શરૂઆતમાં હરેન્દ્ર અને નીલિમા પંદર દિવસ ભેગા રહ્યા હતા. તે પછી તેણે પોતાનું જુદું ઘર કર્યું હતું. નીલિમાએ તેને જુદા રહેવા જવાની બહુએ ના પાડી હતી, પરંતુ હરેન્દ્રએ તેના કહેવાનો વિનયપૂર્વક પ્રતિકાર કર્યો હતો.

હરેન્દ્રે પોતાનો સ્વતંત્ર મુકામ કર્યા પછી, તેણે કોલેજના કામ ઉપર વધુને વધુ ધ્યાન આપવા માંડયું હતું. તેનું ઘર મોટું હતું. તેણે ફકત પોતાના વપરાશમાં બેજ ઓરડા લીધા હતા બાકીનું આખું ઘર ખાલી પડી રહ્યું હતું. આ ખાલી ઘરજ હરેન્દ્રને માટે ત્રાસદાયક થઈ પડયું હતું. રાજનબાબુ દુષ્કાળ નિવારણ સમિતિનો મંત્રી હતો, તે આજે પાંચ માસ થયા પોતાનો ધંધો છોડીને, દેશકલ્યાણ ભાવનાથી દુષ્કાળ

નિવારણનુંજ કાર્ય કરી રહ્યો હતો. પોતાના ઘરમાં ઘણા ઓરડાં ખાલી હોવાથી, અને જગાની તાણ ન હોવાથી હરેન્દ્રે રાજનબાબુને પોતને ત્યાં પત્ર લખીને બોલાવ્યો હતો અને તેણે તેને અહીં રહીને, કોઈ ચાકરી ધંધો શોધી કાઢવાનો આગ્રહ કર્યો હતો રાજેન્દ્રના મોટા ભાઈનું નામ સતીશ હતું. સતીશબાબુ મેદનીપુર જિલ્લામાં એક બ્રહ્મચર્યાશ્રમની સ્થાપના કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. રાજનબાબુએ તેને પણ આગ્રા આવવાને લખ્યું. સતીશબાબુને પત્ર મળતાંજ, તેણે પોતાનો બ્રહ્મચર્યાશ્રમનો સંકલ્પ મુલતવી રાખ્યો અને તેઓ આગ્રા આવી પહોંચ્યા. તેઓ મેદનીપુરથી તેમના એક ભકતને પણ સાથે તેડવા આવ્યા હતા. સતીશબાબુએ અહી એ વાત બધાને યુકિત અને દલીલોથી ઠસાવી દીધી હતી, 'કે ભારતવર્ષ એ ધર્મભૂમિ છે. ઋષીમુનિઓ એ આ દેશના દેવતા છે અને બ્રહ્મચર્ય એ દેવતાઓનો શ્વાસોશ્વાસ છે. આપણે બ્રહ્મચારી થવાનું ભૂલી ગયા, ત્યારથી જ આપણા સર્વસ્વનો નાશ થઈ ગયો છે આ દેશની તુલના જગતના કોઈ પણ દેશ સાથે કરવી, એ અશકય છે. કારણ કે ભારત જ એક દિવસ જગતનો શિક્ષક હતો, અને ભારત જ મનુષ્યોનો ગુરુ હતો. ભારતને તેનું એ પ્રાચીન સ્થાન પાછું આપવું હોય, તો ભારતના ગામે ગામ, નગરે, નગરે, અસંખ્ય બ્રહ્મચર્યાશ્રમો જ સ્થાપવાની પહેલી જરૂર છે. જો દેશોદ્ધાર શકય હોય તો તે આજ માર્ગે શકય છે."

આ શબ્દો સાંભળી હરેન્દ્ર મુગ્ધ થઈ ગયો હતો. સતીશનું નામ તેણે સાંભળ્યું હતું પરંતુ તેને સતીશનો પરિચય નહતો. રાજનદ્વારા તેને સતીશનો પરિચય થયો અને એ પરિચય થવા પહેલાં. પોતાના લગ્ન થયા ન હોવાથી, તેને પણ બ્રહ્મચારી થવાની તક મળી, એ માટે તે રાજનને અને પોતાને ધન્યવાદ આપવા લાગ્યો. સતીશ પ્રાચીન કથાઓનો સારો જાણકાર હતો. હરેન્દ્ર અને સતીશને રોજ ભારતીય આદર્શ ઉપર જ ચર્ચા થતી હતી. સતીશબાબુ કહેતા હતા, કે "આ દેશની પુણ્યભૂમિના ઋષિમુનિઓના આપણે વારસદાર છીએ. અમારા

પૂર્વજોજ એક દિવસે જગતના ગુરુઓ હતા. આજે ભલે આપણે હીન દશામાં છીએ પરંતુ એ જગતનું ગુરુપદ ફરી પાછું ભારતને મેળવવાનુંજ છે, એ વાત ચોક્કસ છે. કયો એવો અધમ આર્ય હશે, કે જે ભારતના આવા મહાન ભાગ્યમાં અવિશ્વાસ દર્શાવશે?" અલબત્ત, ત્યાં એવો કોઇ અધમ આર્ય જ ન હતો !

સતીશ અને રાજેન્દ્ર વારંવાર સ્વદેશ જઈને નિરાધાર છાત્રોને અહી લઈ આવતા હતા. એમાંના જે સ્કુલમાં જવા યોગ્ય હોય, તેને સ્કૂલમાં, અને કોલેજમાં જવા યોગ્ય હોય, તેને કોલેજમાં મોકલવામાં આવતા હતા. આ રીતે થોડા જ સમયમાં હરેન્દ્રનું વિશાળ ઘર નાનામોટા છાત્રોથી ભરપુર બની ગયું હતું. બહારની દુનિયા આ મકાનમાં થતી આ પ્રવૃતી જાણતી ન હતી, કોઇ એ જાણવાની પ્રવૃત્તિ પણ કરી ન હતી. ફકત હમણા હમણા જ બંગાળીઓના જાણવામાં આવ્યું હતું કે દરિદ્રી બંગાળી છાત્રો હરેન્દ્રને ત્યાં રહીને, શાળા પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરી રહ્યા હતા. એથી વધારે અવિનાશ કે નીલિમા કોઇ કાઈ જાણતું ન હતું. સતીશના સખત શાસન નીચે માંસમાંછલા ખાવાની અહી સખ્ત મનાઈ હતી. સવારના પહોરમાં ઉઠવું, સ્તોત્રપાઠ કરવા, પ્રાણાયામ કરવો, એ બધા માટે ફરજિયાત હતું. આ સખ્ત ડિસિપ્લિન છાત્રોથી પાળી શકાતી ન હતી અને તેથી છાત્રો બહાર ગયા પછી. અહીની વ્યવસ્થાની સામે સખ્ત તિરસ્કાર દર્શાવતા હતા. છતાં અહીની સખ્ત વ્યવસ્થામાં સતીશબાબુ જરાપણ ઢીલી થવા દેતા ન હતા. છાત્રોને કોઈ ગૃહસ્થો બહાર જમવા બોલાવતા ત્યાં દરેક પદાર્થો તેમને ખાવાની છૂટ હતી.

છાત્રો ઉઘાડે પગે, ખુલ્લે માથે અને સાદે વેશે જ રહેતા, વિલાસિતાનો તેમનામાં કોઇપણ રીતે પ્રવેશ ન થાય, તે વાત તરફ સતીશબાબુ સખ્તાઇપૂર્વક ધ્યાન આપતા. એજ રીતે આશ્રમવાસીઓનું રોજનું જીવન પુરૂં થતું હતું. આ આશ્રમથી સતીશને આનંદ થાય એ તો

સ્વાભાવિક હતું. પરંતુ હરેન્દ્રને પણ આશ્રમથી ભારે સંતોષ હતો. જો કે તેઓ કોઇ, બહાર આશ્રમ સંબંધી કાંઇ પણ બોલતા ન હતા. પરંતુ આત્મપ્રશંસા અને આત્મસંતોષથી તેમના હૈયા તૃપ્ત થઇ જતા. હરેન્દ્ર કહેતો કે 'જો આ છાત્રોને ભાવિ નાગરિકો બનાવવા હોય, તો તેમનામાં આશ્રમજીવનના આજ સંસ્કારો ઠાંસી ઠાંસી ભરવા જરૂરી છે," આ વચનો સાંભળીને સતીશને પણ ભારે સંતોષ થતો.

પણ સતીશ હરેન્દ્રનો એ સંતોષ લાંબો કાળ ટક્યો નહિ તેમને લાગ્યું. કે રાજેન્દ્રનું આશ્રમ ઉપર પહેલાના જવું ધ્યાન નથી તે ભજનકીર્તનમાં પણ હવે હાજરી આપતો ન હતો અને તેનું કારણ પુછતાં તબિયત ખરાબ છે. એમ જણાવતો. જો કે તેની તબિયત ખરાબ હોય, એવું કાંઇ ચિન્હ જણાતું ન હતું. તે કોઇ દિવસ સવારે જ કોઇ સ્થળે ચાલ્યો જતો હતો, તે આખો દિવસ પાછો ફરતો જ નહિ. રાત્રે તે પાછો આવતો, ત્યારે તેની મુખમુદ્રા એવી ભયાનક દેખાતી, કે હરેન્દ્ર તેને કાંઇ પુછી શકતો નહિ. આમ તે એકલો જ આશ્રમના નિયમોથી વિરૂદ્ધનું વર્તન ચલાવી રહ્યો હતો. હરેન્દ્ર સિવાય બીજા કોઇને સંધ્યાકાળ પછી બહાર જવાની મનાઇ હતી આ નિયમ જાણવા છતાં, રાજન તેનો ભંગ કરતો. સતીશ આશ્રમનો મંત્રી હતો. તે વારંવાર હરેન્દ્રને રાજન માટે ફરિયાદ કરતો અને જો તેને કાઢી મૂકવામાં નહિ આવે, તો છોકરાઓ બગડી જશે, એમ જણાવતો. હરેન્દ્ર પણ વસ્તુ-સ્થિતિ સમજતો હતો, છતાં તે રાજને મોઢામોઢ કાંઇ કહી શકતો ન હતો. એક દિવસ આખી રાત રાજન આવ્યોજ નહિ. એટલે બીજે દિવસે આ વાતની ચર્ચા ઉપડી. હરેન્દ્રે પુછ્યું : "રાજેન્દ્રબાબુ! તમે કાલે આખી રાત કયાં હતા?"

"મને બહાર ફરતા મોડું થઇ ગયું હતું. મેં આવીને તમને બૂમ મારી હતી, પણ તમે કોઇ જાગ્યા નહિ, એટલે સામેના ઝાડ નીચે પડી રહ્યો હતો." એટલુ બોલીને રાજન ચાલ્યો ગયો, હરેન્દ્રે

પુછ્યું : 'સતીશબાબુ ! આ શું ગોટાળો છે?" સતીશ બોલ્યો: "રાજન વાત કાપી નાંખી ચાલ્યો ગયો. હવે શું વાત બની હતી, તે કેમ કહી શકાય?" સતીશ મોઢું ફેરવીને થોડીવાર મુંગો બેસી રહ્યો. તે પછી સતીશ બોલ્યો: "તમે એ વાત જાણો છો કે રાજનને એકવાર બે વર્ષ જેલમાં રહેવુ પડયું હતું?"

"હા પણ તે તો કેવળ શંકા ઉપરથીજ. એમાં રાજનનો કાંઈ દોષ ન હતો."

સતીશ બોલ્યો: "હું તેનો ભાઈ છું, તેથી મારી પણ જેલ જવાની વારી આવી હતી. પણ વળી હું બચી ગયો હતો. હું ધારૂં છું, કે પોલીસની નજરમાથી આજે રાજન મુક્ત થયો નથી."

હરેન્દ્ર બોલ્યો: "તે પણ સંભવિત છે." સતીશે વિષાદપૂર્વક હસતા હસતા કહ્યું. "મને લાગે છે, કે કદાચ આ આશ્રમ ઉપર પણ પોલીસની દયા ઉતરશે ખરી." હરેન્દ્ર આ સાંભળીને ચિંતામાં ઘેરાઈ ગયો. સતીશ થોડી મિનિટો મુંગો બેસી રહ્યો. તે બોલ્યો: "તમે જાણો છો હરેન્દ્ર! કે આ રાજનની ઇશ્વરમાં શ્રદ્ધા નથી. તમે હવે એને કોઈ સ્થળે નોકરી શોધી આપો" હરેન્દ્ર બોલ્યો: 'નોકરી એ કાંઈ ઝાડનું ફળ નથી સતીશબાબુ! કે જે ઇચ્છા કરવાથી જ ઝાડ ઉપરથી તોડીને પાડી શકાય. નોકરી મેળવવા તો કેટલી મહેનત કરવી પડે છે."

સતીશ બોલ્યો: "હરેન્દ્ર! આ આશ્રમના તમે સ્થાપક અને પ્રમુખ છો, હું મંત્રી છું. એટલે બધી બાબતો તમારી નજર સામે લાવવી, એ મારૂં કર્તવ્ય છે. તમે એના ઉપર ભારે સ્નેહ રાખો છો, મારો તો એ બધું જ છે તમે જોયું છે, કે મે એકે દિવસ એની વિરૂદ્ધમાં તમારી પાસે ફરિયાદ કરી નથી. છતાં આજે મારે કહેવું પડે છે, કે એને આશ્રમ બહાર કરવો જરૂરી છે."

હરેન્દ્ર બીતા બીતા બોલ્યો: હું જાણું છું, કે રાજેન્દ્ર પવિત્ર છે."

સતીશ માથું ધુણાવીને બોલ્યો : "હા, એ બાબતમાં હું પણ એને દોષ દેવા માંગતો નથી. રાજેન આજીવન કુમાર છે, તે માત્ર બ્રહ્મચારી જ નથી. જગતમાં સ્ત્રી જેવું પ્રાણી છે, એવો વિચાર કરવાનો પણ તેને સમય નથી." એમ બોલીને તે ક્ષણવાર મુંગો રહ્યો. તે પછી સતીશ બોલ્યો : "હું તેના ચારિત્રને દોષ આપતો નથી. તે ખૂબ જ નિર્મલ છે, એ હું જાણું છું."

સતીશે આગળ ચલાવ્યું : "કલકત્તા ખાતે અમે બે જણા સાથે રહેતા હતા. તે વખતે રાજન કેમ્પબેલ મેડિકલ કોલેજમાં બી. એસ. સી. નો અભ્યાસ કરતો હતો. બધા એમ માનતા હતા, કે એ જરૂર પાસ થશે, પરંતુ પરીક્ષાને દિવસે જ એ કોઇ સ્થળે જતો રહ્યો હતો!"

હરેન્દ્રે વિસ્મિત થઇને પ્રશ્ન કર્યો: 'એ શું મેડીકલ કોલેજમાં ભણતો હતો? મારી આગળ તો તે એમ કહેતો હતો, કે તે શિવપુર ઇન્જિનિયરીંગ કોલેજમાં દાખલ થયો હતો, પણ શિક્ષણની ભયાનકતાથી, કંટાળીને તેણે કોલેજ છોડી દીધી હતી.

સતીશ બોલ્યો : "પહેલાં એ શિવપુરમાં જ ભણતો હતો. તે કહેતો હતો કે તે અભ્યાસમાં બરાબર ચાલતો નથી, પણ તપાસ કરતા એમ જણાયું હતું, કે તે કોલેજના ત્રીજા વર્ષમાં પણ પહેલે નંબરે આવ્યો હતો પરતુ તે કાંઇપણ કારણ વિના કોલેજ છોડી ગયો હતો. આથી ત્યાંના બધા અધ્યાપકોને પણ ભારે ખેદ થયો હતો. અમારા ફોઇબા બહુ શ્રીમંત બાઈ છે. રાજનને તેણે જ તેને પૈસે ભણાવ્યો હતો. રાજનના આવા ધંધા જોઇ, તેણે પૈસા મોકલવા બંધ કર્યા હતા. તે પછી તેનો અને તમારો પરિચય થયો હતો. શિવપુર કોલેજ છોડયા પછી, તે બેએક વર્ષ રખડયા કેડે, ફોઇબાની સલાહથી, વળી મેડીકલ કોલેજમાં દાખલ થયો હતો. ત્યાં એકાદ દિવસ કાંઇ કામ ન થયું. એટલે તે કોલેજ પણ તેણે છોડી દીધી. પછી તે મારે ત્યાં આવીને રહ્યો. મને કહ્યું, કે મારે બી. એસ. સી. થઇને કોઇ સ્થળે માસ્તરની નોકરી કરવી

છે." મેં કહ્યું. "સારૂં" પણ આખા દહાડામાં તેનું ખાવા પીવાનું પણ કાંઇ ઠેકાણું ન હતું. તેની ઉંઘ ક્યાં ઉડી ગઇ હતી, તે પણ જણાતું ન હતું. છતાં નવાઇની વાત એ હતી, કે તેનો અભ્યાસ ચાલુ હતો. બધાને ખાતરી હતી, કે તે પરીક્ષામાં દરેક વિષયમાં પહેલો આવશે."

સતીશે આગળ ચલાવ્યું: "પણ તે પછી તો રાજનની વર્તણૂંક તદ્દન વિચિત્ર બની ગઈ હતી, તેની નોટ પેન્સિલો ક્યાં રખડે છે, તે સુદ્ધાં તે જોતો નહિ. તે ફરીને આવતો, ત્યારે તેનો ચહેરો જોતા જ ભય લાગતો, તે પછી એક દિવસ પોલીસ ઘેર આવી. તેણે ઘરની ઝડતી લેવાનું શરૂ કર્યું. ઘરમાંની બધી ચીજો ફેંદી નાંખી. જે દેખ્યું તે ખોલી નાખ્યું. અમને ખૂબ ધમકાવ્યા તેને દોરીથી સખ્ત બાંધીને પોલીસે કસ્ટડીમાં લીધો. એ વખતે અમને જે વિપત્તિ પડી હતી, તે તમે નજરે ન જુઓ, ત્યાં સુધી તેની તમને કલ્પના આવવી પણ અશક્ય છે. ઘરના બધા ત્રાસી ગયા, ભયથી બે જણા તો માંદા પડી ગયા, અને બધાની ખાતરી થઈ, કે હવે રક્ષણ થાય એવું નથી, એકે-એકના મનમાં એવો ભય પેસી ગયો કે જાણે આજે જ પોલીસ બધાને પકડીને ફાંસીએ ચઢાવી દેશે!"

સતીશ આગળ બોલવા લાગ્યો: "તે પછી પોલીસે રાજનનો ભાઈ હોવા માટે મને પણ કેદ કર્યો અને અમને બંનેને પોલીસ ઉઠાવી ગઈ. ચારેક દિવસ પછી પોલીસે મને છોડી મૂક્યો. પોલીસનો આમ કરવામાં શો હેતુ હતો, તે અમે જાણી શક્યા નહિ. અમને છોડી દેવાને સમયે સાહેબે દયા કરીને અમને વારંવાર એ વાતનું સ્મરણ કરાવ્યું, "કે રાજનને જેલમાં અને મને મારે જ ઘેરે નજર કેદી તરીકે રાખવામાં આવશે. હુ ગંગાસ્નાન કરી કાલીઘાટ ઉપર જઈ માતા મહાકાલીના દર્શન કરી ઘેરે પાછો આવ્યો."

હરેન્દ્ર બોલ્યો: "ત્યારે શું તમારી ખાત્રી છે કે રાજન......"

સતીશ દીનવાણીમાં બોલ્યો: "મને ન પૂછો. એ મારો તો ભાઇ છે."

હરેન્દ્ર ખુશ થયો નહિ તે બોલ્યો: "મને પણ તે ભાઇ જેવો જ લાગે છે."

હરેન્દ્ર બોલ્યો: "તે જેલમાં ગયો તેમાં શું થયું? ગુન્હા કર્યા વિના જેલમાં જવું પડે તેથી કાંઈ શરમ રાખવાની જરૂર નથી." એટલું કહી હરેન્દ્ર કૅાલેજમાં ચાલ્યો ગયો. હરેન્દ્ર ઉપરથી શાંત દેખાતો હતો, પરંતુ તેનામાં ભારે અશાંતિ વ્યાપી ગઈ હતી. તેની એ ચિંતા ફક્ત રાજનના માટે જ નહતી. તેને એવો ભય પેદા થયો હતો, કે દેશકલ્યાણને માટે આશ્રમવાસીઓને સારા નાગરિક બનાવવાનું જે મહાન કાર્ય, આશ્રમમાં ચાલી રહ્યું હતું, તેને રાજનના આચરણથી ધક્કો લાગશે. હરેનને એમ થયું, કે રાજન ગુનેગાર હોય કે નિર્દોષ હોય, પણ કોઇપણ કારણથી પોલીસની આશ્રમ તરફ આંખ થાય, એ ઠીક ન હતું હવે એક જ રસ્તો બાકી હતો, કે કોઈ સ્થળે નોકરી શોધી આપી, તેને જુદો રાખવો.

આ ઘટના બની, તેના પછીના બે દિવસ મુસલમાની તહેવારોને લીધે કૅાલેજ બંધ હતી, આ રજા દરમિઆન સતીશને કાશી જવાની ઇચ્છા થઇ હરેન્દ્રની ઇચ્છા આગ્રા આશ્રમ જેવા આશ્રમો ભારતમાં સ્થળે સ્થળે કાઢવા એવી હતી. આ કલ્પનાની સિદ્ધિ માટે જ સતીશ કાશી જવાનો હતો. રાજન આ સાંભળીને હરેન્દ્રની પાસે આવ્યો. તે બોલ્યો: "હરેનભાઈ! હું પણ મોટાભાઇ સાથે થોડા દિવસ રખડી આવીશ."

હરેન્દ્ર બોલ્યો: "સતીશબાબુ તો ત્યાં કામ છે, એટલે જાય છે."

રાજન બોલ્યો: "અને મારે અહીં કામ નથી, એટલે હું જાઉં છું. મારી પાસે ગાડીભાડાના તો પૈસા છે."

હરેન્દ્રે પૂછ્યું: "પણ પાછા ક્યારે આવશો?" રાજેન્દ્ર ચૂપ રહ્યો હરેન્દ્ર બોલ્યો: "રાજન! ઘણા દિવસથી તમને એક વાત પુછું પુછું, એમ થયા કરે છે, પણ પુછવાનું રહી જાય છે." રાજેન્દ્ર બોલ્યો:

"પુછવાની જરૂર નથી હરેન! તમે શું પુછવા માગો છો, તે હું જાણું છું." એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

રાત્રે તે પાછો આવ્યો, ત્યારે તેના હાથમાં કાગળોનો એક મોટો થોકડો હતો. હરેન્દ્રે તેને કહ્યું, "તમે મોડા આવો છો, તેથી અમને ભારે દુ:ખ થાય છે." એમ કહીને તે પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. તે પછી સતીશ અને રાજન બન્ને કાશી ઉપડી ગયા. દશેક દિવસ પછી તેઓ પાછા આવ્યા. સતીશબાબુએ પાછા આવીને હરેન્દ્રને પ્રસન્ન મુખે કહ્યું, "હરેન! આ વખતે કાશીમાં આશ્રમ સ્થાપવા માટે રાજનબાબુએ તો રાતદિવસની ખરી મહેનત ઉઠાવી હતી હોં કે!" "હરેન્દ્ર બોલ્યો: "તે તો એની ટેવ છે. એ જેની પાછળ મંડે છે, તેનો છેડો લાવે છે."

"તે પણ સારૂં છે, પણ એવો જ પ્રયત્ન જો તે આ આશ્રમ માટે પણ કરે, તો કેવું સારૂં?"

હરેન્દ્ર બોલ્યો: "તેનું આ બાજુએ લક્ષ ગયું છે, એટલે બસ છે, હવે તે આશ્રમ માટે પણ પ્રયત્ન કરશે. એમ લાગે છે, કે આટલા દિવસ તેણે જે પ્રવૃત્તિ કરી છે, તેની નિષ્ફળતા તેના ખ્યાલમાં આવી ગઇ છે. તમે જોઈ શકશો, કે હવે તેને ખરા માર્ગ ઉપર આવવાને માટે ઘણો કાળ લાગવાનો નથી."

સતીશની પોતાની ધારણા પણ એવી જ હતી. હરેન્દ્ર બોલ્યો: "તમારા આવવાની અપેક્ષાએ મેં એક કામ મુલ્તવી રાખી મૂક્યું છે, મેં મનમાં ને મનમાં એક નવો વિચાર ગોઠવી રાખ્યો છે, કે આપણા આશ્રમનો ઉદ્દેશ હવે આપણે લાંબો સમય છુપાવી રાખીએ, તે ઠીક નથી. હવે એની યોગ્ય જાહેરાત કરી, આપણે આપણા આશ્રમ તરફ ભારતવાસીઓની સહાનુભૂતિ ખેંચવી જરૂરી છે. આપણા આશ્રમની કાર્યપદ્ધતિ હવે આખાદેશમાં ફેલાવવાની ખાસ જરૂર છે.

સતીશ બોલ્યો: "પણ એ કાર્યમાં કાંઈ વાંધો આવે એવો સંભવ નથી."

હરેન્દ્ર બોલ્યો : 'આજ કાર્યને માટે મેં કેટલાક કુટુંબોને આજે આશ્રમની મુલાકાતે બોલાવ્યા છે. તેમને આશ્રમની શિક્ષા, સાધના, સંયમ, એ બધાનો પરિચય આપવો છે. તમારે તે દિવસે એવી વ્યવસ્થા કરવાની છે, કે આશ્રમ જોઈને વિઝિટરો ખુશખુશ થઈ જાય"

સતીશે પૂછ્યું : "કોણ કોણ આવશે ?" હરેન્દ્ર બોલ્યો : "અજિતબાબુ અવિનાશબાબુ, વગેરે બધા જ. શિવનાથબાબુ હમણા અહી નથી એમ સાંભળવામાં આવ્યું છે કે તે કાંઇ કામને લીધે જયપુર ગયો છે. પરંતુ તમે તેની સ્ત્રી કમલનું નામ સાંભળ્યું હશે, તે પણ આવશે. આશુબાબુ શરીરે અશક્ત છે, પરંતુ તેમને લઇ આવવા પડશે. આ બધાને આશ્રમ પ્રત્યે માન અને પ્રેમ ઉપજે, એવી વ્યવસ્થા કરવી, એ તમારૂં કામ છે."

"સતીશ બોલ્યો : "ઈશ્વર કૃપાથી જરૂર તેમ થશે." રવિવાર થયો. તે દિવસે બધા વિઝીટરો આવીને આશ્રમમાં ઉપસ્થિત થયા ફક્ત આશુબાબુ આવ્યા ન હતા. હરેન્દ્ર બધાને સત્કાર કરીને અંદર તેડી લાવ્યો. છાત્રો તેમનું કાર્ય કરી રહ્યા હતા. કોઇ ચુલો સળગાવતું હતું. કોઈ ઝાડું કાઢતા હતા કોઈ પાણી ભરતા હતા, કોઈ રસોઇ કરતા હતા. હરેન્દ્રે અવિનાશ તરફ જોતા સહાસ્ય કહ્યું, "આ બધા અમારા આશ્રમના છાત્રો છે. તએ તો એમને ભિખરીઓ કહો છો. અહીં નોકરચાકરો કોઈ નથી. બધું કામ અમારે હાથે જ કરીએ છીએ હોં બૌદિ ! આવો તમે અમારૂં રસોડું જુઓ. આજે અમારે ત્યાં તહેવાર છે. અમારે ત્યાંની ભોજનની તૈયારી તો જુઓ."

નીલિમા રસોડામાં ગઇ. અહી દશબાર વર્ષના કિશોરો રસોઈ કરી રહ્યા હતા. નાના બાળકો મસાલો ખાંડતા હતા. બધાએ ઉઠી ઉભા થઇને, પરોણાઓને નમસ્કાર કર્યા. નીલિમાએ પ્રેમપૂર્વક હસતા હસતા, છાત્રોને પ્રશ્ન કર્યો "આજે તમે શી રસોઇ કરી છે, ભાઈ ?"

છાત્રો બોલ્યા : "આજે રવિવારનો અપવાસ છે, તેથી ફક્ત

બટાટા બાફ્યા છે" "વારૂં, બીજું શું છે?" છાત્રો બોલ્યા, "બીજું કાંઇ નથી."

નીલિમા વ્યાકુળ થઈને બોલી: "બસ ફક્ત બટાકા જ, બીજું કાંઈ નથી ?"

છાત્રો બોલ્યા: "આજે બીજું કાંઇ નથી. બીજું બધુ' કાલે."

સતીશે ત્યાંની વ્યવસ્થા સમજાવતા કહ્યું, "અમારે ત્યાં રોજના ખોરાક માટેની કોઈ ચોક્કસ વ્યવસ્થા નથી. ચોક્કસ વ્યવસ્થા હોય કયાંથી ખોરાકમાં સંયમ જાળવવો, એ વસ્તુ તો અમારા આશ્રમનો નિયમ છે અને તેજ આશ્રમનું' ખરૂં ગૌરવ છે." નીલિમા બોલી: 'ચાકરનોકર વગેરે કોઈ નથી ?" હરેન્દ્ર બોલ્યો: 'ચાકરનોકરો અમારો સાત્વિક ખોરાક પસંદ કરતા નથી."

નીલિમાએ હવે કાંઇ વધુ પૂછ્યુ' નહિ. આ બાળકોના દીનવદન તરફ જોતાં તેની આંખોમાં પાણી ઉભરાઈ આવ્યું. તે બોલી: "ઠાકુરપો ! હવે બીજે સ્થળે ચાલો." બધા નીલિમાના આ કથનનો ભાવ સમજી ગયા. હરેન્દ્ર મનમાં આનંદ પામતો બોલ્યો: "ચાલો. હું પહેલાથી જ જાણતો હતો ભૌદિ ! કે આ નાના બાળકોને આવો પરિશ્રમ કરતા જોશો, તો તમને લાગી આવશે." એટલું બોલીને તેણે કામલની સામે જોયુ. હરેન્દ્ર બોલ્યો: "વારૂં. ! પણ કમલ તમે આ સ્વાશ્રયી જીવનનું મહત્વ સમજી શકો છો કે? આ બધીવસ્તુઓનો તમને ચોક્કસ ખ્યાલ આવે. એટલા જ માટે તે દિવસે મેં તમને આશ્રમની હકીકત ન કહેતાં પ્રત્યક્ષ જોવા આવવાની જ ભલામણ કરી હતી."

હરેન્દ્રના ગંભીર મુખ તરફ જોતી કમલ હસીને બોલી: "મારી પોતાની કથા તો દૂર રહી, પણ શું આ બધા છાત્રોને આવો દરિદ્રતાનો પ્રચંડ આડંબર શીખવો છે? અને તેમની પાસે વેઠ વૈતરૂં કરાવો છો, એજ તેમને સાચા નાગરિક બનાવવાનો કીમિયો છે કે હરેન્દ્રબાબુ ! આમ વેઠ

વૈતરું કર્યું એટલે બ્રહ્મચારી થઇ ગયા? આ કામો તો સાધારણ મજુર પણ કરી શકે! મને લાગે છે, કે આ વૈતરા નીચે આ બાળકોની માનસિક શકિત દબાઇ જશે. આ સાંભળીને હરેન્દ્રને ભારે શોક થયો. અવિનાશ બોલ્યો : "તમે કમલને વિઝિટે બોલાવી લાવવામાં જ ભૂલ કરી, હરેન!"

કમલ લજ્જા પામતી બોલી : "ખરેખર, મને બોલાવી લાવવામાં તમને ફાયદો તો નથી જ, નીલિમા બોલી : "હું એવા વિચારની નથી કમલ! મારા ઘરમાં તમારો કોઇ અનાદર કરવાનું નથી. ચાલો. આપણે ઉપર જઈને બેસીએ, જોઈએ તો ખરા કે ઠાકુરપોના આશ્રમમાં બીજા પણ કેવા કેવા આતશબાજીના ધડાકા થાય છે!" નીલિમાની આ ટીકાથી કમલની લજ્જા દુર થઇ ગઇ.

બીજા મેડા ઉપર હરેન્દ્રનો સુંદર ઓરડો હતો. ત્યાં બેસવાની પણ સરસ વ્યવસ્થા હતી. જો કે ઘણે ભાગે આ ઓરડો કોઇ વાપરતું જ ન હતું. ટેબલ ઉપર એક ગાલિચો હતો. વળી એક મોટી ચાદર લાવીને મેજ ઉપર બીછાવી હતી અને પાડોશી લાલાજીના ઘેરથી મોટા તકીયા લાવીને ત્યાં ગોઠવી દેવામાં આવ્યા હતા.

બધો આશ્રમ જોઇ રહ્યા પછી, સઘળા આવીને ઓરડામાં બેઠા અવિનાશે તકીયાને અઢેલીને બેસતા બોલ્યા : "ઓ રામ! આજે તો થાકી ગયા ભાઇ."

હરેન્દ્ર આનંદ પામતો બોલ્યો, "કહો અવિનાશબાબુ! અમારા આશ્રમનો આ ઓરડો કેવો લાગે છે?"

અવિનાશ બોલ્યો : "એ કહેવું મુસ્કેલ છે હરેન!" કમલ પાસેજ ઉભી હતી. કમલની દલીલબાજીને બધા જાણતા હોવાથી, કોઈ કાંઈ બોલવાનું સાહસ કરતા ન હતા, આખો ઓરડો સ્વચ્છ અને ચોકખો

હતો અને કેવળ સાદાઇથી જ તે શણગારવામાં આવ્યો હતો, અવિનાશ કમલના મોઢા સામે જોઇને બોલ્યો: "કમલ! મારી આટલી મોટી ઉંમર થઇ છે, એ ઉમરના અનુભવરૂપી જે પુંજી મેં ભેગી કરી છે, તે વડે તમને હું શિખામણના બે શબ્દો કહેવાનું સાહસ કરું છું. સાંભળો: તમે દરેક વાતમાં ટીકા કરવા મંડી પડો છો, એટલે સામાને અપ્રિય લાગે, એવી વાણી બોલો છો. સત્ય હંમેશ કડવું હોય છે એ વાત સાચી છે. પરંતુ કડવું એટલું બધું જ સત્ય છે, એવું નથી સમજ્યા! માટે તમારે કડવી વાણી બોલતાં પહેલાં, ઘણો વિચાર કરવાની જરૂર છે, તમને શિવનાથે અનેક વાતો શીખવી છે, પરંતુ આજ એક વાત તે શીખવવાનું ભૂલી ગયો છે.

કમલને આથી ભારે ક્રોધ આવી ગયો. પણ તે બોલી નહિ નીલિમા બોલી: "શિવનાથનો દોષ ભલે થયો હોય મૂર્ખ્ય મહાશય! પણ તેનો દંડ તેની પાસેથી વસુલ લેવો જોઇએ. હું તે માટે તેને શોધી આપીશ. પરંતુ બધા જ મરદો પારકાને ઉપદેશ આપવામાં શુરા છે. તો કૃપા કરીને તમારી અનુભવરૂપી પુંજમાંથી એકાદ બે પ્રિય વાક્યો, તમે તો અમને બોલી બતાવો, કે જે સાંભળીને અમે પણ ધન્ય થઈએ."
અવિનાશ એકદમ સળગી ઉઠ્યો. તેને લાગ્યું કે નીલિમાના આ શબ્દોમાં પોતાનો ફક્ત ઉપહાસજ સમાયો નથી, પરંતુ એ વક્રોક્તિમાં અંદરખાને ભાલાના તીક્ષ્ણ ફળના જેટલું તત્વ છુપાયેલું છે, કે જે તત્વનો પ્રતિકાર ન કરવામાં પોતાનું અપમાન છે.

અત્યારે ત્યાં એવું વાતાવરણ વ્યાપી ગયું હતું, કે જાણે તીવ્ર અસંતોષરૂપી પવન કોઇ સ્થળેથી ખેંચાઇ આવીને, ત્યાં વ્યાપી ગયો હતો. એ વાતાવરણમા વરસાદની તીવ્ર ધારા જેવું તોફાન ન હતું. પરંતુ જાણે વચ્ચે વચ્ચે ધુળ રૂપી વેદનાઓ ઉડતી હતી અને તેથી બધાના હયા અને આંખ શોકથી ઘેરાઇ જતી. હરેન્દ્રએ રીફ્રેશમેંટની વ્યવસ્થા કરી હતી. સઘળા ચેવડો ખાઇ રહ્યા હતા. અવિનાશ ખાતાં ખાતાં બોલ્યો: હરેન્દ્ર! ઓછું લગાડવાની જરૂર નથી, પરંતુ બૌદ્ધિ કદી ખોટું

બોલતા નથી. તેઓ ખરૂં જ કહે છે. કે મારી આટલા વરસની વિચારરૂપી પુંજી રસકસ વિનાની છે." હરેન્દ્ર બોલ્યો : "તમારા કહેવાનો શુ અર્થ છે, તે હું સમજતો નથી."

અવિનાશ બોલ્યો : "તમે સન્યાસી માણસ છો એટલે તમે એનો અર્થ ન સમજી શકો. તેમને જ પૂછો, તમને તે બધો અર્થ બરાબર સમજાવશે.

અવિનાશબાબુના આ વચનોમાં રહેલો મર્મ છોટગિન્ની પોતે પણ સમજી ગઇ, વધારે બોલવું એ અવિનય છે, એમ જાણવા છતાં, તે કાંઇ બોલવા જતી હતી. પરંતુ હરેન્દ્રએ તેને બોલતા અટકાવી દીધી. હરેન્દ્ર ગ્લાનિભર્યા અવાજે બોલ્યો : "તમે બધા આજે તો અમારા મહેમાન છો. કમલને પણ આજે અમે અમારા અતિથિ તરીકે અહીં બોલાવી આણ્યા છે, જો કોઇ આ બે વાતો આજે ભૂલી જશો, તે અમને ભારે દુઃખ થશે"

નીલિમા બોલી : "મને કમલે તે દિવસે કહેલી પેલી વાતનું સ્મરણ થાય છે હરેનબાબુ ! કે કોઈ મને છોટગિન્ની કહીને બુમ મારે, તેથી હું કાંઈ ખરેખર જ ગૃહિણી બની જતી નથી. એથી માત્ર એટલું જ સ્પષ્ટ થાય છે, કે એ સ્થાન હું સાચવી રહી છું. મુખુર્યેમશાયની સલાહથી મારા ઘરની ભાડાની રકમ મેં ભેગી કરી રાખી છે. મને એ રકમ ભવિષ્યને માટે કામ લાગશે, અને..."

હરેન્દ્ર હાથ જોડીને બોલ્યો : "એ વાત જવા દો બૌદિ ! એ "સલાહની લડાઇ" આજે અમારે ઘેર શા માટે લડી લેવા માંગો છો ? મહેરબાની કરીને ઘેર જઈ ને આ લડાઇ પતાવી દેજો, નહિ તો માર્યા ગયા સમજજો. જે ભયથી મેં અક્ષયને બોલાવ્યો નથી, તે ભયને શું તમે આગળનો આગળ જ લાવવા માંગો ?"

આ સાંભળી અજિત અને કમલ બંને હસવા લાગ્યા. હરેને અજિતને પૂછ્યું : "અજિતબાબુ ! કાલે તમે તમારા ઘેર જવાના છો,

ખરી વાત ?" અજિતે પૂછ્યું, "પણ એ તમને કાણે કહ્યું ?" હરેન્દ્ર બાલ્યા : "આશુબાબુને આમંત્રણ આપવા હું ગઈ કાલે તમારે ત્યાં આવ્યા હતા, ત્યાં એ વાતની ખબર પડી હતી."

અજિત બાલ્યા, "વાત ખરી છે, પણ કાલે જવાના નથી, પરમ દિવસે જવાના છું; પરંતુ ક્યાં જવું તેનું જ કાંઈ ઠેકાણું નથી. નાગાદ સ્ટેશને જઈને ઉતરવું છે, પછી ત્યાંથી ગાડી જે દિશાએ ખેંચી જાય, તે દિશાના પ્રવાસ શરૂ કરવા છે."

હરેન્દ્ર બાલ્યા : "એ તા વૈરાગીઓના જેવું થયું ! વૈરાગીઓ પોતે ક્યાં જાય છે, તે જાતે જ જાણતા નથી." અજિત બાલ્યા : "ખરી વાત" હરેન્દ્રએ પૂછ્યું, "પાછા ક્યારે આવશા ?" અજિત બાલ્યા : "તેનું કાંઇ ઠેકાણું નથી."

હરેન્દ્રએ કહ્યું : "અજિતબાબુ ! તમે શ્રીમંત છા, પણ પરદેશમાં તા આપણે શ્રીમંત અને ભાર વહેનાર મજુર, એ બંનેએ ભાઇ તરીકે રહેવું એ જ યાગ્ય છે. અને તેમાંજ ફાયદા પણ છે." કમલ બાલી : "તમને રાંધવા માટે કાઇની જરૂર હાય, તા હું પણ એક માણસને તમારી સાથે આપીશ કે જેના રસાઇ કરવામાં જોટા નહિ મળશે. તમે એ માણસના સ્વીકાર કરી લેશાને અજિતબાબુ !"

અવિનાશને આ ચર્ચામાં કાંઈ રસ પડચો નહિ. તે બાલ્યા : "હવે વખત ન બગાડા, હરેન્દ્ર ! ચાલા બહાર ફરવા જવાની તૈયારી કરા."

હરેન્દ્ર સવિનય બાલ્યા : "છાત્રા સાથે તા તમે આજે ઓળખાણ પાડીજ નથી ? તમારે એમને ઉપદેશના બે શબ્દા તા કહેવા જ જોઈએ."

અવિનાશબાબુ બાલ્યા : "ઉપદેશ આપવાને માટે અમે કાંઇ આવ્યા નથી, અમે તા તમારા મિત્ર તરીકે આવ્યા છીએ."

એટલામાં સતીશબાબુ ત્યાં છાકરાઓને સાથે લઇને આવી પહોંચ્યા. દશબાર વર્ષના બાળકાથી માંડીને વીસ બાવીશ વર્ષના તરૂણા પણ તેમાં

હતા. શીતકાળ ચાલતો હતો છતાં છોકરાઓએ માત્ર સાદી પાતળી સુતરાઉ બંડીઓજ પહેરી હતી. કોઇના પણ પગમાં જોડા ચંપલ નહતા. જોડા ચંપલ એ તેમને હિસાબે જીવનની જરૂરિઆતની મહત્વની વસ્તુ નહતી. હરેન્દ્રએ આજે એ શબ્દો કહેવાની પુરી તૈયારી કરી રાખી હતી. તેણે પોતાનું ભાષણ તૈયાર કરી નાંખ્યું હતું. તેની મનમાં સ્મૃતિ કરતો તે બોલ્યો: "આ બાળકોએ સ્વદેશને માટે જીવન અર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે. આ આશ્રમમાં જે મહત્વના આદર્શોનું શિક્ષણ આપવામાં આવે છે, તેનો સ્થળે સ્થળે, ગામે ગામે, શહેરે શહેરે, પ્રચાર કરવાની તેમની પ્રતિજ્ઞા છે. તેઓ આજે તમારી પાસે આશિવીદ લેવાને ઉભા છે.

સઘળાએ મૂકત કંઠે તેમને આશિર્વાદ આપ્યા.

હરેન્દ્ર બોલ્યો: "જો સમય હોય, તો આશ્રમનો કેટલોક ઇતિહાસ તમારી સામે રંજુ કરવા માંગું છું." એટલું બોલીને તે કમલને ઉદ્દેશીને બોલ્યો: "આપ સઘળાને આજે ખાસ આમંત્રણ આપીને અહીં તેડી આણ્યા છે, તેમાં એક મહત્વનો ઉદ્દેશ છે અમે આપની આગળ આશ્રમનો ઇતિહાસ રજુ કરવા માંગીએ છીએ. વળી આ બાળકો પણ તમારી પાસેથી તેમનું જીવન ઉંજવળ થાય, એવા શબ્દો સાંભળવાની આશા રાખે છે."

કમલ સંકોચ પામતી બોલી, "હું પણ કાંઇક બોલવા માંગું છું હરેનબાબુ !"

સતીશ બોલ્યો: "વકતૃત્વની આવશ્યકતા નથી, માત્ર ઉપદેશનીજ અમે આશા રાખી છે."

કમલ બોલી: "તમે કયા કાર્યને દેશકાર્ય કહો છો ?"

સતીશ બોલ્યો, "જે કાર્યો વડે દેશનું સર્વ પ્રકારે કલ્યાણ થાય, તેને અમે દેશકાર્ય કરીએ છીએ,"

કમલ બોલી: "પરંતુ કઇ બાબતોને દેશ કલ્યાણ કહેવું, એ વાતમાં કાંઇ બધાનો એક જ અભિપ્રાય નથી. હું જેને દેશ કલ્યાણ

કહું, છું. તેને તમે દેશ કલ્યાણ ન કહેતા હો, તો મારો ઉપદેશ તમારે માટે વ્યર્થ છે."

સતીશ ગુંચવાયો. આ પ્રશ્નનો વ્યાજબી જવાબ તે શોધી શક્યો નહિ. હરેન્દ્રએ સતીશબાબુને આ આપત્તિમાંથી બચાવી લેતા કહ્યું, "જે કાર્યો વડે ભારતને મુક્તિ મળી શકે, તે કાર્યોને અમે દેશકલ્યાણના કાર્યો કહીએ છીએ. એવો કોણ પાજી હશે, કે જે આ મહાન સત્યનો અસ્વીકાર કરશે?"

કમલ બોલી: "હું કમારા મંતવ્યનો અસ્વીકાર કરવાનું જોખમ ખેડું છું. હું કહું છું કે એ મુકિત શબ્દના જેવો છેતરનારો ભયંકર શબ્દ બીજો એકે નથી. તમે શાથી મુકિત મેળવવા માંગો છો? જાત જાતના દુઃખથી કે સંસાર બંધનથી? તમે દેશ કલ્યાણને માટે કયું એક કાર્ય ચોકકસપણે નક્કી કર્યું છે? કે જે કાર્ય માટે આ આશ્રમની શરૂઆત કરી છે વારું? તમારો સ્વદેશસેવાનો આદર્શ શું છે, તે તો કહો!"

હરેન્દ્ર અસ્વસ્થ થતાં બોલી ઉઠ્યો: "એ બધી લાંબી લાંબી વાતોમાં અમે પડવાં ચહાતા નથી કમલ!" કમલ બોલી: "તો પછી એમ કહો કે એ અમારૂં કર્તવ્ય નથી, અમારો આદર્શ સ્વતંત્ર છે. સંસારત્યાગ વૈરાગ્ય, સાધના; એને અમે ઇચ્છતા નથી, પરંતુ અસારી સાધના પૃથ્વીનું સમસ્ત ઐશ્વર્ય, સમસ્ત સૌંદર્ય, સમસ્ત પ્રાણનો અનુભવ કરવા માટે જીવતા રહેવું એ છે પણ શું આ રીતે આ મહાન વસ્તુઓનું આ બાળકોને શિક્ષણ મળે છે ખરૂં? તેમના શરીરમાં નથી એક પુરો મોટો ડગલો, નથી જોડા. શરીર પર બારીક વસ્ત્રો છે, માથે નથી ટોપી, માત્ર વાળ તેમના મગજની રક્ષા કરી રહ્યા છે એમનામાંથી જીવનનો આનંદ તો ઉડીજ ગયો હોય, એમ લાગે છે. શું તમારા આ બાળકો તમારો ઉદ્દેશ પાર પાડી શકશે ખરા?"

સતીશ હતબદ્ધ બની ગયો. તેણે પૂછ્યું; 'તમે એમ કહો છો, કે

સ્વતંત્રતાની ચળવળમાં અથવા ધર્મમય જીવન ગાળવામાં ત્યાગનું શિક્ષણ આપવું જરૂરી નથી ?"

"મુક્તિસંગ્રામનો અર્થ તો પહેલા આપણે નક્કી કરી શક્યા નથી. તે પહેલાં સ્વતંત્રતાની હવે વાત જ ન થઈ શકે."

સતીશ ગુંચવાઈ ગયો, કમલ હસીને બોલી : "એમ લાગે છે, કે પરદેશીઓની સત્તામાંથી સ્વદેશને સ્વતંત્ર બનાવવો, એ ચળવળને મુક્તિસંગ્રામ કહો છો. જો તેમ હોય, તો મેં પોતે તો ધર્મની સાધના કરી નથી અને ત્યાગની દીક્ષા પણ લીધી નથી છતાં મુક્તિસંગ્રામમાં તમે જોશો, કે હું તમારી સાથે જ હોઇશ."

સતીશ કાંઇ બોલ્યો નહિ, " તે એક પ્રકારે આવેશમાં આવી ગયો. સતીશ કમલની ચંચલ આંખો તરફ જોઇ રહ્યો. કમલ પણ તેની સામે જ જોઈ રહી. કમલે પોતાની દૃષ્ટિ પાછી ખેંચી લીધી નહિ, એ વખતે રાજેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો હતો, અને તે બારણા બહાર ઉભો હતો. જો કે સતીશે તેને પણ જોયો ન હતો, તે અનિમેષ આંખો વડે કમલ તરફ જોઈ રહ્યો. કમલ પણ રાજેન્દ્રની સામે જોઈ રહી હતી. રાજેન્દ્રનો ચહેરો અત્યારે જોવો ભયંકર લાગતો હતો. રાજનની ઉંમર દેખાવમાં ચચ્ચીસ છવ્વીસ વર્ષની હતી. તેનો દેખાવ ગોરો હતો. તે બંગાળી હિંદુ હશે, એમ કોઇ કલ્પી શકે એમ ન હતું. મોટું પહોળું કપાળ અને તેના વિશાળ દેહથી તે ત્રીસેક વર્ષનો હોય એમ લાગતું હતું તેના નેત્રો ગંભીર હતા, પરંતુ સાક્ષાત ક્રોધ તેના નેત્રોમાં દોડી રહ્યો હતો. અંધકારમાં ડુબી ગયો હોય, તેવી તેની આંખો સાફ જણાઈ આવતી હતી. એમ સહજ લાગતું હતું કે એને આશ્રમ જેવી સંસ્થામાં રહેવા દેવો, એ ખરેખર જોખમભર્યું હતું !

કહું, છું. તેને તમે દેશ કલ્યાણ ન કહેતા હો, તો મારો ઉપદેશ તમારે માટે વ્યર્થ છે."

સતીશ ગુંચવાયો. આ પ્રશ્નનો વ્યાજબી જવાબ તે શોધી શક્યો નહિ. હરેન્દ્રએ સતીશબાબુને આ આપત્તિમાંથી બચાવી લેતા કહ્યું. "જે કાર્યો વડે ભારતને મુક્તિ મળી શકે, તે કાર્યોને અમે દેશકલ્યાણના કાર્યો કહીએ છીએ. એવો કોણ પાજી હશે, કે જે આ મહાન સત્યનો અસ્વીકાર કરશે?"

કમલ બોલી: "હું કર્માંરો મંતવ્યનો અસ્વીકાર કરવાનું જોખમ ખેડું છું. હું કહું છું કે એ મુકિત શબ્દના જેવો છેતરનારો ભયંકર શબ્દ બીજો એકે નથી. તમે શાથી મુકિત મેળવવા માંગો છો? જાત જાતના દુઃખથી કે સંસાર બંધનથી? તમે દેશ કલ્યાણને માટે કયું એક કાર્ય ચોક્કસપણે નક્કી કર્યું છે? કે જે કાર્ય માટે આ આશ્રમની શરૂઆત કરી છે વારું? તમારો સ્વદેશસેવાનો આદર્શ શું છે, તે તો કહો!"

હરેન્દ્ર અસ્વસ્થ થતાં બોલી ઉઠ્યો: "એ બધી લાંબી લાંબી વાતોમાં અમે પડવાં ચહાતા નથી કમલ!" કમલ બોલી: "તો પછી એમ કહો કે એ અમારૂં કર્તવ્ય નથી, અમારો આદર્શ સ્વતંત્ર છે. સંસારત્યાગ વૈરાગ્ય, સાધના; એને અમે ઈચ્છતા નથી, પરંતુ અમારી સાધના પૃથ્વીનું સમસ્ત ઐશ્વર્ય, સમસ્ત સૌંદર્ય, સમસ્ત પ્રાણનો અનુભવ કરવા માટે જીવતા રહેવું એ છે પણ શું આ રીતે આ મહાન વસ્તુઓનું આ બાળકોને શિક્ષણ મળે છે ખરૂં? તેમના શરીરમાં નથી એક પુરો મોટો ડગલો, નથી જોડા, શરીર પર બારીક વસ્ત્રો છે, માથે નથી ટોપી, માત્ર વાળ તેમના મગજની રક્ષા કરી રહ્યા છે એમનામાંથી જીવનનો આનંદ તો ઉડીજ ગયો હોય, એમ લાગે છે. શું તમારા આ બાળકો તમારો ઉદ્દેશ પાર પાડી શકશે ખરા?"

સતીશ હતબદ્ધ બની ગયો. તેણે પૂછ્યું; "તમે એમ કહો છો, કે

સ્વતંત્રતાની ચળવળમાં અથવા ધર્મમય જીવન ગાળવામાં ત્યાગનું શિક્ષણ આપવું જરૂરી નથી ?"

"મુક્તિસંગ્રામનો અર્થ તો પહેલા આપણે નક્કી કરી શક્યા નથી. તે પહેલાં સ્વતંત્રતાની હવે વાત જ ન થઈ શકે."

સતીશ ગુંચવાઈ ગયો, કમલ હસીને બોલી : "એમ લાગે છે, કે પરદેશીઓની સત્તામાંથી સ્વદેશને સ્વતંત્ર બનાવવો, એ ચળવળને મુક્તિસંગ્રામ કહો છો. જો તેમ હોય, તો મેં પોતે તો ધર્મની સાધના કરી નથી અને ત્યાગની દીક્ષા પણ લીધી નથી છતાં મુક્તિસંગ્રામમાં તમે જોશો, કે હું તમારી સાથે જ હોઇશ."

સતીશ કાંઇ બોલ્યો નહિ, " તે એક પ્રકારે આવેશમાં આવી ગયો. સતીશ કમલની ચંચલ આંખો તરફ જોઇ રહ્યો. કમલ પણ તેની સામે જ જોઈ રહી. કમલે પોતાની દૃષ્ટિ પાછી ખેંચી લીધી નહિ, એ વખતે રાજેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો હતો, અને તે બારણા બહાર ઉભો હતો. જો કે સતીશે તેને પણ જોયો ન હતો, તે અનિમેષ આંખો વડે કમલ તરફ જોઈ રહ્યો. કમલ પણ રાજેન્દ્રની સામે જોઈ રહી હતી. રાજેન્દ્રનો ચહેરો અત્યારે જોવો ભયંકર લાગતો હતો. રાજનની ઉમર દેખાવમાં ચચ્ચીસ છવ્વીસ વર્ષની હતી. તેનો દેખાવ ગોરો હતો. તે બંગાળી હિંદુ હશે, એમ કોઇ કલ્પી શકે એમ ન હતું. મોટું પહોળું કપાળ અને તેના વિશાળ દેહથી તે ત્રીસેક વર્ષનો હોય એમ લાગતું હતું તેના નેત્રો ગંભીર હતા, પરંતુ સાક્ષાત ક્રોધ તેના નેત્રોમાં દોડી રહ્યો હતો. અંધકારમાં ડુબી ગયો હોય, તેવી તેની આંખો સાફ જણાઈ આવતી હતી. એમ સહજ લાગતું હતું કે એને આશ્રમ જેવી સંસ્થામાં રહેવા દેવો, એ ખરેખર જોખમભર્યું હતું !

હરેન્દ્ર બોલ્યો : ' એ મારો સ્નેહી થાય છે. ફક્ત સ્નેહી જ નહિ, પણ મારો સગો ભાઈ જ છે. તે જબરો કર્મયોગી છે, મહાન દેશભક્ત છે. તદ્દન નિર્ભય છે અને મનોવૃત્તિ સાધુના જેવી નિર્મળ છે. આવો ભવ્ય પણ કર્મવીર પુરૂપ મેં આજ સુધીમાં બીજો જોયો નથી. બૌદિ ! એજ વાત મેં તે દિવસે તમને કહી હતી એ જેટલી સહેલાઇથી પૈસા મેળવતો હતો, તેટલી જ સહેલાઈથી તે ખરચી નાંખતો હતો. એ આશ્ચર્યકારક માણસ છે." આ સાંભળીને અજિત કાંઈ બોલવા જતો હતો, એટલામાં એક છોકરાએ આવીને ખબર આપી : કે "અક્ષયબાબું આવે છે." હરેન્દ્ર આશ્ચર્ય પામતો મોટેથી બોલ્યો : "અક્ષયબાબુ આવે છે ?"

અક્ષયે અંદર આવતા આવતા કહ્યું, "હા. હા. તમારો પરમ મિત્ર અક્ષયકુમાર" સહસા ચમકીને તે બોલ્યો : "અરે આજે આ શું ગરબડ છે ? બધા અહીં ભેગા થયા છે ? આશુબાબુની સાથે હું તો ફરવા ગયો હતો. એટલામાં એવી ઇચ્છા થઈ, કે લાવો આજે હરેનબાબુને મળી આવીએ."

અક્ષયની આ વાતોનો કોઈએ કાંઈ જવાબ આપ્યો નહિ. જવાબ આપવા જેવું જ તેમાં કાંઈ નહોતું, અને તે વાતો વિશ્વાસ રાખવા યોગ્ય પણ ન હતી. અક્ષયનો એ રસ્તો પણ ન હતો અને એ રસ્તે તે આવતો પણ ન હતો.

અક્ષય કમલ તરફ જોઈને બોલ્યો : "તમારે ત્યાં ગઇ કાલે સવારે જ આવવાની મારી ઇચ્છા હતી. પરંતુ તમારૂં ઘર ખબર ન હોવાથી હું આવી શક્યો ન હતો. મારે તમને એક આનંદજનક સમાચાર આપવાના છે."

કમલ કાંઇપણ બોલ્યા વિના એ વાત સાંભળી રહી. હરેન્દ્ર બોલ્યોઃ "શું કાંઇ વધાઇ છે ? એ ખબર જો આટલી સારી હોય, તો તે

બધાને જાહેર કરી દેવી, પણ જરૂરી છે, એમાં છુપાવવા જેવું કાંઇ જ ન હોવું જોઇએ."

"નારે ના, છુપાવી દેવા જેવું કાંઇ જ નથી હરેન્દ્ર! જુઓ, કમલ! તમે તમારો એક સુંદર ગલીચો ગીરો મૂકી આવ્યા હતા. તે વેચાઈ જતો હતો, એ ગાલીચો આશુબાબુએ પોતે ખરીદી લીધો છે તેણે તમને કહેવડાવ્યું છે, કે કાલે સવારે તમે એ તમારો ગાલીચો આશુબાબુને ત્યાંથી પાછો મંગાવી લેજો."

અક્ષયબાબુએ જે નિષ્ઠુરતાપૂર્વક આ વાત કહી હતી, તે સાંભળીને સઘળાને ભારે ખેદ થયો. કમલનુ મોઢું તદ્દન ફીકું પડી ગયું અને તે જોઇને અવિનાશ સુદ્ધાં, સઘળાના મોઢાં લાલચોળ બની ગયા!

કમલ બોલી: "આશુબાબુને કહેજો કે તેમના ઉપકારને માટે હું આભાર માનું છું. પરતુ મને હવે ગાલીચાની જરૂર નથી."

"કેમ જરૂર નથી."

"કારણ કે એના પર મારો હક નથી. જેના ઉપર મારો હક નથી, તે વસ્તુ મને જોઇતી નથી."

હરેન્દ્ર ખીજવાઇને બોલ્યો: 'માણસ જ્યારે જંગલી બને છે, ત્યારે તેના સૌજન્યનો નાશ થઈ જાય છે તો! અક્ષયબાબુ, મેં તમને આજે અહીં બોલાવ્યા ન હતા, કૃપા કરીને તમે અહીંથી ચાલ્યા જાઓ, એ હું ઇચ્છું છું.

કમલે મ્હોં ફેરવીને અજિત તરફ જોયું. તેની બંને આંખો પાણીથી ભરાઇ ગઇ હતી. તેણે અજિતબાબુ તરફ જોઇને કહ્યું, "અજિતબાબુ! તમારી સાથે ગાડી છે, કૃપા કરીને તમે મને ગાડીમાં ઘેર પહોંચાડી દેશો?"

અજિત કાંઈ બોલ્યો નહિ, તેણે માથું હલાવી કમલને ઘેર જવાની હા પાડી. કમલ નીલિમાને નમસ્કાર કરીને બોલી : "જાઉં છું છોટગિન્ની! એમ લાગે છે, હવે આપણે લાંબો સમય સુધી મળી શકાશું નહિ. કારણ કે મારે આગ્રા છોડી જવું પડશે."

તે આગ્રા છોડીને ક્યાં ચાલી જશે, એવું તેને પૂછવાનું કોઈ સાહસ કરી શક્યું નહિ. નીલિમાએ કમલનો હાથ પોતાના હાથમાં પકડીને સ્નેહપૂર્વક દબાવ્યો. તે પછી કમલ હરેન્દ્રને નમસ્કાર કરીને ઊઠી ગઈ અને અજિતની પાછળ પાછળ ઘર છોડીને બહાર નીકળી ગઈ.

કમલ મોટરમાં બેઠી. તે જાણે હૃદયશૂન્ય બની ગઇ હતી. ફીકી આંખોએ આકાશ સામે જોઇ રહી હતી. ગાડી ધીમી પડતાં જ તેણે આમતેમ નજર નાંખતા અજિતને પૂછ્યુ: "તમે આમ કયાં ગાડી દોડાવો છો, અજિતબાબુ! આ મારા ઘરનો રસ્તો નથી."

"ના તમારા ઘરનો રસ્તો નથી."

"ત્યારે તમે મને આમ ક્યાં લઇ જાઓ છો? તમે ગાડી પાછી ક્યારે વાળશો?" ચોંકીને કમલે પૂછ્યું.

"તે તમે જાણો. મને હુકમ કરતાં જ હું ગાડી પાછી ફેરવી લઇશ."

આ શબ્દો સાંભળીને કમલને ભારે આશ્ચર્ય થયું. આવા ઉત્તરની કમલે આશા રાખી નહતી. અજિતના કંઠની અસ્વાભાવિકતાથી કમલ એકદમ ચોંકી ઉઠી. થોડીવાર મુંગા રહ્યા પછી, તે કઠણ જીવ કરીને હસતા હસતા બોલી: "રસ્તો ભૂલી જવાનો હુકમ કાંઇ કર્યો નહોતો અજિત! કે જેથી હવે ખરે રસ્તે જવા માટે પણ મારે હુકમ કરવો પડે! મને મારે ઘેર પહોંચાડી દેવાની ફરજ તમારી છે અને તમે તેમ કરશો, એની મને ખાતરી છે."

"પણ કોઈ પોતાની ફરજ ભૂલી જાય, તો શું થાય કમલ?"

"એ બાબત ઉપર મેં હજી વિચાર કર્યો જ નથી અજિતબાબુ! જ્યારે માર્ગની ભૂલભુલામણીમાંથી બચી જઇને આપણે ઘેર જઇ પહોંચીશું, ત્યારે હું એ બાબત ઉપર વિચાર કરી જોઇશ."

અજિત અસ્પષ્ટ સ્વરે બોલ્યો: "ત્યારે એનો વિચાર હમણા જ કરી લો ને. હું તમારા જવાબની રાહ જોઇ રહ્યો છું." એમ બોલીને તે કેટલોક સમય સ્વબ્ધ થઇ રહ્યો. તે પછી અજિત બોલ્યો: "તે દિવસની વાત મનમાં યાદ આવે છે કે કમલ? તે દિવસે ઘોર અંધકારમાં આપણે આજ રસ્તે આવ્યા હતા."

"હા, તે દિવસે અંધકાર હતો ખરો," એમ કહીને કમલ મોટર ઉભી રહેતાં, બારણું ખોલીને નીચે ઉતરી. અજિત પણ નીચે ઉતર્યો અને રસ્તાપર ગોઠવેલા બાંકડા પર તેઓ બેઠા.

અજિત બોલ્યો : હું તમને ભલતે રસ્તે લઇ જાઉં છું, એવી તમે આજે આશંકા શા માટે કરી હતી. તે સમજવાની મારે જરૂર છે. કમલ બોલી: "એ શંકા મારા પોતાના માટે કરી ન હતી, અજિતબાબુ મેં તો તમારે માટે પણ એ શંકા કરી હતી, કે તમે જાતે જ રસ્તો ભૂલી ગયા છો!"

"શું તમને કાંઇ ભય લાગ્યો હતો?"

"મને કાંઇ ભય લાગ્યો નહતો. શંકા કરવામાં પણ મારો તો એજ ભાવ હતો, કે તમે રસ્તો ભુલ્યા હો, તો તમને તેનું સ્મરણ કરાવવું."

કમલ વળી બોલી: 'ચાલો, હવે એ વાત જવા દો. આપણે આગળ ફરી આવીએ." કમલના આ શબ્દો અજિતે સાંભળ્યા, પણ તે તેના હૈયામાં પહોંચ્યા નહિ. એક જ ક્ષણમાં તેની નસોમાંનું લોહી પાગલની માફક ઝપાટામાં દોડવા લાગ્યું. તે એકદમ આવેગ ભરી વાણીમાં બોલ્યો: "કમલ' તમે મારી ઉપર તો વિશ્વાસ રાખી શકો છો ને?"

કમલનો શ્વાસ જાણે રૂંધાઇ ગયો. ક્ષણવાર પછી તે બોલી: "હા."

"ત્યારે તમે હવે કોને શોધતા ફરો છો? મારી સાથે ચાલ્યા આવો ને!"

" ચાલો ત્યારે. "

અજિત ગાડીમાં બેસવા ગયો. પણ તેના પગ ઉપડયા નહિ. તેણે ફરીથી અટકી જઇને કહ્યું. ' તમારી પાસે ઘેરે એવી કોઈ ચીજ નથી, કે જે તમારે સાથે લઇ જવા જેવી હોય "

" મારી પાસે નથી, પણ તમારી પાસે તો સાથે લઈ જવાં જેવું કાંઈ હશેને ? "

અજિતે પાકીટ ખોલીને તપાસ્યું. તે બોલ્યો : " હા, પૈસા ટકા કાંઇ નથી. તેની તો ભારે જરૂર પડશે. "

" ગાડી વેચી નાંખશો, તો પૈસા જરૂર મળશે. "

અજિત વિસ્મય થઇને બોલ્યો : " પણ ગાડી કેમ વેચાય ? ગાડી તો આશુબાબુની છે. મારી નથી. "

કમલ બોલી : " તેમાં શું થયું ? આશુબાબુની ગાડી તમે વેચી નાંખશો, તો પણ તમારા તરફના તિરસ્કારથી અને લજ્જાથી આશુબાબુ એ વાત કોઈને કહી શકવાના નથી. એટલે એમાં ફીકર રાખવા જેવું બિલકુલ નથી. "

અજિત આ સાંભળીને સ્તબ્ધ બની ગયો. અજિતનો એક હાથ આ વખતે કમલના ખભા ઉપર હતો, તે નીચે પડી ગયો. અજિત લાંબો સમય કાંઇ વિચાર કરી રહ્યો. આખરે તે બોલ્યો : તમે શું મારી મશ્કરી કરો છો, કમલ ! "

" ના, ખરૂં કહું છું. "

" ખરૂં કહો છો, ત્યારે શું પારકાની ચીજની સારે ચોરી કરવી' એ કામ તમે જાતે કરવાનું પસંદ કરો છો ? "

કમલ બોલી ! " હું એ કામ કરી શકવાની હિંમત રાખું છું. કે નહિ, તેનો અહીં વિચાર કરવો જ નકામો છે, પારકાની ચીજ પડાવી લેવાની હિંમત તમારામાં નથી અજિતબાબુ ? ચાલો ગાડીમાં બેસાડીને હવે મને ઘેરે પહોંચાડી દો.

અજિત ધીમે ધીમે બોલ્યો : "પારકાની ચીજને પચાવી જવાનું કાર્ય એ મહાન કામ છે, એમ તમે માનો છો ?"

"મહાન કામ છે કે નાનું કામ છે, તેની વાત નથી. એવું કામ કરવાની શકિત અને સાહસ તમારામાં નથી, એટલું જ કહેવું ઠીક છે."

"ના તેમ નથી ! કારણ કે તે શરમનું કામ છે." એમ કહીને અજિત જરા થોભ્યો તે બોલ્યો : "કોઇ પણ સારો માણસ એ કામ કરવાનું પસંદ ન જ કરે, એ ચોકખું છે."

અજિત થોડીવાર મુગો રહ્યો. તે પછી તે બોલ્યો : "ઊલટું એવી હિંમત હોત તો શરમાવા જેવુ લાગત."

મોટરના પ્રકાશમાં કેટલાંક ગાડાં દેખાયા. પાસે ગામ હશે. ખેડૂતો ગાડાં છોડી બળદ લઈ ઘેર ગયા હશે. અજિત ગાડી ત્યાંથી પસાર કરતા બોલ્યો : 'કમલ, તને સમજવી કઠણ છે."

કમલ હસીને બોલી : કઠણ શાની ? તમો એટલું તો સમજો છો કે રસ્તો ભૂલવાથી મને ભૂલાવી લઈ જઈ શકાય"

"વખતે એમ સમજવામાં મારી ભૂલ હશે."

કમલ ફરી બોલી : "રસ્તો ભૂલ્યા એ ભૂલ, મને ભૂલાવવાનો પ્રયત્ન કર્યો તે પણ ભૂલ અને પાછી પોતાની સમજમાં પણ ભૂલ ? અજિતબાબુ જરા આત્મશ્રદ્ધા રાખતાં શીખો."

"પોતાની ભૂલ ન સ્વીકારવામાં જ શું આત્મશ્રદ્ધા રહેલી છે, કમલ ?"

"ના, એવું નથી. પરંતુ અસ્વીકાર કરવાની પણ રીત હોય છે."

અજિતે થોડીવાર રહી પૂછ્યું : "પણ જ્યાં સાચેસાચ ભૂલ જ હોય ત્યાં ? શિવનાથના અનુભવથી પણ શું તને પશ્ચાતાપ થતો નથી, કમલ ? કમલે બરાબર જવાબ વાળ્યો નહિ.

દશેક મિનિટ પછી અજીત ઓચિંતો બોલી ઉઠયો, "કમલ, આવી જ ભૂલ જો હું પાછો કાલે કરી બેસું તો તે વખતે તું મારા પર ખિજાવાની ખરી ?"

"પણ તેનો ઉત્તર તેથી આપી શકાય, અજિતબાબુ ? અનિશ્ચિત બાબતમાં નિશ્ચિત જવાબની આશા ન રાખી શકાય."

"એટલુ કે મારો આ મોહ કાલ સુધી ટકશે નહિ, એવી તને ખાતરી છે ?"

"એમ બનવું અસંભવીત નથી એટલું જ મને લાગે છે."

અજિત મનમાં સમસમી ઉઠયો ને બોલ્યો : 'હું ગમે તેવો હોઉ કમલ, પણ શિવનાથ જેવો નથી."

કમલે ઉત્તર દીધો : 'એ હું જાણું છું. અજિતબાબુ કદાચ તમારા કરતા હું એ વધારે જાણતી હોઇશ."

અજિત બોલ્યો : "જાણતી હોત તો તું કદી પણ આવું માનત નહિ. કે આજે મેં તને ખોટી રીતે ભોળવવાની ઇચ્છા કરી હતી. એ સમજવામાં તે સાચે જ ભૂલ કરી છે.

કમલ બોલી : "ખોટું હોવાની વાત નથી થઈ. અજિતબાબુ મોહ હોવાની થઇ હતી. બંને એક વસ્તુ નથી. આજે મોહને વશ થઇ જો કોઇને યે તમે ભોળવવાનું પાપ કર્યું હોય તો તમને પોતાને જ ભોળવવાનું જ કર્યું છે. મને છેતરવાનું તમે નથી કર્યું એ હું જાણું છું"

'પરંતુ છેવટે છેતરવાની તો તું જ હતી, કમલ મારો રાતનો મોહ દિવસના અજવાળામાં ઊતરી જશે એ જાણવા છતાં પણ તેં સાથે આવવાની ના ન પાડી એ શું મશ્કરી જ હતી ?"

કમલ જરા હસી : "પરીક્ષા કરી લેવી હતી ને ? રસ્તો ઉઘાડો હતો, ના તો કદી નહોતી પાડી."

અજિત નિશ્વાસ નાખી બોલ્યો: "ના પાડે તો પણ મારે એ કહેવું પડશે કે તને સમજવી ખરેખર કઠણ છે. એક વાત તને કહું છું, કમલ; કે નારીનો પ્રેમ જેમ હૃદયને ઢાંકી દે છે તેમ રૂપનો મોહ પણ બુદ્ધિને મૂઢ કરી દે છે. ભલે કરે, પણ પહેલું જેટલું મહાન સત્ય છે તેટલું જ બીજું મહાન અસત્ય છે. તુ જાણતી હતી. કે આ મારો પ્રેમ નથી; પણ માત્ર ક્ષણિક મોહ છે, તો પછી તું કેવી રીતે એને ટેકો આપવા તૈયાર થઇ ગઈ ? કમલ, વાવાઝોડું ગમે તે રીતે. સૂર્યપ્રકાશને ઢાંકી દે છે પણ અંતે વાવાઝોડું વીખરાઈ જતા સૂર્ય પાછો વધુ તેજસ્વી પ્રગટ થાય છે."

અંધકારમાં ક્ષણકાળ માટે કમલ અજિત તરફ અનિમેષ નેત્રે જોઇ રહી. તે પછી-કમલ બોલી: "તમે કહો છો એ તો કવિની ઉપમાં છે અજિતબાબુ ! તે કાંઇ સત્ય પણ નથી અને દલીલ પણ નથી. કોઈ અતિ પ્રાચીન કાળમાં ધુમસની જ સૃષ્ટિ બની હતી. એ ધુમસ હજી આજ પર્યન્ત વિદ્યમાન છે. સૂર્યને તે વારંવાર ઢાંકી દે છે અને સૂર્યને તેનાથી વારંવાર ઢંકાવું પડે છે. સૂર્ય ધુમસને ભેદીને આખરે પ્રકાશે છે અને તે અચળ છે, તો ધુમસ પણ મિથ્યા નથી. તેનો પણ નાશ છે જ નહિ. અર્થાત્ બંને નશ્વર છે અને બને નિત્યના પણ છે. એ પ્રમાણે મોહ ક્ષણિક છે ખરો, પણ એ ક્ષણ કાંઇ મિથ્યા નથી, અને એ ક્ષણો પણ ફરી ફરીને આવ્યા જ કરે છે. માલતીના ફુલની જીંદગી કાંઇ સૂર્યમુખીના ફુલના જેવી લાંબી નથી, પણ તેથી માલતી કાંઇ મિથ્યા નથી." કમલે બોલવું પુરું કર્યું. અજિત અને કમલ ગાડીમાં બેઠા. ગાડી અજિતે કમલના બારણામાં આણીને ઉભી રાખી.

ગાડી થોભી: બંને નીચે ઉતર્યાં. ત્યાં અંધકારમાં રસ્તાની બાજુએ કોઇ અજાણી વ્યક્તિ ઉભી હતી. તેને જોતાં જ અજિત અને કમલ બંને ચમકી ઉઠ્યા, અજિતે પૂછ્યું: "કોણ છો ?"

"હું રાજન છું. આજ હરેન્દ્રના આશ્રમમાં તમને મળ્યો હતો તે."

"ઓહ રાજન! આટલા મોડા અહીં શા માટે?"

"તમારા સરખું એક કામ છે. તમે અહીં ચાલ્યા આવ્યા પછી આશુબાબુના ઘેરથી તમને શોધવા માટે ચારે બાજુએ માણસો દોડાવવામાં આવ્યા છે." એમ કહીને તેણે કમલની સામે જોયું.

"અમને શોધી કાઢવામાં એમનો શો હેતુ હશે?" કમલ બોલી.

"તમને ખબર હશે, કે ચારે દિશાએ હમણા ઇન્ફ્લુએન્ઝાનો રોગ સખ્ત રીતે ચાલે છે અને સેંકડો માણસો તેના પંજામાં ઝડપાઇ જાય છે. શિવનાથબાબુ ઇન્ફ્લુએન્ઝાથી પટકાઇ પડયા છે. તેમને આશુબાબુને ત્યાં લાવવામાં આવ્યા છે. આશુબાબુ જાણતા હતા, કે તમે હરેન્દ્રના આશ્રમમા હતા એટલે તેમણે તમને ત્યાં તેડુ મોકલ્યું હતું."

"કેટલા વાગ્યા હશે?"

"એમ લાગે છે કે ત્રણ થયા હશે."

કમલે ગાડીનો દરવાજો ખોલીને કહ્યું, "અંદર આવો, તમને આશ્રમમાં પહોંચાડી દઇએ. ચાલવું નહિ પડશે." અજિત રાજેન્દ્રને જોઇને સ્તબ્ધ બની ગયો હતો. તે લાકડાના પુતળાની માફક સ્થિરતાથી બેસી જ રહ્યો હતો ગાડી આશ્રમના બારણામાં આવીને ઉભી રહી. રાજેન્દ્ર નીચે ઉતર્યો કમલ બોલી: "તમને ધન્યવાદ ઘટે છે, રાજેન્દ્ર! અમને ખબર આપવાને માટે આજે તમને ઘણી તસ્દી લેવી પડી છે."

"એ મારૂં. કામ હતુ, એમાં મેં ઉપકાર કર્યો નથી. કાંઇ કામ પડે તો કહેવડાવજો." એમ કહીને રાજન ચાલ્યો ગયો, અજિતે આશુબાબુના ઘર તરફ મોટર દોડાવી. આશુબાબુનો બંગલો આવી પહોંચ્યો. બંગલાના બારણા આગળ જ આશુબાબુ જાતે ઉભા હતા. ગાડી આવીને ત્યાં ઉભી રહેતાં જ આશુબાબુએ પુછયું: "કોણ અજિત? કમલ સાથે છે?"

"હા."

તેમણે યદુને બૂમ મારીને કહ્યું, "યદુ! કમલને શિવનાથબાબુની પાસે લઈ જાઓ. તેમને ભારે દુઃખ થાય છે બાબા અજિત! આ ઋતુ પરિવર્તનનો કાળ છે, બહાર ઘણું રખડવામાં મજા નથી શરદી લાગશે. આજે હું પણ શરદીથી બે દિવસ થયા તાવે પટકાયો છું."

"તમે જાતે હજી સુધી કેમ જાગતા રહ્યા છો? અહીં સારવાર કરનારા માણસો તો ઘણા છે!"

"બીજા કોણ છે? ડોકટર આવીને ચાલ્યા ગયા. મને સુવા મોકલીને મનોરમા તેના ઓરડામાં ચાલી ગઇ!" આશુબાબુ જરાવાર થોભીને તાજો શ્વાસ લેતા બોલ્યા: "પણ કમલ, તારી આ ભૂલ છે. શિવનાથ આજે ચાર દિવસથી તાવે પીડાતા પારકે ઠેકાણે પડી રહ્યા છે, છતાં તમે તેની ખબર સુદ્ધાં લેતા નથી એ શું? જુઓ: લડાઈ ઝઘડા યાદ કરવા, એ મૂર્ખાઇ છે."

કમલે આ પ્રશ્નનો કાંઇ જવાબ ન આપ્યો. તે જાણતી હતી કે આશુબાબુ સીધા સાદા માણસ છે અને અંદરની કાંઈ વાતો જાણતા નથી. અજિત આજના બનાવથી સ્તબ્ધ થઈ ગયો હતો, તેની છાતી શરમ અને ભયથી ધડકી રહી હતી. કમલે પૂછ્યું: "પણ શિવનાથબાબુ અહીં આવ્યા શા માટે? હોસ્પીટાલમાં કેમ ન ગયા?"

'હોસ્પિટાલમાં? મને લાગે છે કે હજી તમારો શિવનાથબાબુ ઉપરનો ગુસ્સો ઉતર્યો નથી!" કમલ બોલી: "નહિ, હું આ કાંઈ ગુસ્સામાં પુછતી નથી આશુબાબુ! સ્વાભાવિક રીતે જ પૂછું છું" આશુબાબુ બોલ્યા: "આમ પૂછવું સારૂ પણ નથી અને સ્વાભાવિક પણ નથી. એમને માંદાને તમારી પાસે મોકલી દેવા મણિને ઠીક લાગ્યું નહિ."

"તે બરાબર થયું. મણિ જાણે છે કે રોગીઓની સારવાર કેમ કરવી, તે હું જાણતી નથી અને તેટલું મારામાં ધૈર્ય પણ નથી. અરે, શિવનાથબાબુ પણ જાણે છે કે ફકત સેવાસુશ્રુષાથી જ રોગ મટતો નથી, તે માટે ઔષધ અને પથ્યની જ જરૂર છે. સારૂ થયું, કે તેણે એ ખબર

મને ન મોકલતા મણિને મોકલી. મને લાગે છે કે તેમના નસીબમાં હવે જીવવાનું લખ્યું હશે, તેથી જ તેમને એવી બુદ્ધિ સુઝી હશે."

"તમારી ભૂલ છે કમલ ! રોગીને માટે ખરૂ તો સારવાર એજ મોટું ઔષધ છે, બાકી બીજું બધું એની પછી છે. હું પણ બહુ ઉપભોગી હતો કમલ ! આજે એ ઉપભોગો ભોગવતા ભોગવતા જ, માંદો થયો છું. ચાલો નીચે ઉતરો !" કમલ મોટરમાંથી નીચે ઉતરી.

અજિત હવે શું કરવું તે સમજી શકયો નહિ બધાએ રોગીને ત્રાસ ન આપવાની ધારણાથી શાંતિથી શિવનાથના ઓરડામાં પ્રવેશ કર્યો. અહીં આખી રાતના ઉજાગરાથી મંદ બનેલી મનોરમા શિવનાથની છાતી ઉપર માથું નાંખીને હમણાં જ સૂઈ ગઈ હતી શિવનાથના વેદનાથી પીડાતા બંને હાથ, મનોરમાના માથા ઉપર હતા. આ દૃશ્ય જોઇને આશુબાબુની આંખે જાણે અંધારા આવી ગયા ! કમલ અને અજિતે એક બીજાની સામે રહસ્યમયી દૃષ્ટિએ જોયું અને બધા આવ્યા હતા, તેવી જ શાંતિથી બહાર ચાલ્યા ગયા ! !

અજિત અને કમલ શિવનાથના ઓરડામાંથી બહાર આવીને એક બાંકડા ઉપર બેઠા. અજિતનું મોઢુ ફીક્કું પડી ગયું હતું. તેનું સઘળું લોહી ઉડી ગયું હતું. ત્યાં કોઇ પણ ત્રીજો માણસ નહતો એટલામાં એક ભદ્રમહિલાએ ત્યાં આવીને તેમને પૂછ્યું : "તમે શા માટે અહીં બેઠા છો ? ચાલોને હું તમને સુઇ જવાની વ્યવસ્થા કરી આપું છું."

કમલે કાંઇ જવાબ ન આપ્યો : જરાવાર રહી તે બોલી, "મારે તો અહીં એક ક્ષણ પણ રહેવું નથી." પેલી બાઈએ અજિતને પૂછ્યું : "તમે સુવા ચાલો."

"નહિ, મારે પણ સુવું નથી હું કાલે સવારે અહીંથી ચાલ્યો જવાનો છું." કમલે કહ્યું, "તે બરાબર છે. હું પણ તમારી સાથે જ આવીશ. તમે આ ખુરસી ઉપર બેસીને આજની રાત પુરી કરી નાંખો."

સવારે રસોઈઓ આવીને અજિતને આશુબાબુના શયનગ્રહમાં તેડી લઈ ગયો. અજિતબાબુને આવકાર આપતા આશુબાબુ બોલ્યા : "આવો અજિત ! મારી તબિયત કાલની જ સારી નથી." આશુબાબુનું હૈયું પ્રેમથી ભરાઈ આવ્યું. તેઓ બોલ્યા : 'બાબા અજિત ! મેં સાંભળ્યું છે કે આજે તમે જવાના છો. તમને રહેવાનો પણ હું હવે આગ્રહ કરી શકું તેમ નથી. કોણ જાણે હવે ફરી આપણે ક્યાં ને ક્યારે મળીશું. બોલ્યું ચાલ્યું માફ કરજો અજિત ! અને ઓળખાણ રાખજો હું આશીર્વાદ આપું છું, કે તમે જીવનમાં સુખી થજો બેટા !"

અજિત બોલવા ગયો : પણ તે બોલી ન શકયો. આશુબાબુ થોડીવાર મુંગા રહ્યા. પછી કમલને ઉદ્દેશીને બોલ્યા : "શિવનાથની તમે સારવાર કરતા નથી, તેથી તમને ઠપકો આપવાને મેં તો તમને બોલાવ્યા હતા. પરંતુ તમને જોતાં જ મારૂં અંતર નમ્ર બની ગયું. તે દિવસે અક્ષયે મને કહ્યું હતું કે શિવનાથબાબુ તમારે ત્યાં હવે રહેતા નથી. હવે મારા સમજવામાં આવી ગયું છે, કે તમે એની સારવાર શા માટે નથી કરતા. તમને પૈસાની મુશ્કેલી પડી હતી તેનું કારણ પણ હવે હું સમજી ગયો."

કમલ અને આશુબાબુ બંને નીરવ બની ગયા આશુબાબુ બોલ્યા : "તમારી સાથે અમારા લોકોનો વર્તાવ બહુ સારો નથી કમલ ! પણ હું તો તમને પહેલે દિવસે મળ્યો હતો, ત્યારથી જ પ્રેમપૂર્વક ચાહું છું, પણ આજે એમ થાય છે, કે હું મારા દુર્ભાગ્યે જો આગ્રા ન આવ્યો હોત......" આશુબાબુ વધારે બોલી શકયા નહિ. તેમની આંખો પાણીથી ભરાઈ ગઈ. તેઓ બોલ્યા "ઓ જગદીશ્વર ! જેવી તારી મરજી." કમલ ત્યાંથી ઉઠીને આગળ આવી અને આશુબાબુની પાસે બેઠી.

આશુબાબુએ કમલનો હાથ પકડીને તેને પોતાની પાસે ખેંચી લીધી. તે બોલ્યા : "કમલ ! હું જાણું છું કે તમે અત્યંત બુદ્ધિમાન છો. તમે સમજી શકતા હશો, કે શિવનાથના અહીં આવવાથી હું કાંઈ

રાજી થયો નથી. એણે મારા સુખી ઘરને આગ લગાડી દીધી છે" કમલે જોયું કે અજિત આડુ મોઢું રાખીને બેસી રહ્યો હતો અજિતને કમલે બારંવાર એ ચાર પ્રશ્નો પૂછી જોયા, પરંતુ અજિત કાંઈ બોલ્યો જ નહિ તે મુંગો રહ્યો છેવટે કમલ બોલી: "તમે જો શિવનાથબાબુને તમારે ત્યાં ન રાખવા માંગતા હો, તો તેને તમે હોસ્પીટલમાં મોકલી આપો નહિ તો છેવટે અમારે ત્યાં મોકલી આપો.

પણ હું એ વાત તો તમને સ્પષ્ટ રીતે જ કહી દઉં છું કે હું માંદા માણસોની સારવાર કેમ કરવી, તે જાણતી નથી બાકી તો ખરા મનથી હું શિવનાથની સેવા કરીશ, તેમાં તમારે વહેમ રાખવાની જરૂર નથી."

આશુબાબુ બોલ્યા: 'તમે એજ જવાબ આપશો એ હું જાણતો હતો, કારણ કે મારી ખાતરી છે કે તમારૂં અંતર પાષણ જેવું નથી. હું કહું છું કે તમારા ધણીને તમે તમારે ઘેર લઈ જાઓ. અલબત્તા તેના દવાદારૂના ખરચા માટે ચિંતા રાખશો નહિ. તે સઘળો ખર્ચ હું આપીશ"

"પણ એ વાત તમારે બધાની આગળ જાહેર કરી દેવાની જરૂર છે. આશુબાબુ! કે હું છુટે હાથે પૈસા ખરચું, તેથી કોઈને કાંઈને કાંઈ વહેમ લઈ જવાને કારણ ન રહે."

"તેની તમારે ચિંતા રાખવાની જરૂર નથી હું જીવતો છતાં તમરાં ઉપર કોઈપણ જાતની આપત્તિ આવવા દેવાનો નથી." કમલ આશુબાબુની સામે જોઈ રહી. તે કાંઈ બોલી નહિ. આશુબાબુ બોલ્યા: "શું વિચાર કરે છે કમલ!" કમલ જરાવાર રહીને બોલી: "મારા મનમાં એક વાત ઘોળાયા કરતી હતી. એમ થતું હતું કે બોલું કે ના બોલું. પણ આખરે નિશ્ચય થયો કે બોલી જ દેવું ઠીક છે. તમારા ઉપકાર માટે હું આભારી છું. પણ આપના પૈસા હું સ્વીકારવા માંગતી નથી આશુબાબુ!" આશુબાબુ પોતે ગાલીચા માટે અક્ષય સાથે કહાવેલો સંદેશો યાદ આવ્યો. તે બોલ્યા: "એકવાર મારી ભુલ થઈ ગઈ હતી, પણ તે તમારે ભુલી

જવી જોઇએ," કમલ બોલી: "નહિ, નહિ; એમ નથી. શિવનાથની તમે રક્ષા કરો એ એક રીતે મારી જ રક્ષા છે, એવું તમે સમજો છો, પરંતુ ખરી રીતે તેમ નથી. તમારી ઇચ્છા હોય, તો તમે એમની બીજી ગમે તે વ્યવસ્થા કરી શકો છો." આશુબાબુ બોલ્યા: "કમલ! તમને શિવનાથ ઉપર ક્રોધ આવે છે, એ વાસ્તવિક છે. પણ હું તમને કહું છું કે હું શિવનાથને બચાવી લેવા પ્રયત્ન કરૂં છું એનો અર્થ એ નથી, કે હું તમારા ઉપર ઉપકાર કરૂં છું. આ વાતનો મને ખ્યાલ છે. હવે તમારૂં અંતર ખુશી થશે ને" કમલનું મુખ તો પણ ફીકું પડી ગયું. તે બોલી: "હું દીલગીર છું, કે હું જે તમને સમજાવવા માંગું છું, તે તમે સમજી શકતા નથી. હું એમ કહું છું, કે જો તમે એમને હોસ્પીટલમાં મોકલવા ન માંગતાં હો તો પછી એમને હરેન્દ્રબાબુના આશ્રમમાં મોકલી આપો. તેઓ અનેકની સેવા કરે છે. તો આ એકની વધારે સેવા કરશે, અને જે ખર્ચ થાય તે તમે ત્યાં જ મોકલી આપજો. ચાલો હવે મને મોડું થાય છે હું ઉઠું છું" એમ કહીને તેણે ઉઠવાની ચેષ્ટા કરી આશુબાબુ બોલ્યા: "કમલ! તમારી આ ભૂલ છે હું તમારી અને શિવનાથ વચ્ચેની તકરાર દુર કરવા માંગતો હતો, પણ તમે એક તક ગુમાવી દેવા માગો છો. અને ધણીની સેવા કરવાની પણ ના પાડો છો."

કમને જવાબ આપ્યો: "આશુબાબુ! સેવા કરવાની મારી ના નથી. મેં તો આજ સુધીમાં ચહાના બગીચામાં અનેકની સેવા કરી છે. હું અભિમાન નથી કરતી. ગર્વથી નથી કહેતી. પણ મારે ખરી વાત કહી દેવી જોઇએ કે તમે અમારો ફરી સંબંધ જોડવા માંગો છો, પરંતુ હું એમની સાથે ફરી સંબંધ જોડવા બિલકુલ રાજી નથી"

આશુબાબુ બોલ્યા: "આ તમારી કેવી ભૂલ છે જરા સરખી ભૂલ કે ઝઘડાને માટે ધણીનોજ ત્યાગ કરી દો છો? આ શિક્ષણ તમે કયાંથી મેળવી આવ્યા છો?" તમને જો કોઇએ આવી શિખામણ આપી હોય તો, તે ખોટું છે. એ ભારેમાં ભારે અપરાધ છે. તમે બંગાળમાં જન્મ્યા છો તેથી બંગાળી બાળાઓનો ધર્મ, એ તમારો ધર્મ છે. અહીંનો ધર્મ

તે બીજા દેશો માટે અધર્મ પણ હોય, પણ તમારે જાણવું જોઈએ કે **स्वधर्मो निधनं श्रेय।**" આટલું બોલતાં બોલતાં આશુબાબુનું મોઢું તેજથી ઝમી રહ્યું અને તેમને હાંફ લાગી ગઈ. પરંતુ કમલના વિચારો પર આ ઉપદેશની કશી જ અસર થવા પામી નહિ. આશુબાબુ બોલ્યાઃ "તમને વિલાયતી સસ્કૃતિનો મોહ છે, પરંતુ નક્કી માનજો, કે એ મોહ આપણો નાશ કરનારો છે. હું જાણું છુ, કે એ મોહથી ઘણાની આંખો બંધ થઇ ગઇ છે. દેશનેતાઓ પણ હવે વારંવાર પોકારી પોકારીને એજ વાત કહે છે. તમે આપણી સંસ્કૃતિ તરફ આંખ તો ફેરવો. કોઇ-પણ પ્રકારની દીનતા આપણા આદર્શમાં નથી. કોઈ ચીજનો અભાવ નથી, ફક્ત તમે એ દિશામાં દૃષ્ટિ ફેરવો એટલીજ વાર છે. પૂર્વજો આપણે માટે બધું રાખી ગયા છે પણ હાથ ઉપાડીને તે લઈ લો, એટલી ખોટી છે. હું વિલાયત મારી પોતાની સગી આંખે જોઇ આવ્યો છું. અને ત્યાંના શિક્ષિત લોકોની દશા અને નીતિ જોઇને કંપી ગયો છું" કમલે જોયું કે અજિત સ્થિરપણે બેસીને આ બધું સાંભળી રહ્યો હતો. આશુબાબુ બોલ્યા : "બીજી વાતો જવા દો અને તમારાંજ દેશ તરફ ફરીને જુઓ! બસ એથી જ તમારું પણ કલ્યાણ થશે અને દેશને માટે પણ તમે પૂજ્ય બની જશો!" કમલ બોલીઃ ફક્ત એટલું કરવા માટેજ હું પૂજનીય બની જઇશ." આશુબાબુ બોલ્યા, "હા, હા! તમારી દૃષ્ટિ બહાર છે, તે તમે ઘર તરફ ફેરવી લેશો, તો જરૂર તમે પૂજનીય બની જશો." કમલ બોલીઃ "પણ બહાર પ્રકાશ હોય અને ઘરમાં અંધકાર હોય, તો શું એ અંધકારને જ પ્રીય માનવો? શું પૂર્વ દિશાએ સુરજ ઉગે, તે છતાં તે તરફ ન જોતાં પશ્ચિમમાં ઘર હોય તો એ જ બાજુ અંધારામાં પણ જોયા કરવું એનું જ નામ દેશપ્રીતિ છે?" આશુબાબુ કમલનો પ્રશ્ન સાંભળ્યા વિના જ બોલવા લાગ્યા. "આજે આ દેશની દશા દયાજનક થઇ પડી છે. આ દેશનો ધર્મ, દેશના ઇતિહાસ, દેશના આચારવિચાર, રીતિનિતિ એ બધા ઉપર વિદેશિવતાની છાપ પડી ચુકી છે. જાતિહિતની નજરે વિદેશીઓના અનુકરણનો રસ્તો, એ મોતનો પંથ છે. આપણે એટલું જ કરવાની જરૂર છે, કે આપણા

દેશબંધુઓ આજે બહાર જોઈ રહ્યા છે, તે પાછા પોતાના તરફ-સ્વદેશ તરફ જોતા થાય! આપણો સર્વનાશ થઈ ગયો છે, આપણી અસલ દશા ફરી પાછી ભલે ન આવે, પણ જે છે, તેનું તો રક્ષણ આપણે કરવું જ જોઈએ." અજિત એકદમ ઉશ્કેરાઈને ઉઠીને ઉભો થયો. તે બોલ્યો: "ઓહો! તમારૂં મન આવા વિચારોથી ભરપુર છે, એ તો હું આજે જ જાણું છું" એ વાતો ચાલી રહી હતી. એટલામાં હરેન્દ્ર અક્ષય વગેરે આવી પહોંચ્યા. હરેન્દ્ર બોલ્યો: "આશુબાબુ! અમે ડૉકટરને ઘેર જતા આવ્યા છીએ, તેઓ કહે છે, કે શિવનાથબાબુની માંદગી ગંભીર નથી. થોડાજ સમયમાં તેઓ સારા થઇ જશે." આશુબાબુની નજર અજિત તરફ હતી. આશુબાબુ બોલ્યા: "અજિતબાબુ! મારી આખી જુવાની મેં વિલાયતમાં પુરી કરી છે અને ત્યાંના રાગરંગ મેં જોયા છે. હું આપણા દેશના સુશિક્ષિતોની દશા પણ હવે ધીમે ધીમે પલટાતી જતી જોઉં છું અને તેથી મારા અંતરમાં હિંદુત્વનો પુનરોદ્ધાર થવાનો જ છે, એવી દૃઢ આશા જન્મી છે. જુઓ, આ હરેન્દ્રનોજ આશ્રમ અને એવી જ બીજી સંસ્થાઓ સ્થપાતી જાય છે. એ આશ્રમવાસીઓનું બ્રહ્મચર્ય સંયમ, ભક્તિ, પ્રાચીન રીતિનીતિનું અનુકરણ; એ બધું બતાવે છે, કે આપણે આપણો પુરાતન કાળ પાછો લાવવાને માટે હવે આપણે તલપાપડ બન્યા છીએ. આપણા જ્ઞાનસાગર જેવા ઋષીઓએ તપોવનો સ્થાપ્યા હતા. એ તપોવનોમાં ભવ્ય ગુરૂકૂળો હતા. આદર્શ જુઓ તો ખરા, જગતમાં છે કે કોઈ સ્થળે? અમારા સમાજને દોરનારા શાસ્ત્રો જે ઋષીમુનિઓએ લખ્યા છે. તે ઋષીમુનિઓ ધંધાદારી પૈસા કમાઉ લેખકો નહોતા. તેઓ સન્યાસી હતા. બસ! તેમને દોરેલા માર્ગે ચાલવું એજ મુક્તિનો માર્ગ છે, તે સિવાય બીજું મિથ્યા છે." અજિત અક્ષય, હરેન્દ્ર બધાજ આ સાંભળી સ્તબ્ધ બની ગયા. તેમને લાગ્યું કે, "શ્રીમંતાઇના પુર વૈભવમાં આળોટતો આ વૃદ્ધ આ શું બોલી રહ્યો છે!" આશુબાબુ ઉદ્વેગને લીધે થાક દુઃખ અને ચિંતા ભૂલી ગયા. તેઓ બોલ્યા: "મારી વાત ખરી છે કમલ?" કમલ માથું હલાવીને

બોલી: "નહિ" આશુબાબુ બોલ્યા, "કેમ નહિ વારૂં?" કમલ બોલી: "આશુબાબુ! ભારતના સુશિક્ષિત તરૂણોમાં ભારતનો પુરાતન આદર્શ ફરી સ્થાપવાની આશા જન્મી છે અને તેઓ તે દિશાએ કાર્ય કરવા મંડી પડયા છે, તે જોઈને તમને ભારે આનંદ થાય છે. તમારો વિશ્વાસ છે કે એ માર્ગે ભારતનું કલ્યાણ છે. પણ એ માર્ગે કલ્યાણ છે, એ તમે શા ઉપરથી કહી શકો છો?" આશુબાબુ બોલ્યા: "એનું પ્રમાણ કેવી રીતે આપી શકાય!" કમલ બોલી: "તો પ્રાચીનતા તરફના ખોટા મોહથી પણ લોકો પ્રાચીન રીતિનીતિનો પુનરોદ્ધાર કરવા મંડી જાય, એમાં ફાયદો પણ શું આશુબાબુ?" અજિતે જવાબ આપ્યો: "ખરાબ વસ્તુઓનો ઉદ્ધાર માટે થોડા જ કોઈ કાંઈ પ્રયત્નો કરે છે કમલ?" કમલ બોલી "ખરાબ વસ્તુ જાણીને તો તેનો કાંઈ ઉદ્ધાર કરેજ નહિ, પરંતુ પ્રાચીન આદર્શ સારો છે. એવા મોહથી તો તેનો પુનરોદ્ધાર કરવા માટે લોકો લલચાય ખરોને? લૌકિક આચાર વિચાર હોય કે પારલૌકિક ધર્મ કર્મ હોય તેના આચરણથી આપણો દેશપ્રેમ સાબિત થઈ શકે, પરંતુ તેના આચરણથી દેશના લાખો માણસોનું ભલું કેવી રીતે કરી શકાય, તે હું હજી સમજી શકતી નથી!" આશુબાબુ બોલ્યા: "આ શુ બોલો છો કમલ! આપણા દેશમાં આચાર વિચારોનો ત્યાગ કરી, પરદેશીઓના સીખી આણેલા આચાર વિચારોને અનુસરીને, શું આપણે આપણું ભારતવાસીપણું ગુમાવી દેવું, એમ તમે કહો છો?" કમલ બોલી: "ભારતવાસીપણુ ભલે જતું રહે મનુષ્યત્વ તો થોડા જ કોઈ ખુંચવી લેવાના છે?" આશુબાબુ બોલ્યા: "તમને ખરી વાત સમજતા હજી વાર છે કમલ!" કમલ બોલી : "આશુબાબુ! આ ચલિત સંસારમાં ગતિશીલ માનવીચિત્ત પળે પળે સત્ય, નવા નવા રૂપમાં પોતાને મળે, એમ ઇચ્છે છે. આ વાત બધા જ કાંઈ સમજી શકતા નથી. તે દિવસે તાજમહાલના બગીચામાં આજ કમલ શિવાનીને નામે ઓળખતી હતી, આજે એ ફક્ત કમલ છે, હવે કહો : એ શિવાની કયાં ચાલી ગઈ? એજ

પ્રમાણે આ જગત સદા માટે પરિવર્તનશીલ છે આશુબાબુ, તે બદલાયા જ કરે છે. પણ હવે એ વાત જવા દો! હું હારી છું, તમે જીત્યા છો. મારી વાત ખોટી છે, તમારી વાત સાચી છે. ચાલો હવે હું રજા લઉં છું આશુબાબુ!" આશુબાબુ કાંઈ બોલ્યા નહિ. ગાંડાની માફક જોઈ રહ્યા. કમલે આશુબાબુની વાત સ્વીકારી લીધી ન હતી, તે તો ઉઠીને ઉભી થઇ ગઈ, તે ઉપરથી જ સ્પષ્ટ થતું હતું. તે અજિત તરફ જોઇને બોલી: "તમે મને થોડે સુધી મૂકી આવશો અજિત!" અજિત સંકોચને લીધે ત્યાંથી ઉઠીને કમલની સાથે જવાની હિંમત કરી શક્યો નહિ. કમલે આગળ જઇને રાજેન્દ્રના ખભા ઉપર હાથ મૂકયો. તે બોલી: 'રાજનબાબુ! તમે મને ઘર સુધી પહોંચાડી આવશો કે?" "રાજન એકદમ ચોંકયો તેણે કમલની સામે જોયું. તે બોલ્યો: "હા, ચાલો." કમલ જરા આગળ ગઈ. અડધે રસ્તેથી તે પાછી ફરીને બોલી: "આશુબાબુ! હું ફરીથી આપને વિનંતિ કરીને કહું છું. તમે શિવનાથ-બાબુને ઘેર મોકલી આપો, હું તેની ખરા દિલથી સેવા કરીશ. બચશે તો તેનું નસીબ, નહિ બચશે તો નશીબ." એમ કહીને તે ચાલતી થઇ. કમલ ઘેર આવીને જુએ છે, તો તેનો રૂમ બંધ હતો અને તેને કોઇએ તાળું લગાવી દીધું હતું. તેની દાસીએ તાળું માર્યું હતું, અને કામ કરીને ગયા પછી, દાસી ચાવી પાડોશીને આપી ગઈ હતી. કમલે ઘર ઉઘાડ્યું. જમી કરીને તે સુતી. તેને પણ આજે સખ્ત તાવ થયો. શરદીનો હુમલો થયો હોય, એમ લાગ્યું. બીજે દિવસે ચારેક વાગે તેને કોઇએ બુમ મારીને જગાડી. તે ઉઠી ત્યારે તેણે જોયું કે હરેન્દ્ર તેની સામે ઉભો હતો! કમલ બોલી: "ઓહો! આજે તમે કયાંથી આવ્યા?" હરેન્દ્ર બોલ્યો: "તમારે ત્યાં આવે છે, એ જ દાસી મારે ત્યાં પણ કામ કરે છે, તેણે કહ્યું કે તમારી તબિયત બગડી છે, એટલે ખબર લેવા આવ્યો." કમલ બોલી: 'બીજું કાંઇ નથી, ફકત ઇન્ફલુએન્ઝાનો થોડો હુમલો છે, "હરેન્દ્ર બોલ્યો: "હું કાલેજ ખબર લેવા આવવાનો હતો, પરંતુ કાલે મોડું થઇ ગયું; એટલે આવી શકયો નહિ. આશુ-

બાબુ અક્ષયબાબુ, શિવનાથ બધા જ માંદા થઇ ગયા છે. ભૌદી સારા છે, પણ તેમની તબિયત પણ નરમ તો થઇ જ ગઇ છે."

કમલ સાંભળી રહી. તેણે કાંઈ જવાબ ન આપ્યો. હરેન્દ્ર બોલ્યો: શિવનાથબાબુની તબિયત છે તેવી જ છે. તેને હોસ્પીટલમાં જવા માટે આશુબાબુએ કહ્યું હતું. પણ શિવનાથે તે પણ પસંદ કર્યું ન હતું." કમલે પૂછ્યું: "ત્યારે હમણા તેમની સારવાર કોણ કરે છે?" હરેન્દ્ર બોલ્યો: "નોકર તેમની સારવારમાં છે અને તેના ચાર પાંચ પંજાબી મિત્રો છે." કમલ તે સાંભળી રહી. થોડીવાર રહી તે બોલી: રાજનબાબુને એક દિવસ અહીં મોકલજોને. બહુ જબરી બુદ્ધી લાગે છે." હરેન્દ્ર બોલ્યો: "રાજનબાબુ છે જ કયાં? તેઓ તો બહારગામ બ્રહ્મચર્યાશ્રમો સ્થાપવા માટે ગયા છે. જો તેઓ પોલીસના હાથમાં કેદ નહિ પકડાય, તો પાછા આવશે."

રાજેનબાબુને પકડવામાં આવશે. એવી આશંકા તમે શા માટે રાખો છો?" કમલે પૂછ્યું. હરેન્દ્ર જવાબ આપ્યો: "અમે માત્ર શંકા નહિ, પણ આશા રાખીએ છીએ. એમ થાય તો, બીજું તો કાંઇ નહિ, પણ અમારો આશ્રમ તો બચી જાય ને!" કમલે કહ્યું: "તો પછી તમે તેને ચાલ્યા જવાનું કહેતા કેમ નથી?" હરેન્દ્ર બોલ્યો: "અમે તેમ કહીશું. તો તો તે જન્માતરેએ પાછો દેખાવાનો નથી." કમલે કહ્યું: "પણ તે પાછો ફરે નહિ ફરે, તેથી તમને શું હાની થઈ જવાની છે?"

હરેન્દ્ર બોલ્યો: "શું હાની થાય, તે કહેવું તો મુશ્કેલ છે. આશ્રમ ન હોય. તે હું સહન કરી શકું, પરંતુ રાજન જેવો મારો મિત્ર ચાલ્યો જાય, એ હું સહન કરી શકતો નથી." એટલુ કહીને હરેન્દ્ર થોડીવાર ચૂપ રહ્યો. તે બોલ્યો: "કાલે બીજી એક વાત બની. અજિતબાબુ રાત્રે આશ્રમમાં આવ્યા હતા મને લાગ્યું કે આ વળી શું તોફાન છે. અજિત આટલો મોડો શા માટે આવ્યો હશે? શું શિવનાથ વધારે ઓછા માંદા થયા હશે? પણ વાત કરતા માલમ પડયું કે, એવું કાંઇ

ન હતું. તે પોતાનું બેડીંગ લઈને આશ્રમવાસી થવા આવ્યો હતો. તેણે સતીશની સાથે સઘળી વાતચીત કરી લીધી. તેણે આશ્રમને માટે જીવન અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી છે. તે બીજે દિવસે આશુબાબુની પાસે ગયો, અને તેમને પોતાનો વિચાર જણાવ્યો. આશુબાબુ બોલ્યાઃ "સંકલ્પ ઘણો ભયંકર છે, પણ સારો છે. ભારતવર્ષમાં આવા આશ્રમોની ખોટ છે. જેથી અજિતે આગ્રાની બહાર જઈ, એવી શાખા ખોલવાની જરૂર છે.

કમલ કાંઈ પણ બોલી નહિ. હરેન્દ્ર બોલ્યાઃ શિવનાથને હોસ્પિટલમાં મોકલી દેવાને માટે અનેક ખટપટો થઈ હતી અને તે ઉપરથી જ અજિત આશુબાબુનું ઘર છોડીને આશ્રમવાસી થવા ચાલ્યો આવ્યો હતો. જો કે અજિતે એ સઘળી વાત કહી ન હતી, પણ તેના મોઢા ઉપરથી લાગતું હતું, કે તેનુ અંતર ગૃહકલહથી સળગી ઉઠ્યું હતું. શિવનાથે તમારી સાથે જે જાતનો વર્તાવ કર્યો છે તેથી આશુબાબુનું અંતર સળગી ઉઠ્યું છે, તેથી જ તેઓ શિવનાથને હોસ્પિટલમાં મોકલી દેવાની તરફેણમાં હતા. પણ મનોરમાને તે વાત પસંદ ન હતી. શિવનાથ તેનો સંગીતગુરૂ છે. એ ઉપકારના બદલામાં, તેણે શિવનાથની સેવા કરવાની જ પ્રતિજ્ઞા કરી છે. અજિતને આ વસ્તુ રૂચી ન હતી અને તેથી તેમની વચ્ચે ઝગડો ઉપસ્થિત થવા પામ્યો હતો." કમલ આ સાંભળીને હસી. તે બોલીઃ "બનવાજોગ છે, એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી." હરેન્દ્ર બોલ્યોઃ "ચાલો, હવે હું જઈશ. અવિનાશબાબુને ત્યાં હું જાઉં છું. જો બનશે, તો કાલે આવીશ."

કમલ ઉઠીને ઉભા થઈ તેણે નમસ્કાર કર્યા. કમલ બોલીઃ "રાજેન્દ્રબાબુ આવે, તો તેમને મોકલવાનુ ભૂલશો નહિ. ઘણું દુઃખ પડે છે, ત્યારે મને તેની યાદ પડી આવે છે." હરેન્દ્ર આશ્ચર્ય પામતો બોલ્યોઃ "રાજેન્દ્ર આવે કે તરત જ મોકલી આપીશ. પરંતુ મને પણ તમારો સગો ભાઈ માનજો અને કાંઈ કામકાજ પડે, તો જરૂર કહાવજો." કમલ બોલીઃ "તમે પણ મારા ભાઈ છો, પણ રાજનને જરૂર મોકલજો" હરેન્દ્ર બોલ્યોઃ "જરૂર મોકલીશ." એમ કહીને તે બહાર ચાલ્યો ગયો.

તે ગાયને થોડોક સમય ગયો. એટલામાં રાજેન્દ્ર આવી પહોંચ્યો. કમલે તેને જોઈને કહ્યું "રાજેન્દ્ર! મારૂં એક કામ નહિ કરો." રાજેન્દ્ર બોલ્યો: "કરીશ તો ખરો, પરંતુ કાલે તો તમે મને રાજેન્દ્ર-બાબુ કહેતા હતા, આજે તેમાંથી બાબુ ભાગી ગયા?" કમલ બોલી: 'સારૂને, ઉલટું નામ ટુંકું થયું. છતાં પસંદ ન હોય, તો પાછા બાબુને પકડી લાવીશું." રાજન બોલ્યો: "નામ સાથે બાબુ ન જોડો, તેની હવે મને પરવા નથી, પણ તમે મને રાજન કહો છો, ત્યારે મારે તમને શું કહેવું તે જણાવો."

કમલ બોલીઃ "મને તો બધા કમલ કહે છે, કોઇ સન્માન આપતુંજ નથી ફક્ત મને આપ કહેવાની જરૂર નથી. માન આપવાની જરૂર નથી. ફક્ત એમજ કહેજો કેઃ કમલ." રાજેન્દ્ર સ્પષ્ટ જવાબને ઉડાવી દીધો. તેણે પૂછ્યું, "પણ મારે શું બોલવું; તે જણાવોને." કમલ બોલી: "તમારે મને "બ્હેન" કહેવી. બધા કહે છે, કે તમે વિપ્લવવાદી છો. જો તેમ હોય, તો તમારા પ્રત્યેનું મારૂં બંધુત્વ અમર થશે.

રાજેન્દ્ર બોલ્યો: "પણ એ બંધુત્વ અમર થએ મને શું ઉપયોગમાં લાગવાનું હતું?" આ સાંભળીને કમલ વિસ્મિત થઈ. તે રાજેન્દ્રની ઉપેક્ષા કરતી બોલી: "બંધુત્વ ઘણું ઉપયોગી છે. એ જગતમાં દુર્લભ છે. તેમાંય મારૂં બંધુત્વ, એ અલભ્ય વસ્તુ છે." રાજેન્દ્ર બોલ્યો: "બંધુત્વ, એ સંસારની અદ્દભત વસ્તુ છે. એ તો હું પણ જાણું છું, તે ઘણું ઉપયોગી છે, તેની પણ મને ખબર છે, પણ સ્પષ્ટ કરીને કહોને, કે તમારૂં બંધુત્વ મારા શું ખપમાં આવશે?"

આ પ્રશ્ન સાંભળીને કમલનું મોઢું રાતું ચોળ બની ગયું. કમલને લાગ્યું કે રાજનના શબ્દોથી તેનું અપમાન થઈ રહ્યું છે. તેની સમાજમાં એક રીતે અપૂર્વ કીર્તિ હતી. બધા કહેતા, કે "કમલ ખૂબ સૌંદર્યવતી છે, શિક્ષિના છે, અને જબરી બુદ્ધિશાળી છે, પુરૂષોને માટે તે જબરૂં આકર્ષણ છે અને દલીલમાં તે કોઇથી પરાજિત નહિ બની શકે, એવી છે." સ્ત્રીઓ તેના તરફ ઘૃણાથી જોઈ રહી હતી. પુરૂષો તરફના તેના

તીવ્ર વિચારોને લીધે, પુરૂષો સળગી ઉઠ્યા હતા, છતાં આજે તેની જ ઓરડી પર આવીને, એક વ્યક્તિ, તેની સાથે તુચ્છતાથી વાત કરી રહ્યો છે, એ જાણીને કમલને ભારે ખેદ થયો. કમલ રાજેન્દ્ર તરફ સંદેહ બતાવતી બોલીઃ "એ પ્રશ્ન નહિ ઉપાડવો જ સારો છે." કમલે પૂછ્યુંઃ "સાચું બોલો છો?" રાજન બોલ્યોઃ "તદ્દન સાચું કહું છું."

કમલે રાજનનું કહેવું સાચું માન્યું. તે સમજી, કે સ્ત્રીઓના જીવન સંબંધી આ માણસમાં કાંઇપણ કુતુહલ હોય, એમ જણાતું નથી. તેણે જે સાંભળ્યું હશે, તે બધું તે આજે ભૂલી ગયા હશે. તેના અંતર ઉપર સ્ત્રીતાની છાંયા હજી પડી જ નથી. કમલે પૂછ્યું: "તમે જાણો છોને કે શિવનાથબાબુ મારો પરિત્યાગ કરી ગયા છે તે?" રાજન બોલ્યોઃ "હા જાણું છું." કમલ બોલીઃ "જે દિવસે અમારા લગ્ન થયા, તે દિવસે જે ધર્મવિધિ થઇ હતી, તે હું મિથ્યા માનતી હતી. પરંતુ મારા દિલમા એ વિષે કશો દગો હતો નહિ. બધા જાતજાતનો સંદેહ કરીને મને કહેતા હતા કે એ લગ્ન કાંઇ ખરા લગ્ન નથી; પરંતુ મને એનો કંઈ ભય ન હતો. હું તો તેને સાચાજ લગ્ન માનતી હતી. મારૂં અંતર જેવું અંદર સ્વચ્છ હતું. પરંતુ હું જેને સ્વામી કહેતી હતી, તેને હું કાંઇ આગળ પાછળ બાંધી રાખુ એમ ન હતું. હવે ફક્ત એક વાતની મને શોચના થાય છે, તે એ, કે તેમનો અંત થયો હોત, ને તેઓ મને છોડી ગયા હોત, તો તે જૂદી વાત હતી. પણ તેમણે મારો ત્યાગ કર્યો એ મારૂં કમનસીબ છે. પણ જવા દો એ બધી વાતો, તમારી આગળ તે કહેવામાં કાંઈ ફાયદો નથી."

રાજન શાંતિથી બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો. તે બોલ્યો : "આ બધાનો અર્થ શું?" કમલ બોલી : "એ બધી વાતોનો અર્થ તો છે, પરંતુ તેની સાથે તમને કાંઈ સંબંધ નથી." થોડો સમય થયા અંધારૂં થયું હતું. બહારના કરતાં ઘરમાં અંધકાર વધારે હતો. કમલે દીવો કર્યો તે દીવો કરીને પાછી ફરતા બોલી : 'રાજન! તમે મને એક વાર તમારે ઘેર બોલાવી જજો." રજન બોલ્યો : "ત્યાં આવીને તમે શું કરશો?"

એમ કહેવું સાધારણ થઈ પડયું છે, કે મન મળે એટલે બસ છે, બીજા કશાની જરૂર નથી. એનો હું વિરોધ કરૂં છું, મન મળવાથી મનનું મહત્વ અને ઉદારતા એ બે પ્રકાશિત થાય છે, પરંતુ એથી કાંઈ સત્યનો પ્રકાશ થતો નથી ! જો કોઇ એમ માનતું હોય, કે સંસારમાં મન એજ મોટી ચીજ છે અને તે સિવાય બીજું બધું મિથ્યા છે, તો એ સૌથી મોટી ભૂલ છે." જરાવાર રહી રાજન બોલ્યો: "તમે મતભેદ સહન કરીને દરેક વિચારો તરફ શ્રદ્ધા રાખવાનું કહો છો, પરંતુ દરેક વિચારો તરફ શ્રદ્ધા કેવી રીતે રાખી શકાય અને એથી ફાયદો પણ શો થાય ? પછી તો પોતાના વિચાર તરીકે બોલવાનું કાંઈ રહેજ નહિ. હા, એવું બને કે બીજાના વિચારો તરફ આપણે સહિષ્ણુ બનીએ, પરંતુ બધાના જ વિચારો તરફ શ્રદ્ધા રાખવાનું તે કાંઈ બને !" કમલ યુક્તિવાદથી થંભી ગઈ. રાજેન્દ્ર બોલ્યો: "દરેક વાતોમાં ખોટો વિશ્વાસ રાખીને જીવનનો સર્વનાશ કરવો. એવી અમારી નીતિ નથી. મનનો મેળાપ ન હોય, પણ વિચારોની એકતા હોય, તો તેથી કાંઈ અમારા કાર્યમાં હાની પહોંચતી નથી. હું તો એટલું જરૂરી માનું છું કે વિચારોની એકતા જોઈએ અને કાર્યની એકતા પણ જોઇએ. પછી ભલેને એવી રીતે વિચારો અને કાર્યની એકતા ધરાવનારા બંને પરસ્પરના શત્રુ હોય, છતાંએ તેમનું કાર્ય ઉપકારક થાય છે શિવાની !"

કમલ બોલી: "ઓહો ! મારૂં એ નામ પણ તમે જાણો છો ?" રાજન બોલ્યો: "હા ! આ કર્મ કરનારૂં જગત છે. એ જગતમા માણસોની વ્યવહારમાં એકતા હોય તો બસ. અંતરની એકતાની કાંઇ જરૂર નથી. હૃદયની વાતો તો ઠીક ઠીક છે. અંતરયામિ કોણ છે, કે જે એકબીજાનાં વિચારો જાણી શકે ? હૃદયની એકતા ભલે ન હોય, આપણને તો કાર્યમાં એકતા હોય, તેવા માણસોની જરૂર છે. જુઓ: બે માણસોના અંતર એક હોય, તેથી કાંઇ સુંદર સંગીત પેદા થોડું જ થાય છે ? જ્યારે એ માણસો સૂર કાઢે છે અને તે બે સૂર એક થાય છે, ત્યારે જ સાચું સંગીત પેદા થાય છે, રાજાનું સૈન્ય લડે છે, તેનું પણ એમ જ. લશ્કરના

સિપાઈઓના કાર્યમાં જ એકતા હોય છે ને. તેમના વિચારોમાં થોડી જ કાંઈ એકતા હોય છે? કાર્યમાં એકતા હોય, એજ જરૂરી છે; એવી અમારી નીતિ છે."

વાત કરતા ગાડી એક મકાન પાસે આવીને ઉભી રહી. કમલ અને રાજન બંને ગાડીમાંથી ઉતર્યાં અને એક બિસ્માર મકાનના મેડા ઉપર ગયા.



## [૧૭]

ચારે દિશાએ કમલે જોયું, તો તેણે એક વિચિત્ર દેખાવ દીઠો. આ બિસ્માર ઘરમાં માળ ઉપર એક ખાટલો નાંખેલો હતો અને ખાટલા ઉપર શિવનાથબાબુ પડયો હતો. તેની પાસે માત્ર એક પંજાબી નોકર ઉભો હતો. રાજેન્દ્રે આ નોકરનો પરિચય આપતા કમલને કહ્યું. કે "આ શિવનાથબાબુનો નોકર છે. અત્યારે એજ તેમની સારવાર કરી રહ્યો છે." રાજને નોકરને પૂછ્યું: "આજે શિવનાથબાબુને દવા પાઈ?" નોકરે જવાબ આપ્યો: "હા, બે ભાગ પાયા છે." 'વારૂં, બીજું કાંઈ ખવાડયું છે?" "દૂધ ફક્ત પાયું છે."

રાજન બોલ્યો: 'એ ઠીક કર્યું, વારૂં ઉપરના પંજાબીબાબુ ખબર લેવા આવેલા કે?" નોકર બોલ્યો: "હા, બેએક વાગે આવેલા ખરા." રાજન બોલ્યો: "અહીં કાંઈ થેલીબેલી છે કે નહિ?"

"છેને!"

"જા, ત્યારે લઇ આવ."

કમલ વિસ્મિત થતી બોલી: "તમે બહાર જાઓ છો? તમારા મનમાં શું ગડમથલ છે, તે કાંઇ સમજાતું નથી!" રાજન બોલ્યો: "હું થોડીવારમાં હમણાં બહાર જઈને આવું છું. તે પછી તમને આ છોકરો તમારે ઘેર મૂકી આવશે. ગભરાશો નહિ." કમલ કાંઈ બોલવા જતી હતી. પણ રાજન જવાબ આપ્યા વિના એકદમ બહાર ચાલ્યો ગયો. ઘરમાં પ્રચંડ અંધકાર હતો. કમલ આ બધી રહસ્યમય રીતભાતનો

હેતુ સમજી શકી નહિ. તે રાજનની વાટ જોતી બેસી રહી. રાજન ઘરમાં આવ્યો, ત્યારે તેના હાથમાં એક નાની ખાદ્યપદાર્થોની પોટલી હતી. તેણે એ પોટલી જોડે મૂકેલા મેજ ઉપર મૂકતાં કહ્યું, "ચાલો, પેલા ખાટલા પાસે કુંજો છે, તે લઈ આવે તો." કમલે કુંજો આણી આપ્યો. કમલ અને રાજન બંનેએ જમી લીધું. રાજન પાછો બહાર ચાલ્યો ગયો.

જોડેના ખાટલા ઉપર શિવનાથ સુઈ રહ્યો હતો. તેણે પડખું ફેરવ્યું. તે કમલ તરફ જોઇને બોલ્યો: "આ કોણ છે?" કમલે ચોંકીને શિવનાથની સામે જોયું. તેને લાગ્યું, કે શિવનાથના મોઢા ઉપર અશક્તિ કે માંદગીનું એક પણ ચિહ્ન જણાતું નથી. કાચી ઉંઘમાંથી ઉઠવાથી, આંખો ઉપર જેવી લાલશ હોય છે, તેવી લાલશ માત્ર તેની આંખોમાં જણાતી હતી. ઈન્ફ્લુએન્ઝાની ભયાનક બિમારી આટલી ઝપાટામાં મટી જાય છે, એ કમલ માની શકી નહિ. તે જવાબ આપતાં જરા અચકાઇ. શિવનાથે ફરી પૂછ્યું: "કોણ શિવાની? તમને અહીં કોણ લઈ આવ્યું?"

"તમારી સાથે જેને અહીં રાખવામાં આવ્યો છે. તે મને અહીં લઈ આવ્યો." કમલે જવાબ આપ્યો. શિવનાથે પૂછ્યું: "તેનું નામ?" કમલ બોલી: "રાજેન્દ્ર" શિવનાથ બોલ્યો: "શું તમે બંને હમણાં એક ઘરમાં રહો છો?" કમલે કહ્યું, "ના, તે એવો પ્રયત્ન કરે છે ખરો, જો તેમ થાય, તો એ મારૂં નસીબ છે." શિવનાથે પૂછ્યું: "તમને અહીં શા માટે લાવવામાં આવ્યા છે?" કમલે કાંઈ જવાબ જ આપ્યો નહિ. તે માત્ર ખુલ્લી આંખે પથારીમાં જ પડી રહ્યો. જરાવાર રહી શિવનાથે પૂછ્યું: 'તમારો અને મારો હવે કાંઈ સંબંધ રહ્યો નથી, એ વાત તમે કોઇને મોઢે સાંભળી છે ખરી? શું લોકો પણ તેવી વાતો કરે છે?"

કમલે કાંઈ જવાબ ન આપ્યો. તેણે પ્રશ્ન કર્યો: "આપણા લગ્ન થયા હતા, એ લગ્ન ઉપર મને વિશ્વાસ ન હતો, પરંતુ તમને તો વિશ્વાસ હતો ને? તમે મને છોડી ચાલ્યા આવ્યા, ત્યારે શું તમને તમારી ફરજની યાદ નહોતી આવી? શું હું રડરોળ કરૂં. માથા કુટું,

અને તમને ચાલી જતા અટકાવું; એમ તમે ચહાતા હતા? મારો એવો સ્વભાવ ન હતો, એ તો તમે જાણતા હતા, પછી તમે શા માટે ચાલી આવ્યા?"

હું તમને છોડી આવ્યો, એમ તમે માનતા હો, તો તમારી ભૂલ છે. હું એવા કાર્યમાં જોડાયો છું. કે મારે જુદા રહેવાની ફરજ પડી હતી. શું ધંધાને માટે બીજે ગામ જઈ રહેવું, એનો અર્થ એ થાય છે, કે સ્ત્રીનો ત્યાગ કરી દીધો.

કમલ એકદમ બોલી ઉઠી: "રહેવા દો હવે એ વાત હું તે જાણવા માંગતી નથી." જાણે તે ક્ષોભ પામવાથી બોલતી અટકી ગઈ હોય, તેમ લાગ્યું. તે થોડીવાર મુંગી રહી. પછી બોલી: "તમે ખરેખર જ માંદા પડયા હતા?"

"ત્યારે શું ઢોંગ કર્યું હતું? જો માંદો ન પડયો હોત તો હું આશુબાબુને ત્યાં શા માટે જાત? તમે મને દુઃખ આપી રહ્યા હતા, બીજી જગાએ મારો તિરસ્કાર થઈ રહ્યો હતો. હું 'માંદો પડયો છું' અને દુઃખ પામું છું. એ જોઇ, તમે મનમાં ને મનમાં ખુશ થતા હતા. પણ એ વાત જાણીને મને દુઃખ નહોતું થયું, આનંદ થયો હતો. મારા ઉપર આવી પડેલું દુઃખ હુ વેઠી રહ્યો હતો. કારણ કે મારૂં મન, તમારા જ સહવાસે એવું દઢ થયું હતું."

કમલ બોલી: "તમે જાણો છોને કે દુઃખ વેઠવામાં હું કેવી દઢ છું! ચાહના બગીચામાંથી મારા ઉપર દુઃખ વરસવાની શરૂઆત થઇ છે, તે હજી ચાલુ જ છે. હું બધાં દુઃખો હસતા હસતા વેઠી શકી હતી. પરંતુ તમે મને તજી ગયા, એ દુઃખ મારાથી વેઠી શકાયું નહતું. તમે માંદા માંદા પણ જો આપણે ત્યાં આવ્યા હોત, તો હું તમારા મનમાં ઓછું ન આવવા દેત. ખરા અંતરથી તમારી સેવા જ કરત."

શિવનાથ બોલ્યો: "તમારી આ મમતા માટે તમારો આભારી છું, શિવાની!" કમલ બોલી: "તમે મને 'શિવાની' ન કહો એ નામ મને

ગમતું નથી. તમે મને કમલ કહીને જ બૂમ મારોને" શિવનાથ બોલ્યો: "કેમ, એક દિવસ તો તમે શિવાની નામ ઉપર વારી જતા હતા?" એટલું બોલીને શિવનાથે કમલનો હાથ પોતાના હાથમાં પકડયો કમલને તેનો હાથ પાછો ખેંચી લેતા ભારે દુઃખ થયું. કમલે કાંઇ જવાબ ન આપ્યો તે શાંતિથી બેસી રહી.

શિવનાથે કહ્યું, "કેમ જવાબ નથી આપતા શિવાની?" કમલે ફરી કાંઇ જવાબ ન આપ્યો. શિવનાથે પૂછ્યું: "શું વિચાર કરી રહ્યા છો શિવાની?" કમલ જાણે ગુસ્સામાં આવી ગઇ હોય, તેમ બોલી: "શું વિચાર કરી રહી છું, તે કહું. સાભળો, માણસ કેવી દગાબાજી કરી શકે છે, તેનો વિચાર કરી રહી છું." આ શબ્દો સાંભળીને શિવનાથની આંખો આંસુઓથી ભરાઇ ગઇ તે બોલ્યો: 'હું પાખંડી નથી, જુઠો નથી, પછી ભલે તમારે જે માનવું હોય તે માનો. સાચું કહો, તો તમે જ ભયંકર ભૂલ કરી છે એ ભૂલ જ્યારે તમારા જાણવામાં આવશે, ત્યારે તમારા સંતાપની સીમા રહેવાની નથી શિવાની?!' શુ હું જુદું ઘર..."

કમલ વચ્ચે જ બોલી ઉઠી : "પણ તમે જુદું ઘર કરીને કેમ રહ્યા હતા, તેનું કારણ તો હું પુછીશ ખરીને? તમારે કોઇ કારણથી જુદું ઘર ભાડે રાખવાની જરૂર પડી હતી. તો એ વાત શા માટે છુપાવી રાખી હતી? તો મને જો કહ્યું હોત, તો હું તમને એક ક્ષણ પણ નવું ઘર રાખતા અટકાવત નહિ."

શિવનાથનો દેહ કંપી રહ્યો. શરીર ધ્રુજી ઉઠયું. તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યું. તે બોલ્યો: 'શિવાની! એ વાત તમારી આગળ કહેવાનું હું સાહસ કરી શકયો નહતો."

'કેમ વારૂં?"

શિવનાથ હાથમાંના રૂમાલ વડે આંખો લુછતો બોલ્યો: "એક કારણતો એ હતું, કે પૈસાની ખેંચ. એથી ગભરાઇ ગયો હતો. ઘર

ચલાવી શકયો ન હતો અને તેથી ઘર છોડી ગયો હતો. બીજાં પણ કેટલાં કારણો હતા." કમલ ત્યાંથી ઉઠીને શિવનાથની પથારીની સામે સ્ટૂલ ઉપર આવીને બેઠી. તે બોલી : "પણ તમને મારે લીધે કાંઇ દુઃખ ભોગવવું પડયું નહતું. એ દુઃખ તમને બીજા જ એક જણને લીધે ભોગવવું પડયું હતું. પણ આજ તેમને જ એ દુઃખનું સ્મરણ, દુઃખ આપી રહ્યું છે, ખરુંને શિવનાથબાબુ !"

શિવનાથ વિચારમાં પડી ગયો. અનેક દિવસોમાં આજ પહેલ-વહેલાં જ કમલે શિવનાથને શિવનાથબાબુ કહીને બોલાવ્યો હતો શિવનાથ બોલ્યો : "ભલે, જે સાચી વાત છે, તે હુ તમને કહુ છું..વેપાર કરવો હોય, તો તે પણ કાંઇ વગર પૈસે થઈ શકતો નથી. એથી મારે પૈસા મેળવવાની જરૂર પડી હતી, આમ કરતા મારા ઉપર દુઃખ આવી પડે, અને તે દુઃખે તમે પણ દુઃખી ન થાઓ, એટલાજ ખાતર હું જુદો રહ્યો હતો. ચાલો જે થવાનું હતું. તે તો થઇ ગયું. કમલ! તે હવે થયું ન થયું. થવાનું નથી, પણ હવે ભવિષ્ય તરફ નજર કરો. ભવિષ્યનો વિચાર કરીને ચાલશો, તો સુખી થશો. શિવાની ! અહંકારમાં આવી જઇને ભૂલ ન કરો. તમારું ભલુ તમે વિચારો. હજી પણ વખત છે. મારા કહેવા પ્રમાણે ચાલશો, તો સુખી થશો. પછી તો તમે જાણો."

કમલનું હૈયુ પણ આ બધી વાતો સાંભળીને ભરાઇ આવ્યું. શિવનાથ પણ જાણે આઘાતથી બેભાન બની ગયો ! આશુબાબુએ તેને માંદો હોવા છતાં, પોતાને ઘેર રાખવાને બદલે અહી મોકલી આપ્યો હતો, તેનું કારણ શિવનાથ સમજી ગયો હતો, તેનાથી પણ તેને જેટલો આઘાત નહોતો થયો, તેટલો આઘાત તેને અત્યારે થઈ રહ્યો હતો.

એટલામાં બહાર ગાડીનો અવાજ સંભળાયો. શિવનાથ કાંઇપણ બોલ્યાચાલ્યા વિના પડખુ ફેરવીને સુઇ ગયો. રાજેન્દ્ર ઉપર આવ્યો તેણે પૂછ્યું : "કેમ શિવનાથબાબુએ કાંઈ ખાધુ ?" કમલ બોલી : "નહિ" રાજેન્દ્રે હાથ વડે નિશાની કરતા કહ્યું, "ધીમે બોલો, એમની

ઉંઘ ભાંગી જશે. અને તેમ થાય તો માથું દુઃખવા લાગશે." તેણે જરા વાર રહી ઉમેર્યું, "આજે તો હું થાકીને લોથપોથ થઇ ગયો છું. હવે પાછું શિવનાથબાબુને માટે જાગતા રહેવું પડશે." કમલ બોલી : "તમે તમારે સુઇ જાઓ. તમારે જાગતા રહેવાની જરૂર નથી. હું રોગીને સંભાળીશ આજે તો રોગીની તબીયત સારી છે."

રાજેન્દ્ર બોલ્યો : "ધનભાગ્ય ! આજે તો બધી જ જગાએથી સારી ખબર સાંભળવાની મળે છે."



ઈન્ફ્લુએન્ઝા, એ કાંઈ આ દેશને માટે સર્વથા નવો રોગ ન હતો. એને મહામારી કહેવાથી, કેટલાક લોકોને તો ભારે નવાઈ લાગતી હતી. "ટુંટીયા"ને નામે એ રોગને બધા ઓળખતા હતા અને તે રોગ એની મેળે જ પાછો બે ત્રણ દિવસ ગયા કેડે, સારો પણ થઇ જાય છે, એમ બધાની ધારણા હતી. પણ એજ ઇન્ફ્લુએન્ઝા એક મહામારીના રૂપમાં ફેરવાઇ જશે, એવી કોઇને કલ્પના પણ ન હતી.

આજે આગ્રા શહેરમાં એમજ બન્યું હતું. ઘેર ઘેર માંદગીના ખાટલા પડયા હતા. સેંકડો ગરીબો દવાદારૂ અને ડાકતરને અભાવે જમદેવને પોતાને ઘેર બોલાવી રહ્યા હતા. આખા આગ્રામાં હાહાકાર મચી ગયો હતો. રોગનો વાવર એકદમ શરૂ થયો છે, એ જાણીને પહેલાં તો લોકો ઘરબાર છોડી છોડીને નાસવા લાગ્યા. સગાંસંબંધીઓ પણ એકબીજાનો ભાવ પૂછતા ન હતા. રોગીની સારવાર કરવી તો ઠીક, પણ મરણ સમયે મોઢામાં પાણી મૂકનારૂં પણ ઘણાં ઘરોમાં તો કોઇ રહ્યું ન હતું. શહેર અને ગામ બધે આજ અવદશા વ્યાપી રહી હતી. આગ્રાએ આવું દુર્ભાગ્ય કદી પણ જોયું નહોતું. માણસોથી ઉભરાતી પ્રાચીન આગ્રા નગરીમાં આજે મોત એકચક્રે રાજ ચલાવી રહ્યું હતું. શાળા, કોલેજો બંધ થઈ ગઇ હતી. બજારો સુના પડયા હતા. બાગબાગીચાઓ ખાલી થઇ ગયા હતા. માત્ર હિંદુ મુસલમાન ડાઘુઓથી રસ્તા ભરચક થઇ ગયા હતા. ભયનું વાદળ માણસો ઉપર જ નહિ,

જાણે ઘરબાર, ઝાડપાન, પશુપક્ષીઓ ઉપર પણ ફરી વળ્યું હતું. સગાસંબંધીઓ અને મિત્રોનો મેળાપ પણ, દુર્લભ થઇ પડયો હતો, અને જો કોઇનો મેળાપ થતો તો પણ કોઇ કાંઇ બોલી શકતું નહતું. માત્ર બંનેની આંખોમાં પાણી ભરાઇ જતા ! કોઇનો ભાઇ, કોઈની સ્ત્રી, કોઇના છોકરાછોકરી, એમ ઘરનું કોઇ નહિ કે કોઇ માણસ, એ દરમિયાનમાં આ નશ્વર સંસાર છોડીને ચાલ્યુ ગયું જ હતું.

અનેક સેવા સમિતિએ આવા કપરા સજોગો વચ્ચે પણ સેવા બજાવી રહી હતી. રાજન આ કાર્યકર્તાઓમાં મુખ્ય હતો. કમલ તેના સહકારી તરીકે કામ કરતી હતી. તેને રોગીઓની સેવા કરવાનો ખૂબ મહાવરો હતો, કારણ કે તેણે ચાહના બગીચામાં સૌથી વધારે બલિદાન ગરીબોનું જ લેવાયું હતું. કમલ જે મેડામાં રહેતી હતી, ત્યાંના મોચીઓને તો સંહાર વળી ગયો હતો. તેમના ઘરોમાં પેસતાં પણ ભય લાગતો. અને શરીર કંપી જતું. આ બધાની સેવા કરવાનો ભાર રાજનબાબુ ઉપર જ હતો. કમલ દૃઢચિત્ત રમણી હતી, પરંતુ મોચીઓની દુર્દશા જોઈને તેનું હૃદય થંભી ગયું હતું !

કેટલાક ઘરોની દશા તો અતિ ભયંકર હતી, એક માંદગીને બીછાને પડેલું હોય, તો બીજાની લાશ સડતી હોય અને ત્રીજાને મ્યુનિસિપાલિટિના ભંગીઓ ઉંચકી જતા હોય, એવી દશા સામાન્ય થઈ પડી હતી. કમલ આ દેખાવથી ત્રાસી ગઈ અને તેને સખ્ત આઘાત થયો. રાજનબાબુએ જોયું, કે જો આ પ્રમાણેની સ્થિતિ કાયમ રહેશે, તો કમલની તબિયતમાં ભારે બગાડો થશે. રાજને કમલને વિશ્રાંતિ લેવાનું કહ્યું, પણ કમલે તે માન્યું નહિ છેવટે રાજન પોતે જ ગામવાસીઓની સેવા કરવાની જરૂર છે, એવું બહાનું બતાવીને, બહારગામ ચાલ્યો ગયો.

સ્કૂલ કોલેજો બંધ થઇ હતી હરેન્દ્રે પણ પોતાનો આશ્રમ બંધ કરી દીધો હતો, તેના આશ્રમવાસીઓને લઇને, સતીશ વિદેશ ખાતે

ચાલ્યો ગયો હતો. હરેન પોતે પણ ચાલ્યો જવાનો હતો, પરંતુ અવિનાશબાબુને લીધે તે બહાર ચાલ્યો જઇ શકે એમ ન હતું. હરેન્દ્ર આજે કમલને ત્યાં આવ્યો. તેણે કમલને પૂછ્યું: "ઓહો ! પાંચ છ દિવસ થયા, હું તમને શોધતો હતો, તમે ક્યાં હતા ?"

"હું મારા પાડોશી મોચીઓના ઘેરઘેર ભટકતી હતી !"

"કારણ."

"ઇન્ફ્લુએન્ઝાનો ભયંકર વાવર મોચીઓમાં પણ પ્રસરી ગયો છે. તેઓ બિચારા ટપોટપ મરતા જાય છે. સારવાર કરનાર પણ કોઇ નથી. આથી હું અને રાજન તેમની સેવામાં રોકાએલા હતા. મને એમ લાગ્યું હતું કે શિવનાથબાબુ આગ્રા છોડી ગયા છે, તે સાથે તમે પણ ચાલ્યા ગયા હશો. તમારે હમણાં આગ્રા છોડી જવાની જરૂર છે. વારું, રાજેન્દ્રબાબુની કાંઇ ખબર મળે છે કે ? તેઓ હમણા કયા શહેરમાં ફરે છે ?"

"કેમ વારું, તેમની ખબર જાણવા તમે આટલા બધા ઉત્સુક રહો છો ?" હરેન્દ્રે પૂછ્યું. કમલ બોલી: "નહિ, મારે તેની ખબર જાણવાનું કાંઇ ખાસ કારણ નથી, પણ હા, એક કારણ છે પણ ખરૂં. હું જો તેની શોધ ન કરૂં, તો આ જગતમાં પોલિસ સિવાય તેની શોધ કરે, એવું બીજું કોઇ છે જ નહિ મને વિશ્વાસ છે કે તે ક્યાં છે, એ વાત તમને જરૂર ખબર હશે !" જરાવાર રહી કમલ બોલી: "તમે તેનું નિવાસસ્થાન જાણતા હશો, એની મને ખાતરી છે, પરંતુ જેને તમે એકવાર તમારા આશ્રમમાંથી કાઢી મૂકયો છે, તેના નિવાસસ્થાન સંબંધી, હવે તમારે કુતુહલ રાખવું, એ વધારે પડતી વાત છે."

હરેન્દ્ર બોલ્યો: "મારા ઘરમાંથી મેં રાજનને કાઢી મૂકયો, એ કહેવું મિથ્યા છે. મારૂં મકાન એ કાંઇ મારૂં ઘર નથી, મારો આશ્રમ છે તેની હવે છચોક નિંદા થવા લાગી છે. પોલિસ તેની તકેદારી રાખી રહી છે, એટલે હવે એવા માણસને આશ્રમમાં રાખવો અશકય છે. તેને

અમે વારંવાર શોધી કાઢયો હતો, હવે પણ અમે તેને શોધી કાઢીશું. શું તમે તેને તમારે ત્યાં રાખશો ?" કમલ બોલી: "હું જરૂર તેને રાખીશ, પણ શું તમને એમ લાગે છે, કે તેને મારે ત્યાં રાખવાથી મારા ઉપર પણ કાંઇ આફત આવશે ?"

હરેન્દ્ર હસ્યો. પણ એ હાસ્યમાં છલતા છુપાએલી હતી. તે બોલ્યો: "અમે રાજનને શા માટે આશ્રમ બહાર કર્યો હતો. તે વાત આગ્રામાં સૌ કોઇ જાણે છે. તમે તેને રાખવાને તૈયાર છો. એ તમારી પણ ભૂલ છે, જો કે તમારી બુદ્ધિમાં મને વિશ્વાસ છે." કમલ બોલી: શું તમે મારી બુદ્ધિમાં વિશ્વાસ રાખી શકો છો ? તમારા અને મારા કાર્યો અને વિચારોમાં તો આભ ધરતીનું અંતર છે." હરેન્દ્ર બોલ્યો: "તે તદ્દન ખરૂં છે. છતાં તમારામાં મને શ્રદ્ધા છે, તમારામાં મને કેમ શ્રદ્ધા પ્રગટે છે, એ પ્રશ્ન વારંવાર મારા મનમાં પણ ઉપજે છે, પરંતુ તેનો ઉત્તર તો મને પણ જડી શકતો નથી. મને આશા છે, કે એ પ્રશ્નનો ઉત્તર હું ભવિષ્યમાં શોધી કાઢીશ."

હરેન્દ્ર જરાવાર રહી બોલ્યો: "તમારી બુદ્ધિમાં મને શ્રદ્ધા એટલા માટે છે કે તમારો ઇતિહાસ હું જાણું છું. તમારી પૂર્વકથાની થોડી વાતો તમારે મોઢે સાંભળી હતી. થોડી વાતો અજિતે કહી હતી ?"

"અજિત તમને કયાં મળ્યો ?"

"હા, અજિતની વાત તમે નથી જાણતા ? તે આશુબાબુનું ઘર છોડીને અમારે ત્યાં આશ્રમમાં આવી રહ્યો છે."

"તે વાત તો તમે મને પહેલાં પણ એકવાર કહી ગયા હતા."

જરાવાર રહી કમલ બોલી: "મારો પૂર્વ ઇતિહાસ જે જાણે છે, તેને તે એક ગમ્મતનો વિષય થઇ પડે છે. મારૂં જીવન પવિત્ર ગણાય કે કલુષિત ગણાય, તે તમે કહી શકો તેમ નથી. પરંતુ હું જે હિમતથી મારી સાચી કથા તમારી આગળ રજુ કરી રહી છું, એથી જ હું

ધારૂં છું કે તમારી મારા પ્રત્યે શ્રદ્ધા જન્મી છે. મેં તમારા જેવો શ્રદ્ધાળુ માણસ બીજો જોયો નથી. અક્ષયબાબુ જેવાની મારા પ્રત્યે અશ્રદ્ધા હું સહન કરી શકું છું, પણ તમારા જેવાની શ્રદ્ધા જ મારાથી સહન થઇ શકતી નથી અને તે મને દુઃખ આપે છે."

હરેન્દ્ર મૌન થઇ ગયો. તેને લાગ્યું. કે કમલના આ શબ્દો તેનું અપમાન કરનારા છે. તે બોલ્યો : "જેના વિચારો અને કામો સાથે હું મળતો થઇ શકતો નથી તેના ઉપર પણ હું શ્રદ્ધા રાખી શકું છું એ તો તમે માનો છોને?" કમલે જવાબ આપ્યો, "માનવાની વાત તો ઠીક છે, પણ મેં કહ્યું ને હરેનબાબુ ! કે તમારા જેવાની શ્રદ્ધાજ મારે માટે દુઃખનો વિષય થઇ પડે છે. તમારા અને અક્ષયબાબુના કાર્યો કે વિચારોમાં કાંઇ ભેદ નથી. ફક્ત અક્ષયબાબુના સ્વભાવમાંની તીખાશ બાદ કરો, તો તમે બંને સરખા છો. તમારા જેવાના મનમાં, મારા જીવન પ્રત્યે એક જાતનું કુતુહલ છે; જે મારી વાહ વાહ પુકારી રહ્યું છે. તેથી એ પ્રત્યે મને તિરસ્કાર છે."

હરેન્દ્ર બોલ્યો : "તેમાં પણ કાંઇ ખોટું નથી. તમે તમારી સાચી જીવન કથા જણાવી દેવાનું જે સાહસ કરો છો, તે ધન્યવાદને પાત્ર છે જ. શું આ સહાસવૃત્તિની તમને કશી જ કિંમત નથી?" કમલ બોલી : "તમે આ બધા પ્રશ્નો એકાંત શોધીને જ પૂછોછો, એના અર્થ એ છે, કે તમારામાં સાહસ કરવાની હિંમત નથી. સાહસ એ વસ્તુ સંસારમાં દુર્લભ જ છે. એ દુર્લભ શબ્દ બોલતાં જ આંખમાં ગૌરવ આવી જાય છે, પણ એ સાહસ કરતાં ય બીજી એક મહાન વસ્તુ છે, તે પણ તમારે જાણવી જોઇએ."

હરેન્દ્ર માથું હલાવીને બોલ્યો : "હું તમારૂં કહેવું સમજી શકયો નહિ. તમે વારંવાર અમારી સાથે ચર્ચામાં ઉતર્યા છો અને અનેક પ્રશ્નોના જવાબ આપ્યો છે, પરંતુ આજે તમે મારા પ્રશ્નોના જે રીતે

જવાબો આપો છો, તે ઉપરથી લાગે છે, તે તમારું મન આજે અત્યંત ખેદમાં હોવું જોઇએ." કમલ બોલી : "કદાચ તેમ હોય પણ ખરું, સત્યમાં શ્રદ્ધા રાખવી, એ શું ચીજ છે, એ હું જ હજી સમજી શકતી નથી. આજે મને લાગે છે, કે તે દિવસે મેં એમના પ્રત્યે જે શ્રદ્ધા રાખી હતી, તે આજે મને મિથ્યા જ લાગે છે" એમ બોલતા કમલનું મોઢું સફેદ પુણી જેવું થઇ ગયું અને તે એકીટસે હરેન્દ્રબાબુ તરફ જોઈ રહી હરેન્દ્રે કમલનો આવો દેખાવ આજ સુધી કદી પણ જોયો ન હતો. કમલ બોલી : "મારા સ્પષ્ટવકતવ્યને તમે સાહસ માનીને, તે માટે મારી પ્રસંશા કરો છો, ઠીક. પણ તમે જાણો છો ને, કે શિવનાથબાબુ મારો ત્યાગ કરી ગયા છે?"

"હા."

કમલ બોલી : "શિવનાથબાબુ જે દિવસે મારો ત્યાગ કરી ગયા, તે દિવસે શું અમારી વચ્ચે કાંઇ લખાપટી નોટિસદાવા થયા હશે? તમે શું ધારો છો? કાંઇ થયું નહતું. મેં એવી જ પ્રવૃત્તિ કરી નહતી. આવી બાબતોમાં કોર્ટે જવું, એનો કાંઇ અર્થ જ નથી હૃદયરૂપી અદાલતનો જે વિચાર છે, એજ એક માત્ર અંતિમ ન્યાય છે. તેની ઉપર કોઈ કોર્ટ પણ નથી. કોઇ અપીલ પણ નથી." હરેન્દ્ર બોલ્યો : "ત્યારે તમે એ વસ્તુનો તો સ્વીકાર કરશોને, કે પ્રેમ એજ મોટા ચીજ છે. એનાથી કોઈ મોટી વસ્તુ જ નથી?" કમલ બોલી : "અમારી વચ્ચે બંધન જેવું કાંઈ હતું જ નહિ. વળી જે મને છોડવા જ તૈયાર થયા છે, તેમને બાંધી રાખવામાં પણ લાભ શું છે? દેહનું જે અંગ પક્ષાઘાતથી રહી જાય છે, તે અંગને જો આપણે બાંધી રાખીએ, તો એ અંગ ઉલટું બોજા સમાન થઈ પડે છે. તેનો તો ત્યાગ કરવો, એજ સારું છે." એમ કહીને કમલ જરા શ્વાસ લેવાને થોભી. જરા વાર રહીને કમલ બોલી : "તમે સઘળા એમ કહેતા હતા, કે અમારા લગ્ન, એ લગ્ન નથી ઢોંગ છે, પણ ખરું મહત્વ લગ્નની વિધિમાં છે જ નહિ. જે અંગ જોડાવા તૈયાર છે, તેને જોડવા માટે વિધિ કરો કે ન કરો,

તે સરખું જ છે. તે જ પ્રમાણે જેને સંલગ્ન થવાની ઇચ્છા નથી, તેને બળાત્કારે જોડયું, એ પણ દંભ છે. ઘણી રમણીઓનાં લગ્નો, એ આવા દંભ જ હોય છે અને તેથી તેઓ દુઃખ છાતી ઉપર બાંધીને જ આખી જીંદગી પુરી કરે છે. મારા પણ, તમે કહેતાં હતાં તેવાં પાકા લગ્ન થયા હોત, તો હું પણ પાંજરામાં જ પુરાઇ હોત, કે બીજુ કાંઇ! એને સ્થાને આજે હું સ્વતંત્ર છું. હું તો એને મારું અહોભાગ્ય માનું છું"

હરેન્દ્ર બોલ્યો: "તમે આવી સ્વતંત્રતાની વાતો કરો છો, પણ એક વાતનો ખ્યાલ રાખતા નથી. જો જગતમાં બધા જ સ્ત્રીપુરૂષોને આવી સ્વતંત્રતા આપી દેવામાં આવે, તો પછી તમે જ કહોને કે સમાજવ્યવસ્થા કેવી રીતે સાચવી શકાય? અને જે વખતે સમાજ વ્યવસ્થા ન હોય, તે વખતે જગત કેવું હોય, તેનો જરા ખ્યાલ તો કરો."

કમલ બોલી: "એક દિવસ એવો જ આવવાનો છે હરેનબાબુ! કારણ કે મનુષ્ય જાતિનાં ઇતિહાસનો છેલ્લો અધ્યાય શેષકથા કોઇ લખી શકયું નથી, શેષકથા તરીકે, તમે જે કાંઈ લખશો, તેથી તે કાંઈ છેલ્લો અધ્યાય બની જવાનો નથી. એક દિવસની વિધિને કાયમને માટે માન્ય કરી લેવાની પ્રથાને લીધે, માનવજીવન કાયમને માટે દુઃખી બનતું હોય, તો એવી વિધિઓનો જેમ બને એમ જલ્દી નાશ થવો જોઇએ. લગ્ન થયું. માટે, એ સ્ત્રી-પુરૂષને, ઇચ્છા ન હોવા છતાં પણ, આખી જીંદગી માટે, સાથે જ રહેવું પડતું હોય, તો ભલે એ લગ્ન પ્રથાજ નીકળી જાય. પૃથ્વીમાં જે કાંઈ ભૂલચુક થાય છે, તે બધાના પ્રાયશ્ચિતને વિધિ છે. પરંતુ લગ્નરૂપી ભુલ થઈ ગઇ. તો તે ભૂલ સુધારવાનો વિધિ જ નથી. જગતની આ સૌથી મોટી ભૂલ છે અને તેથી તેના નિરાકરણ માટે પણ સૌથી વધારે પ્રયત્નો કરવાની જ જરૂર છે. એ લગ્નવિધિરૂપી ભૂલ સુધારવાના માર્ગો, જ્યારે લોકો રાજીખુશીથી જ બંધ કરી નાંખે છે, ત્યારે કહો વારૂ, એ ભૂલ જેમનાથી થઇ ગઇ હોય, તેમણે શું કરવું?"

કમલની જે દુર્દશા હરેન્દ્ર જોઇ રહ્યો હતો, તેથી તેને ખૂબ લાગી આવતું હતું. કમલની વિરૂદ્ધમાં જે કાંઇ બોલાઈ રહ્યું હતું, તે તરફ હરેન્દ્ર ધ્યાન જ આપતો ન હતો. તેને લાગ્યું કે કમલના શબ્દો એક

જાતની મર્મ વેદનાનું જ પરિણામ છે અને તેને જે દુઃખમાંથી પસાર થવુ પડે છે તે દુઃખો તેની પાસે આવા શબ્દો બોલાવે, તે વાસ્તવિક છે. હરેન્દ્રે થોડીવાર રહીને કહ્યું ચાલો, હવે હું જઇશ." કમલ બોલી: "પણ તમે જેને માટે આવ્યા હતા, તેને માટે તો કાંઇ બોલ્યા જ નહિ."

હરેન્દ્ર પૂછ્યું: "શાને માટે?" કમલ બોલી: "તમે રાજનની ખબર લાવવાના હતાને, પણ હુ ધારૂં છું, કે તે ખબર લીધા વિના જ તમે ચાલ્યા આવ્યા હતા! ઠીક, રાજન મારે ત્યાં આવીને રહે, તો તે માટે તમે બધા તેના પ્રત્યે કેવો અભિપ્રાયો બાંધશો? ખરૂં કહો જોઇએ."

"તે અહીં આવીને રહે, તેમાં અમે જરા પણ તિરસ્કાર કરીએ એવું નથી. મારૂં તો માત્ર તમને એમ કહેવું છે, કે તેના ઉપર પોલિસની દૃષ્ટિ છે, એટલા માટે તમે તેને તમારે ત્યાં ન રાખો, એજ વધારે સારૂં છે.

કમલ બોલી: "હું રાજનની શોધમાં છું, એટલું જ નહિ, પણ મારે તે સિવાય બીજા પણ એકની દરકાર છે, પછી ભલે તે માણસ મારી પાસે આવીને રહે. તેને જ્યાં ઠીક લાગે ત્યાં ભલે રહે, તેમાં પણ મારે કાંઇ ચિંતા કરવા જેવું નથી."

કમલ થોડીવાર મુંગી રહી. પછી તે બોલી: "માણસોને ઘણી જાતની પરીક્ષા આપવી પડે છે હરેનબાબુ! આજે જે પ્રશ્નો માણસોને મુંઝવે છે. અને તેના જે જવાબો માણસ જાત શોધી કાઢે છે તેજ જવાબો તેને બીજે દિવસે અયોગ્ય લાગે છે. કોઇ પણ વસ્તુના સંબંધમાં 'શેષ પ્રશ્ન' નક્કી કરી શકતો જ નથી, તે તો જેમનો તેમજ રહે છે."

કમલે તેની વાતોમાં બીજી પણ એક વ્યક્તિની તે શોધમાં છે, એમ જણાવ્યું હતું, જો કે તે એ વ્યક્તિનું નામ કમલ બોલી ન હતી. હરેન્દ્રે માની લીધું, કે તેણે કરેલો ઇસારો શિવનાથની સંબંધમાં જ હશે. તે બોલ્યો: "શિવનાથની ખબર પણ હું તમને જરૂર આપતો રહીશ." કમલ આશ્ચર્ય પામતી બોલી: "તેની સાથે મારે કાંઈ સંબંધ નથી."

હરેન્દ્ર બોલ્યો: "આશુબાબુ પણ સાત આઠ દિવસથી માંદા છે. આશુબાબુનો પિતરાઇ ભાઇ મનોરમાને લઇ ગયો છે. તેને આવી ખરાબ હવામાં રાખવાનું ઠીક લાગ્યું નથી." કમલ આ ખબર સાંભળીને ચુપ થઇ ગઇ. હરેન્દ્ર આગળ બોલ્યો: 'શિવનાથ અત્યારે તેના ભાઈની વિધવા સ્ત્રી માંદી પડી છે, તેની સેવામાં રોકાયો છે, પોતાની પિત્નને અહીં માંદી રાખીને, તે ત્યાં હવા ખાય છે. શિવનાથ એમ જાણે છે કે તેની ભાભી ખૂબ માયાળુ છે. પણ તે સમજતો નથી કે એ તો બધો જગતને દેખાડવાનો ખોટો આડંબર છે."

કમલ બોલી: "પણ શિવનાથબાબુ તો શિક્ષાથી એ ઠેકાણે આવે એવા નથી. તેમને એકવાર અહીં લાવીને મારી સાથે મેળવી આપોને, એટલે બસ." એમ કહીને કમલ હસી. હરેન્દ્ર પણ હસી પડયો. તે બોલ્યો: 'પણ જે પોતાની જવાબદારીનો ખ્યાલ કર્યા વિના, તમારો ત્યાગ કરીને ચાલ્યો જાય છે, તેને તમારી સાથે લાવીને રાખશું, તો પણ તે રહેશે જ એની ખાતરી છે?"

"ત્યારે તો મારે તેમના ઉપર પહેરો રાખવો પડશે અથવા તો ગરદન પકડીને મારા ખોરાકોના પૈસા વસુલ કરવા પડશે હરેન્દ્ર! પહેલી વાત તો એ છે, કે એમની પાસે પૈસા નથી. ઘરનો ખર્ચ તો હું જ ચલાવતી હતી તે કેટલા ગરીબ છે, તે તો ફક્ત હું જ જાણું છું."

"ત્યારે તો એમ લાગે છે, કે આ બધા ગુન્હાના દંડમાં તેમને ચાબુક લઇને ફટકાવવા જોઇએ." કમલ વ્યાકુલ બની જઇને બોલી: "ના, ના. હું તેવું કરવા માંગતી નથી. એ તો મારૂં જ અપમાન છે. એ અપમાન હું સહન કરી શકુ એમ નથી. હું આજ સુધી એજ રીસમાં સળગી રહી છું, કે શિવનાથબાબુને જવું હતું, તો તેમણે મને કહીને જવુ હતું. હું શું તેમને પકડી રાખવાની હતી? ત્યારે મને ખબર આપ્યા વિના જ એ શા માટે નાસી ગયા હશે? આમ નાસી જવું, મારી છલતા, તેમનો મિથ્યાચાર એ બધી તેમણે મને આપેલી

પ્રેમ ભેટ છે. એ ભેટને હું ભૂલી ગઈ નથી. વખત આવશે, ત્યારે હું એ બધું વ્યાજ સાથે વસુલ કરીશ. હા, વ્યાજ સાથે ! તેમ કરવામાં હું કાંઇ શરમ માનતી નથી. એમાં કાંઇ શરમ નથી વારૂં, આશુબાબુને મારા નમસ્કાર કહેજો. મારી તબિયત સુધરતાં જ હું જરૂર તેમની ખબર લેવા આવીશ."

હરેન્દ્ર કમલનું આ ભાષણ સાંભળી ડરી જ ગયો ! તે કાંઇ બોલી જ શકયો નહિ. કમલ હરેન્દ્રના અંતરમાં થતી વેદના સમજી શકી. તે બોલી: "હરેન્દ્રબાબુ ! તમારે એ વાતમાં દીલગરી થવાની જરૂર નથી. જગતમાં બધી જ વાતો કાંઈ બધા જ સમજી શકતા નથી. બસ; મારે હવે કાંઈ વધારે કહેવું નથી. જગતમાં ફકત શિવનાથ અને કમલ એ જ છે, એવું કાંઈ નથી. બીજા પણ પાંચ જણા જગતમાં વસે છે કે જેમને સુખદુઃખ છે." બસ ! તેનો ગુસ્સો જાણે ઉતરી ગયો અને તે શાંતિથી હસી. જરાવારા રહી બોલી: 'અવિનાશબાબુ માંદા હતા તે હવે કેમ છે?"

"હવે સારા છે. તેઓ જગતને સાથે લઈ હવાફેર કરવા લાહોર ચાલ્યા ગયા છે. અહીં ફકત નીલિમા છે. કમલ આશ્ચર્ય પામતી બોલી : "નીલિમા એકલી રહી છે?" હરેન્દ્ર બોલ્યો : "બૌદિનો પ્રશ્ન હવે વિચિત્ર થઈ પડયો છે. તે આશુબાબુની સારવાર માટે, ત્યાં આવીને રહી છે." કમલે કાંઈ જવાબ આપ્યો નહિ. તે વધારે ખબરો જાણવવાની આશાએ હરેન્દ્ર તરફ જોઈ રહી. હરેન્દ્રના બોલવામાં હવે સ્પષ્ટ ગુસ્સો જણાતો હતો, તે બોલ્યો : "એમ થવાનું કારણ એ છે કે તેની અને અવિનાશની વચ્ચે કાંઈ બોલાચાલી થઈ ગઇ હતી. અવિનાશ લાહોર ગયા, ત્યારે તેમણે મને કહ્યું હતુ કે, હરેન ! તમે પણ અમારા સગા થાઓ છો તમારે ત્યાં બૌદિને રાખો, તો શું વાંધો છે? મેં કહ્યું, હું તમારો સગો છું એ વાત ખરી છે, પરંતુ હું તમારો સગો છું. વળી દૂરનો સગો છું. બીજી વાત એ કે મારૂં કાંઈ ઘર નથી, આશ્રમ છે. ત્યાં સ્ત્રીઓને રાખવાની પરવાનગી નથી, ત્રીજું એ, કે હમણાં બધાં

છાત્રો બહાર ગયા છે અને હું એકલો છું વળી હમણા આગ્રામાં ઠરી શકાય એવું નથી. ચારે બાજુએ લોકો મરતા જાય છે.......”

કમલ વચ્ચે જ બોલી: “પણ નીલિમાના બાપનું ઘર તો છે ને? હરેન્દ્ર બોલ્યો: “તેના સાસરાનું ઘર છે પણ તે સબંધી કાંઈ વાત જ થઈ ન હતી. વાત આમ ચકડોળે ચઢી હતી, એટલામાં આ રસ્તો જડી આવ્યો હતો. બૌદિ લાહોર જવા તૈયાર ન હતી. પોતાને ત્યાં એકલા રહેવાય, એવું ન હતું, હું રાખવા તૈયાર ન હતો. અને આશુબાબુને પોતાની સેવા માટે કોઈની જરૂર હતી. એટલે તેમણે બૌદિને પોતાને ત્યાં રાખી લીધી, હવે આશા બંધાઈ છે ખરી, કે બૌદિની ચાકરી જાય એવું નથી. અવિનાશબાબુ પાછા આવશે, એટલે બૌદિ પાછા તેમના ઘરના કારભારીપદે હાજર થઈ જશે.” એમ કહેતા કહેતા હરેન્દ્ર હસી પડયો.

કમલે આ કટાક્ષનો કશો જવાબ ન આપ્યો. તે શાંતિથી સાંભળી રહી. હરેન્દ્ર બોલ્યો: “ગમે તેમ હોય, પણ બૌદિ ઘરરખુ રમણી છે. આશુબાબુને તે આવા દુઃખના વખતમાં એકલી છોડી નહિ દે વળી તેને માટે આ જગતના દસે દરવાજા બંધ છે. મને એ ઉપરથી વિચાર થાય છે કે આ દેશની સ્ત્રીઓ બિચારી વગર વાંકે આ કેવી વિપદાવસ્થા ભોગવી રહી છે!”

કમલ નિઃશબ્દ બેસી જ રહી. હરેન્દ્ર બોલ્યો. તમને આ બધું સાંભળીને મનમાં ને મનમાં હસવું આવતું હશે નહિ? કમલ બોલી: “જરા પણ નહિ.” હરેન્દ્ર બોલ્યો: “હવે હું આશુબાબુની ખબર લેવાં જાઉં છું. બૌદિ અને આશુબાબુ બંને તમારા સમાચાર સાંભળવા માટે ગાંડા બની ગયા છે. તમે તબિયત સારી થાય, એટલે જરૂર આવજો.” કમલ બોલી: “તમે જો થોભો, તો હું તમારી સાથે જ આવું છું” હરેન્દ્રે તે વાત કબુલ કરી. કમલ અને હરેન્દ્ર બંને આશુબાબુને ત્યાં જવા માટે નીચે ઉતર્યાં.



હરેન્દ્ર અને કમલ આશુબાબુને ત્યાં આવ્યા, ત્યારે રાત્રી પડી ગઈ હતી. આશુબાબુ ખરાબ તાબયત હોવા છતાં, બિછાના ઉપર બેસીને કેટલાક કામના કાગળો જોઈ રહ્યા હતા. હવે તેમનો તાવ જતો રહ્યો હતો. બીજી પણ કાંઈ ફરિયાદો ન હતી, પરંતુ અશકિતથી તેમનું શરીર ભરપુર બની ગયું હતું. આશુબાબુએ હરેન્દ્ર અને કમલને જોયા. કમલને જોતાં જ તેમને ભારે આનંદ ઉપજ્યો. તેમણે ધારી લીધું હતું કે કમલ કદાચિત બિમાર અવસ્થામાં હશે, અથવા તો તે આ સંસારમાં નહિ હોય! પણ તેને બદલે તેને જોવાનો લાભ મળ્યો એથી આશુબાબુના આનંદનો પાર ન રહ્યો. આશુબાબુ બોલ્યા: "ઓહ! આવો! કેમ છો કમલ?" કમલે હસતે મોઢે જવાબ આપ્યો: "હું તો સારી છું, તમે કેમ છો?"

"હું બચી ગયો છું, એ કેવળ ભગવાનનો જ ઉપકાર છે. હું પણ સખ્ત માંદગીમાં સપડાયો હતો અને આગ્રામાં આજે તો એવો અવસર આવ્યો છે, કે રાત્રે જીવતા સુઈ જાય છે, તેમાંથી કોણ જીવતા ઉઠી શકશે, તે પણ કાંઈ કહી શકાતું નથી.

નીલિમાને રોજ તમારી યાદ પડતી અને તેઓ પૂછતા હતા કે કમલ છે કે કશે ચાલી ગયા છે. હું તો હરેન્દ્રને રોજ તમારી ખબર લઈ આવવાનું જણાવતો હતો."

હરેન્દ્ર બોલ્યો: "તેઓ કયાંય ગયા ન હતા. તેમના લત્તામાં રહેતા મોચીઓમાં ઇન્ફલુએન્ઝાનો સખ્ત વાવર ફેલાયો હતો. તેમની સેવા

કરવામાં રોકાયા હતા. એવા કરતાં કરતાં પોતેયે માંદા પડ્યા હતા. હવે સારા છે."

આશુબાબુ શોક અને ભયથી વિહ્વળ બનેલા કંઠથી બોલ્યા: "મોચીવાડમાં! મોચીવાડો તો સઘળો સાફ થઇ ગયો છે. એમ આજના છાપામાં લખ્યું છે. તમે ત્યાં જ હતા?" કમલ માથુ હલાવીને બોલી: "હું એકલી નહોતી. સાથે રાજનબાબુ હતા." રાજેનબાબુનું નામ સાંભળીને હરેન્દ્રે કમલના મોઢા સામે જોયું. પણ તે કાંઈ બોલ્યો નહિ. તેના કમલ તરફના દષ્ટિપાતનો એ અર્થ હતો. કે તે બોલ્યા પહેલાં જ એ વાત પોતે જાણી ગયો હતો. આશુબાબુ બોલ્યા: કમલ! ખરેખર! તમે અદ્દભુત માણસ છો. તમને મેં ચાર પાંચ દિવસથી જોયા ન હતા. એટલે મને તો તમારે માટે એવો ભય પેદા થયો હતો, કે તમે આ સૃષ્ટિમાં હશો કે નહિ હો? વારૂં, તમારા મોચીવાડના શું સમાચાર છે, આખો મોચીવાડો સાફ થઈ ગયો નથી!"

"નહિ, આખો મોચીવાડો સાફ થયો નથી. થોડા ઘરો બાકી છે. એ ઘરો ખાલી કરીને રહેવાસીઓને બહાર ન મોકલી આપીએ, ત્યાં સુધી મોચીવાડો છોડવો નહિ, એવી અમારી પ્રતિજ્ઞા હતી." આશુબાબુ કમલની સામે જોઈને બોલ્યા: 'ત્યારે તમે ત્યાંથી કેવી રીતે છૂટા થઈ શક્યા? શું તમે પાછા ત્યાં જવા માંગો છો? તમારૂં એ કામ તો એકદમ લાગણીવશતાની સીમા કુદાવી જનારૂં છે કમલ!" કમલ બોલી: "એ કામ લાગણીવશતાથી ભરપુર છે, એવું કાંઈ નથી. અને ખરૂં પૂછો, તો લાગણી વિનાનું આ જગતમાં કામ જ કયું છે? પણ જ્યાં સુધી અમારા શરીરમાં દમ હશે, ત્યાં સુધી તો અમે અમારૂં હાથમાં લીધેલું કામ છોડી દેવાના નથી. હું ફરી ત્યાં જવા ઇચ્છા રાખું જ છે."

આશુબાબુ બોલ્યા: "ત્યારે તમે શિવનાથબાબુને ત્યાં ગયા છતાં, તેની સેવા કરવાને માટે કેમ રહ્યા ન હતા?" કમલ બોલી: "આશુબાબુ! શિવનાથબાબુ માંદા હતા, એજ ખરૂં પૂછો તો ઢોંગ હતું. તમારી સહાનુભૂતિ મેળવવા જ તેમણે એ તૂત ઉભું કર્યું હતું. પરંતુ તેમને

એ કાર્યમાં સફળતા મળી ન હતી. તમે એને તમારા ઘેરથી કાઢી મૂકયો હતો, એ ખબર સાંભળીને મને કેટલું દુઃખ થયું હતું, તે મારૂં મન જ જાણે છે !"

આશુબાબુ બોલ્યાઃ આ શું કહો છો ? શિવનાથબાબુ ખરેખર માંદા નહોતા ?" કમલ જવાબ આપવા જતી હતી, પરંતુ એટલામાં નીલિમા ત્યાં આવી પહોંચી કમલે તેને નમસ્કાર કર્યા. નીલિમાએ તેના હાથમાંની દૂધની વાટકી ટેબલ ઉપર મૂકીને તેણે સામા નમસ્કાર કર્યા.

આશુબાબુ બોલ્યાઃ 'કમલ' તમે શિવનાથબાબુની સેવા કરવાની હા પાડી છે. એ બાબત ખરૂં પુછો, તો તમારા સ્વભાવ સાથે મળતી આવતી નથી. શિવનાથે તમારા તરફ અન્યાય અને મિથ્યાચાર કર્યો છે, એ એટલો તો ભયંકર છે, કે જેનો તોલ કરવો અશકય છે" હરેન્દ્ર બોલ્યો "તેમને એ અપમાન કાંઇ ઓછું ખટકતું નથા. તેઓ પહેલાં તો શિવનાથના કામોનો પુરેપુરો બદલો લેવાના વિચારમાં હતા, પરંતુ તેમણે મોચીઓનો ભયંકર સંહાર જોયો અને તેમને એમ થયું. કે આખરે જગત મિથ્યા છે અને લડાઈ ઝઘડા કરવામાં કાંઇ સાર જ નથી. એટલે તેમણે એ વિચાર પડતો મૂકયો છે."

આશુબાબુ બોલ્યાઃ 'પણ ત્યારે એણે જે તમારા તરફ ભયાનક અન્યાય કર્યો છે, તેનું શુ ?" કમલે જોયું, કે નીલિમા તેની સામે એકી ટસે જોયા કરતી હતી અને કમલ શુ જવાબ આપે છે, તે સાંભળવા અત્યંત ઉત્સુક બની ગઈ હતી. કમલ બોલી : "આશુબાબુ ! જે વાત થઇ ગઇ, એ હવે ન થઇ. થવાની નથી," એમ બોલીને રડવા બેસતા; મને લજ્જા આવે છે. તેમના દુષ્કૃત્યોને હું સભારૂં છું, પણ તે પ્રત્યે ક્રોધ આવવાને બદલે મારૂં માથું નમ્ર બની જાય છે. મારી તો તમને પણ પ્રાર્થના છે, કે તેની સાથે હવે તમારેએ વધારે સંબંધ રાખવો નહિ અને જે થયું છે, ભૂલી જવું" કમલનું સર્વાંગ આ શબ્દો બોલતા કંપી ઉઠયું અને તે આશુબાબુની ખુરસી ઉપર માથું નાંખીને પડી.

હરેન્દ્ર, નીલિમા અને કમલ વચ્ચે લાંબી વાતચિત થઈ. કમલ અને હરેન્દ્ર મોડી રાતે આશુબાબુને ત્યાંથી બહાર પડયા. કમલ હરેન્દ્ર પોતાની સાથે લઈ ગઇ રસ્તો અંધકારથી ભરેલો હતો. કમલનું ઘર આવ્યું, એટલે હરેન્દ્ર બોલ્યો : "ચાલો ત્યારે, હવે હું જાઉં છું." કમલે હરેન્દ્રનો હાથ પકડયો, તે બોલી : "ના, ના ઉપર ચાલો, નીલિમાની વાતચિતથી તમે કેટલા બધા વિચારમુગ્ધ થઇ ગયા છો, તેની મારે પરીક્ષા કરવી છે."

કમલે હરેન્દ્રનો હાથ પકડયો. હરેન્દ્રને આથી ભારે સંકોચ થયો, પરન્તુ હરેન્દ્ર હાથ પાછો ખેંચી લેવાની હિંમત બતાવી શકયો નહિ હરેન્દ્રે ફરી કહ્યું, "ચાલો, હવે હું જઇશ કમલ!" કમલે કહ્યું, "પણ એટલી ઉતાવળ શા માટે ? આજે તો આશ્રમમાં એકલા અજિતબાબુ જ હશે. છોકરાઓ તો છે નહિ."

"આજે તો અજિતબાબુ પણ નથી. તેઓ સવારની ગાડીમાં દિલ્હી ગયા છે. ઘણું કરીને તેઓ કાલે પાછા ફરશે."

કમલે પૂછ્યું : "તમે જઇને ભોજન કરશોને ? આશ્રમમાં રસોઇયા વગેરે છે ને ?"

હરેન્દ્ર બોલ્યો : "નહિ, અમે જાતે જ રસોઇ પણ કરીએ છીએ."

"તમે અને અજિતબાબુ બંને મળી રસોઇ કરો છો ?"

"હાસ્તો ! હું તમને એટલા માટે કહું છું, કે હવે તમે જઇને રસોઈ કરશો અને જમશો, તેના કરતા જો તમને ખપતું હોય તો ભલે અહીં જ જમી લોને. મારી ઇચ્છા તમને આજે મારે ત્યાં જ જમાડવાની છે. તમે મારા હાથની રસોઇ જમશોને ?"

હરેન્દ્ર અત્યંત ગ્લાનિ પામ્યો, તે બોલ્યો : "આમ પૂછવું એ તો ભારે અન્યાય છે કમલ ! તમે એમ કલ્પી પણ કેમ શકો છો, કે તમારા હાથની રસોઇ જમતાં મને ઘૃણા થશે. મેં તમને પહેલાથી જ કહી દીધું

છેને, કે જેઓ તમારા ઉપર શ્રદ્ધા રાખે છે; તેવા માણસોમાંનો જ હું એક છું."

હરેન્દ્ર અને કમલ બંને ઉપર ગયા. કમલ રસોઇ કરવા બેઠી. તે રાંધવા બેસતા બેસતા બોલી: "મારો ખોરાક પણ ઘણે અંશે આશ્રમવાસીઓ જેવો જ સાત્વિક છે, પરંતુ તમારા આશ્રમમાં હું જે જાતનો ખોરાક વધારે જોઈ આવી છું, તેના કરતા તો મારો ખોરાક વધારે જોશીલો છે ખરો. તમે આશ્રમમાં ભલે આવો ખોરાક લેવાને જરા પણ અચકાશો નહિ, એવી મને આશા છે."

"તે ખરૂં છે, બાકી અમે આશ્રમમાં તો સખ્ત પ્રકારની રીતિનીતિ પાળીએ છીએ."

"પણ એટલી બધી સખ્તાઇ પાળવાની શી જરૂર છે ? અજિતબાબુ શ્રીમંત છે, તમારી અવસ્થા પણ કાંઇ એટલી બધી ખરાબ નથી, પછી શા માટે તમે આવી જહેમત ઉઠાવો છો ?"

હરેન્દ્ર બોલ્યો: "આવી તકલીફ ઉઠાવવાનું કાંઇ કારણ નથી, પણ જરૂરિઆત તો છે જ. તમે જાણો છો, કે અમારા આશ્રમનો હેતુ છાત્રોને સાદાઇ શીખવવાનો છે અને તેથી જ અમારે આ પ્રમાણે સખ્તાઇ પાળવી પડે છે. બહારથી લોકો આ સખ્ત વ્યવસ્થા ઉપર ભલે કટાક્ષ કરે, તે બધાને અમે ક્યાં જવાબ આપવા બેસીએ ?"

કમલ બોલી: "આશ્રમ બહારના લોકો આ સખ્તાઇ સામે વાંધો ઉઠાવશે ત્યારે ઉઠાવશે, પણ પહેલાં તો આશ્રમવાસીઓ જ તેનો વિરોધ કરશે. હું ખરૂં કહું છું હરેન્દ્ર ! કે જેનામાં કમાવાની શક્તિ છે, તેવાને માટે પણ આવા સખ્ત નિયમો પાળવા જરૂરી ઠરાવવા, એ અયોગ્ય છે. મારા પિતા તો મને કાંઇ આપી જ ગયા નથી, પણ તેઓ મને "માંગણવૃત્તિ"થી દૂર રહેવાનો મહાનમંત્ર દાનમાં આપી

ગયા છે. એથી હું આપદા વેઠીને, આ જીવન સાદાઈથી પુરૂં કરૂ, એ યોગ્ય છે; પણ તમને એવી સાદાઈની જરૂર નથી."

હરેન્દ્ર કમલાના મોઢા સામે જોઈ રહ્યો, હરેન્દ્ર જાણતો કે, કમલ માંગણવૃત્તિથી દૂર હતી, એ વાત તદ્દન ખરી છે; પરંતુ તે નિરાશ્રિત પણ હતી. સમાજ, સન્માન, અને સહાનુભૂતિને એ ત્રણમાંથી એક પણ વસ્તુ તેને મળે એમ હતું, એમ છતાં આ રમણી લેશમાત્ર પણ દુર્બળ બનીન હતી. તે વિપુલ ગરીબાઈમાં પણ સ્વેચ્છાથી અને સ્વતંત્રતાથી પોતાનું જીવન પુરૂં કરી શકતી હતી. આટલી સંકટાપન્ન દશામાં પણ તે ભિક્ષા માંગતી નહોતી ઉલટી તે બીજાને ભિક્ષા આપતી હતી. શિવનાથ આ તેની બધી અનર્થ દશાનું મૂળ હતું, છતાં તેના પ્રત્યે પણ તેને તિરસ્કાર ન હતો. હરેન્દ્ર બોલ્યો : "હું તમારી સાથે દલીલો કરી શકતો નથી. કમલ ! પણ હું જાણું છું. કે ગરીબાઈમાં સડવાનો તમારો સ્વભાવ નથી એકજવાર ઈચ્છા કરતાંજ એ દુઃખ તમે દૂર કરી શકશો. પરંતુ તેવી તમારી ઈચ્છાજ લાગતી નથી. તમે જાણો છો કે. જો માણસ ધારે તો તે દુઃખને પણ સુખની માફક વેઠી શકે"

કમલ બોલી : "તેમે જે વાત કહો છો, તે ખરી છે, પરંતુ તમે જે દુઃખ વેઠો છો, એ કાંઈ સાચું દુઃખ નથી, એ તો માત્ર દુઃખનો અભિનય છે. અર્થાત્ એ હાથે કરીને વહોરી લીધેલું દુ ખ છે." એમ કહીને કમલ હસી પડી. હરેન્દ્ર બોલ્યોઃ "પરંતુ શ્રીમંતાઈથી જીવન તૂચ્છ થઈ જાય છે અને દુઃખ અને દીનતાથી માણસનું ચારિત્ર ઘડાઈ, તે એક મહાન વ્યક્તિ બને છે; એ તો તમે માનો છો ને?"

કમલ સાંભળી રહી. જરાવાર રહી તે બોલીઃ 'તમે કહો છો; એ વાત તદ્દન ખોટી છે, એમ તો હું નથી જ કહી શકતી પણ મારે કહેવું પડે છે, ઘણીવાર ખરેખરૂં ચારિત્ર ઘડવા માટે માત્ર દુખનો અભિનય અથવા અતિ સયમ એ જ બસ નથી. પરંતુ તે માટે અંતરની ઉર્મિ હોવી પણ જરૂરી છે. તમારા આશ્રમની કાર્યપદ્ધતિ હું સમજી શકતી નથી, પરંતુ મને લાગે છે; કે અતિસંયમેથી જ કાંઈ

મહાપુરૂષો ઘડી શકાતા નથી. તેથી માત્ર દંભ કરવાની ટેવ પડે છે"

હરેન્દ્ર બોલ્યો: "મુશ્કેલી એ છે, કે ભારતનો આદર્શ હજી તમે સમજી શકતા નથી, કારણ કે તમારી દેહમાં મ્લેચ્છનું લોહી રહી ગયું છે અને તેથી તમને અમારા આદર્શો માત્ર ઢોંગ રૂપે જ ભાસે છે. ચાલો! હવે રસોઈ થઇ હોય તો પીરસી દો."

કમલ બોલી: "દીનતા ભલે એની મેળે આવેલી હોય કે જાણી જોઈને તે સ્થિતિ લાવવામાં અવી હોય, તેથી એ સ્થિતિ ભોગવવામાં કાંઈ મોટાપણું યા ગૌરવ માનવા જેવું તો નથી જ, ખરી રીતે દીનતામાં મહત્તા માનવી, એને હું તો દુર્બળતા અને શૂન્યતા જ સમજું છું. તમે ગરીબાઈને ગૌરવ માનો છો, પણ ગરીબાઇ માણસને કેવો ગૌરવહીન બનાવી દે છે, તેના સેંકડો ઉદાહરણો મેં મારી નજરે જોયા છે અને એવું જ બીજું એક જીવતું જાગતું ઉદાહરણ હોય, તો તે રાજનબાબુ છે."

કમલે થાળી પીરસી, અને પેટ ભરીને જમી લેવાનો તેને આગ્રહ કર્યો. હરેન્દ્રને જમવા બેસતા નીલિમાનું સ્મરણ થયા વિના રહ્યું નહિ. તેને કમલનું જીવન અને તેનું વર્તન જોઇને નીલિમા સાથે તેની સરખામણી કરવાની ઇચ્છા થઈ આવી. હરેન્દ્રને લાગ્યું, કે નીલિમા સ્ત્રીત્વની મધુરતા અને ગૌરવની જીવતી જાગતી મૂર્તિ સમી છે. તે કમલ અને નીલિમાને સરખાવતાં સ્વગત બોલ્યો: "સ્ત્રીઓ ખરેખર સંસ્કાર, શિક્ષણ કે સ્વભાવમાં સંપૂર્ણપણે એક બીજાની સાથે સાચે જ મળતી આવતી નથી, પરંતુ બધી સ્ત્રીઓમાં સેવા અને મમતાની લાગણી તો સામાન્ય જ હોય છે."

હરેન્દ્ર જમવા બેસી ગયો હતો. પણ આજે તેને જમવાની પૂરેપૂરી ઇચ્છા ન હતી. માત્ર તે કમલને ખુશ રાખવાને માટે જ જમવા બેઠો હતો. કમલની રસોઈમાંની કેટલીક વાનીઓ તેને નાપસંદ પડી હતી. તેની ટીકા કરતા તે બોલ્યો: "કમલ! તમારી રસોઇ ઘણી સારી થઈ નથી."

જરાવાર રહી હરેન્દ્ર બોલ્યો : "કમલ! તમારી રસોઈમાં ખામી કાઢીને હું તને વખોડું છું, તેજ પ્રમાણે મેં બૌદિને પણ ઘણીવાર હેરાન કરી છે હોં. પણ તમે ખોટું લગાડશો નહિ. કારણ કે બૌદિએ પણ કદી ખોટું લગાડયું નહતું.

હરેન્દ્ર જરાવાર રહી પાછો બોલ્યો: "કમલ! તમારૂં દારિદ્ર દેખીને, મારા હૈયામાં ખૂબ લાગી આવે છે. હું તો માનું છું કે તમારૂં દારિદ્ર એ પૃથ્વીની સંખ્યાબંધ શ્રીમંત મહિલાઓના માત્ર ઉપહાસરૂપે છે. રાજાને રાણી થવાને યોગ્ય હોય, તેને ભિક્ષુકનું સ્થાન મળે; તેવી દશા ભગવાને તમારી કરી છે."

કમલે કાંઇ જવાબ ન આપ્યો, પણ આ શબ્દો તેના હૈયામાં તીરની માફક લાગી ગયા. કમલ બોલી: "હરેન્દ્રબાબુ! તમે જમી રહ્યા હો. તો હવે ઉઠો, અને જોડેના ઓરડામાં જઇને આરામ લો. મારૂં અહીંનું કામ પતાવીને, હું હમણાં ત્યાં આવું છું." કમલ થોડીવારે એ ઓરડામાં જઇને બેઠી તે બોલી: "હરેનબાબુ! આજે હું તમારે મોઢે બૌદિની સઘળી હકીકત જાણવા ચાહું છું, તમે તે કહેશો ને?"

હરેન બોલ્યો : બૌદિનું આખું જીવન હું કાંઇ જાણતો નથી. તેમનો પરિચય માત્ર મને અહીં અવિનાશબાબુને ત્યાં જ થયો હતો. અને તમે જે રીતે તેને ઓળખી હતી, તેજ રીતે હું પણ તેને ઓળખું છું. હા, માત્ર તમારા બધાના કરતા નીલિમાને વિષે એક વાત હું વધારે જાણું છું, તે એ કે તેનું પતિવ્રત અત્યંત વિશુદ્ધ છે. તેનો પતિ જ્યારે મરી ગયો, ત્યારે તેની ઉંમર માત્ર ઓગણીસ વર્ષની હતી. નીલિમા પોતાની દેહ અને સ્નેહ પતિને જ અર્પણ કરી ચુકી હતી અને તેણે તે કોલ પાળ્યો હતો. મારી તો ખાત્રી છે કે નીલિમા તેના પતિનો સ્નેહ, તેના અંતરમાં છેવટ સુધી ટકાવી રાખશે. આપણે આશુબાબુના એક પત્નિવ્રતની ભારે પ્રસંશા કરીએ છીએ, ત્યારે ખરૂં પુછો, તો નીલિમાના પણ એવાજ એકનિષ્ઠ પ્રેમને અંજલિ આપવી જરૂર છે."

કમલ બોલી: "હવે ઘણું મોડું થયું છે. આજે તમે ઘેર જવાનું માંડી વાળો. હું તમને અહીં જ પથારી કરી આપુ છું. અહીં જ સુઈ જાઓ." હરેન બોલ્યો: "પણ તમે કયાં સુઇ રહેશો?" કમલ બોલી: ઘરને બીજો ઓરડો જ નથી. એટલે હું પણ અહીં તમારી પાસે જ સુઇ રહીશ"

આ શબ્દો સાંભળીને હરેન્દ્ર શરમાઇ ગયો. શરમની છાંયા તેના મોઢા ઉપર સ્પષ્ટપણે તરવરી રહી હતી તે જોઇને કમલ બોલી: "ભય રાખવાનું કારણ નથી. તમે તો બ્રહ્મચારી છો! પછી તમને ભય શું? શરમ શું? સંકોચ શુ? હરેન શું જવાબ આપે? તે ફાટી આંખે કમલ તરફ જોઇ રહ્યો. તેને લાગ્યું કે આ એક સ્ત્રી થઈને, આ કેવા ભયાનક શબ્દો બોલે છે! તેના અંતરમાં વિહ્વળતા વ્યાપી ગઈ અને તે વિહ્વળતા તેના મોઢા ઉપર પણ ધસી આવી. કમલે આ સ્થિતિ પારખી. તે બોલી: "મારી જ ભૂલ થઈ છે. હરેન્દ્રબાબુ! તમે બ્રહ્મચારી છો પણ સાહસિક નથી. તમે ઘેર જાઓ અથવા તો આશુબાબુને ત્યાં જઈને સુઇ રહો. નિર્જન ઘરમાં પતિપત્નિ ન હોય, એવા બે સ્ત્રીપુરૂષો રહી શકે, એ વાત હજી તમારા ખ્યાલમાં આવી નથી. સ્ત્રીઓ એ સ્ત્રીઓ જ છે, એવું જ્ઞાન બ્રહ્મચારી હોવા છતાં. તમને થયું નથી." એમ કહી કમલ પોતે જ બહાર ચાલી ગઈ.

હરેન્દ્ર મૂઢની માફક મિનિટ બે મિનિટ ઉભો રહી, નીચે ઉતરી ગયો.



**આ**ગ્રા શહેરમાં ઈન્ફલુએન્ઝાની બિમારી ફાટી નિકળ્યાને આજે બે મહિના થઇ ગયા હતા. બિમારી હવે શાંત પડી ગઇ હતી. કોઇ સ્થળે હજી ઇન્ફલુએન્ઝાના કેસો થતા હતા. પણ તે હવે પ્રાણઘાતક નીવડતા ન હતા. કમલ ઘરમાં બેસીને તેનું એક ફાટેલું લુગડું સાંધી રહી હતી. એટલામાં ત્યાં હરેન્દ્રએ પ્રવેશ કર્યો હરેન્દ્રના હાથમાં એક પોટલી હતી. હરેન્દ્રએ તે પોટલી સ્ટૂલ પર મૂકતાં કહ્યુંઃ 'લોકોની મનોવૃત્તિ એવી છે, કે તેઓ આજે કામ આપે છે અને તે કાલે લેવા આવે છે. જેઓ કાપડ શીવવા આપે છે, તેમને હું તો પહેલાંથી જ યોગ્ય વાયદો કરી દઉં છું, અને છતાં તે પુરૂં ન થાય. તો ગ્રાહકનેસ્પષ્ટ રીતે જ કહી દઉ છું, કે હજી કામ થયું નથી અને વખત લાગશે, જોઇએ તો કાપડ પાછું આપી દઉં છું, પણ ખૂબી એ છે, જેઓ એકવાર તમારી સાથે કામ પાડે છે, તેઓ કદી પછી બીજાને ત્યાં કામ આપવાનું પસંદ કરતા નથી. આ જુઓને, હમણાંજ લાલાજીના ઘેરથી બંડીઓ કરવા માટે આ ગરમ કાપડ આવ્યું છે." એમ કહીને ગરમ કાપડનો તાકો હરેન્દ્રએ કમલની આગળ મૂકયો.

કમલે શીવતાં શીવતાં ઊંચે જોયું અને તે બોલીઃ 'પણ તમે એ કામ લીધું શા માટે? હરેન્દ્ર બોલ્યો : "શુ કરૂં! મેં કહ્યું કે બંડીઓ છ મહિને મળશે, છતાં તે પણ કબુલ કરીને, તે કામ આપી ગયો છે, અને મજુરીના પૈસા પણ આપી દીધા છે." એમ કહીને હરેન્દ્રએ ખીસામાંથી સીલાઇના પૈસા કાઢીને કમલ આગળ મૂકી દીધા. કમલ બોલી : "લોકોના આ ઉપરાચાપરી ઓર્ડરો આવે છે, તે જોઇ ને મને

હવે લાગે છે, કે લોકોનું મને કામ મળશે ખરું." કમલે પેલી પોટલી હાથમાં લીધી અને પોટલી છોડીને અંદરનું કાપડ તપાસતા તે બોલી: "ઓહો ! આ કામ તો તમે કોઈ મોટી દુકાનમાંથી લઇ આવ્યા હોય એમ લાગે છે, પરંતુ હું ધારું છું કે તે મારાથી નહિ બને. નકામું એમનું કીમતી કાપડ બગડશે, એના કરતાં ભલે એ કાપડ એને પાછું આપી દો."

હરેન્દ્ર બોલ્યો : "એ તો આશ્ચર્ય ! તમારાથી ન થાય, તો વળી અહીં બીજું કોણ કરી આપવાનું હતું ? તમારા જેવો અહી બીજો સારો કારીગર કોણ છે ? કમલ બોલી : 'અહી નથી તો શું થઈ ગયું ? કલકત્તામાં તો છે ને ?" હરેન્દ્ર બોલ્યો : "તે નહિ બને. તમારાથી જેવું થાય, તેવું કરી આપજો, ચાલી જશે." કમલ બોલી : 'તે નહિ બને. અજિતબાબુ બહુ શોખીન માણસ છે. મારા હાથનું શીવેલું એમને પસંદ નહિ પડે અને નકામુ એમનું કીંમતી કાપડ બગડશે." હરેન્દ્ર બોલ્યો : "અરે, આતો નવાઈ જેવું છે. તમે શી રીતે જાણી ગયા કે આ કાપડ અજિતબાબુનું જ છે !"

કમલ બોલી : "હું ઓળખી શકું છું. હિંદુસ્તાની લાલાજીઓ એવા ભલાભોળા નથી, કે જે છ મહિનાને વાયદે કાપડ સોંપી મૂકે અને અગાઉથી સીલાઈના પૈસા પણ આપી દે. એટલે મેં માની લીધું, કે આ કામ અજિતબાબુનું જ હોવું જોઈએ. તેમને કહી દેજો કે આવા મોટા કામો કરવાની યોગ્યતા મારામાં નથી. હું તો માત્ર ગરીબોના જ વસ્ત્રો શીવી આપું છું."

હરેન્દ્ર બોલ્યો : એ બની શકે એવું નથી. મેં અજિતને પહેલાંજ કહ્યું હતુ; કે કમલનું કામકાજ હજી નવું છે, માટે તમે બજારમાંથી એકાદ સામાન્ય કાપડ ખરીદીને તેમને આપો. અજિતબાબુએ કહ્યું, "નહિ; મારે એમ કરવાની જરૂર નથી. પર્વોને દિવસે પહેરવાને માટે, મારે આ ગરમ કાપડનો પહેરવેશ તૈયાર કરવો છે અને તે કમલને

હાથે જ તૈયાર કરાવવો છે. ખરેખર! તમારા પ્રત્યે અજિતને જેટલી લાગણી છે, તેટલી બીજા કોઇને નથી,"

કમલે એકદમ વચ્ચે જ પૂછ્યું : 'વારૂં, પછી રાજનબાબુનો પત્તો લાગ્યો?"

"નહિ હજી સુધી ભાળ લાગી નથી પરંતુ મને લાગે છે, કે તે થોડાક દિવસમાં જાતે જ અહીં આવીને હાજર થશે."

"એ વાત હું જાણવા માંગતી નથી. મેં તો તમને એ વાતની તપાસ કરવાનું કહ્યું હતું; કે તે છૂટો છે, કે વળી પોલીસના પંજામાં સપડાયો છે. એ બાબતમાં તમે શી તપાસ કરી?"

હરેન્દ્ર બોલ્યો: "મેં પોલીસ તરફે જ તપાસ કરાવી છે અને તેમાં માલમ પડયું છે, કે તેને પોલિસોએ પકડયો નથી." કમલ બોલી: "તમારો રાજનબાબુ તરફ કેટલો પ્રેમ છે, તે વાત હું જાણું છું. પણ રાજનબાબુની તપાસ કર્યા વિનાજાણે મને ગ્લાનિ થયા કરે છે." એમ કહીને તે એવી વ્યાકૂળ આંખોએ હરેન તરફ જોઇ રહી, કે હરેન ભારે આશ્ચર્ય પામ્યો, બીજેજ પળે કમલે તેની દૃષ્ટિ ફેરવી લીધી અને તેણે શીવવાનું શરૂ કર્યું. હરેન્દ્ર સ્થીરતાથીજ ઉભો રહ્યો હતો. તેના મોઢામાં એક વાત આવી જતી હતી, અને તે કમલને એ પ્રશ્ન પૂછુ પૂછું કર્યા કરતો હતો, પણ તે એ પ્રશ્ન પૂછવો કે નહિ તે નક્કી કરી શકતો ન હતો. એ પ્રશ્નનો કમલ શુ જવાબ આપશે તેની તે કલ્પના પણ કરી શકતો

તમને ઉભા રહેવાનું પણ કયાં કહ્યું હતું. તમે ઉભા શા માટે રહ્યા?" હરેન્દ્ર બોલ્યો "તદ્દન ખરી વાત! હુ ઉભો રહ્યો અને કામ આપીને ચાલ્યો ન ગયો, એ મારી ભૂલ થઇ. એ ભૂલ હું સ્વીકારૂં છું."

કમલ બોલી: "એમજો હોય તો હું પણ મારી ભૂલ સ્વીકારી લઉ છું કે આટલો વખત મેં તમને ઉભા જ રહેવા દીધા અને 'બેસો' એમ પણ ન કહ્યું એ મારી ભૂલ થઇ. હવે કહુ છું કે 'બેસો' હરેન્દ્રએ ખુરસી ખેંચી લીધી અને તે બેઠો. કમલ બોલી: "જુઓને હરેનબાબુ! અતિથિને આવકાર આપો કે ન આપો તેનો કાંઇ અર્થ તો નથી જ, પણ છતાં, એ વ્યવહાર છે અને તેથી જ તે વ્યવહાર હુ ચુકી ગઇ, એ વાત તમે તરત પકડી લીધી."

હરેન બોલ્યો: "મે' તમારી ભૂલ કાઢવાની વૃત્તિથી એમ કર્યું નથી." કમલ બોલી: "નહિ, નહિ, મેં તમને ખોટું લગાડવા માટે આ કહ્યું નથી. તમારા અંતરમાં જે વૃત્તિ આ ક્ષણે વિદ્યામાન હતી, તે મનુષ્યોનો સ્વાભાવિક ગુણ છે, પરંતુ એ ગુણને લીધે જ સંસારમાં અનેક ઉપદ્રવો ઉભા થાય છે."

હરેન બોલ્યો: "લો આ બધી વાતો તમે કોને ઉદ્દેશીને બોલો છો? જો તમે તમારા ઉપરથી કહેતા હો, તો ઠીક જો મને ઉદ્દેશીને બોલતા હો તો એ આક્ષેપ તમારે વધારે વિસ્તારપૂર્વક સમજાવીને કહેવો જોઇએ."

કમલ બોલી : અરે, એને આક્ષેપ કોણ કહે છે? તમે જાણો છો ને કે રસ્તો સહજ અને સરળ હોય છે પરંતુ તેમાં ય જયારે ઠોકર વાગે છે અને લોહી નીકળે છે, ત્યારે જ શરીરમાં જાગૃતિ આવે છે. અને એમ થાય છે, કે વધારે સંભાળપૂર્વક ચાલવાની જરૂર હતી. તે જ પ્રમાણે આક્ષેપનો આરોપણ થાય છે. ત્યારે જાગૃતિ આવે છે. તમે દરેક વાતનો ખુલાસો માંગો છો, પણ તે બની શકતું નથી. જુઓને, ઘણી વાંતો સહજ ઇસારો કરવામાં હું સમજી જાઉ છું પણ તમે તે સમજી શકતા નથી."

"તો એનો અર્થ એ છે કે તમે ભગવાન છો, અમે દુર્ભાગી છીએ. તમે જો બોલી શકતા હો, તો સઘળું ખુલાસાવાર બોલો, નહિ તો આ ચર્ચા બંધ કરો. કારણ કે મને આ ચર્ચા એવું સ્વરૂપ લેતી લાગે છે, કે જેનો કદી છેડો જ આવે એમ લાગતું નથી. આ બધી ટીકા કરવામાં તમારો હેતુ શુ રાજનનું સ્મરણ કરાવવાનો હતો?"

કમલ બોલી ; "રાજનનું જ નહિ, પણ આજે કોણ જાણે શું છે, તે મને આશુબાબુ, મનોરમા, અવિનાશબાબુ એ બધાની જ વાતો યાદ આવી જાય છે."

હરેન્દ્ર બોલ્યો : "એમ નહિ બોલો ! તમારા માતાપિતા બિચારા સ્વર્ગે ગયા છે એમને વચ્ચે શા માટે ખેંચી લાવો છો? રાજનની જ વાત કરોને, રાજન આપણો મિત્ર છે, બંધુ છે, સ્નેહી છે, એની વાત કરવી ઠીક છે. તેમાં બીજાની વાત શા માટે હોવી જોઈએ? સંસારમાં બધા માણસો મિત્રોની વાત કરવામાં આનંદ માને છે અને તે જ પ્રમાણે હુ પણ તે વાતમાં આનંદ માનું છું.'

કમલ બોલી : "પણ આવી બીજાની વાતો સાંભળવામાં જ આનંદ આવે છે ને? તેમાં કાંઈ સ્વાર્થ તો નથી?" હરેન્દ્ર બોલ્યો : "જરાય નહિં. હું બ્રહ્મચારીઓનો નેતા છું. જો આવી વાતો અક્ષય વગેરેને કાને જાય. તો તેનું પરિણામ ઘણું જ ભયાનક આવશે."

કમલ બોલી : 'હું એવું પરિણામ નહિ આવવા દઉં, એનો ઉપાય મને કરતા આવડે છે!" હરેન્દ્ર બોલ્યો : અક્ષય કેવો છે, એ તમે જાણો છો, એનો તમારાથી ઉપાય થવાનો નથી. પણ ઠીક તમે કહેતા હતા કે રાજનનું તમને ભારે સ્મરણ થાય છે, તેની જ વાત કરો. એ દરિદ્રી છોકરાને તમે ક્યારથી આટલો બધો ચાહવા લાગ્યા છો, તે કહો."

કમલ બોલી : 'એ પ્રશ્નનો જવાબ તો મેં તમને ઘણી વાર

આવ્યો છે. શું તમે તેને વારંવા જ ભૂલી જાવ છો? ચાલો હવે હશે. હરેનબાબુ! તમારો ચહા પીવાનો વખત થયો છે, બેસો હું ચહા બનાવી દઉં."

હરેન્દ્ર બોલ્યો : "બેઠો તો છું જ. પણ ચહા પીવાની કાંઈ મને ટેવ નથી. એટલે તમારે ખાસ તસ્દી લેવાની જરૂર નથી. વારૂં, એક વાત તમને પૂછું કમલ?" કમલ બોલી : પૂછો!" હરેન બોલ્યો : "તમે ઘણા દિવસથી બહાર ગયા નથી, તો હું એ પૂછવા માંગું છું, કે તમારી બહાર જવાની શું ઇચ્છા જ થતી નથી? શું તમે જાણી જોઇને જ બહાર જવાનું બંધ કર્યું છે?"

કમલ બોલી : "મને બહાર જવાની ઈચ્છા થતી જ નથી." હરેન બોલ્યો : 'ચાલો ત્યારે, આજે આપણે આશુબાબુને ત્યાંજ જઇ આવીએ. આપણે એમના મંદવાડ પ્રસંગે એમને મળવા ગયા હતા, તે પછી એમને મળવા જઇ શકયા નથી. તેઓ તમને મળવાને ઘણા ઇંતેજાર છે. માત્ર દાકતરની મનાઇને લીધે જ, તેઓ અહીં આવી શકયા નથી."

"તેઓ મને મળવા આતુર હોય, તે જરૂર બનવા જોગ છે. હું તેમને મળવા ન આવી શકી. એ મારી જ ભૂલ થઇ. બેસો હું હમણાં ચહા લઇ આવું. "એમ કહીને તે ચહા લેવા ગઇ. ચહા પીને બંને બહાર પડયા. રસ્તામાં ચાલતા હરેન્દ્રે કહ્યું; આપણે હજી જરા વહેલા ગયા હોત તો, વધારે સારૂં થાત."

કમલે કહ્યું, સારૂં શું થાત! હું તો કહું છું, કે હજી આનાથીય મોડા ગયા હોત તો વધારે સારૂં. આ તો ઓળખીતા લોકો આપણને સાથે ફરતા જોઇ લેશે." હરેન્દ્ર બોલ્યો : ભલેને દેખી લે! મને હવે તેની ચિંતા નથી. કોઇ ખોટા આક્ષેપો કરે, તેથી આપણે શા સારૂ ડરવું જોઇએ." કમલ બોલી : "તમે ભલે ન ડરતા હો. પણ હું તો તમારા લાભની દૃષ્ટિએ ડરૂં છું.

હરેન્દ્રને ટીખળ કરવાની ઇચ્છા થઈ. તે બોલ્યો : "તમે બધે હિંમતનો અવતાર ગણાઓ છો, હવે જો એ લોકોને એ વાતની ખબર પડે, કે તમે મારી સાથે બહાર ફરતા ડરો છો, તો તેમને તમારે માટે શો વિચાર આવે ?"

કમલ બોલી : તો તો લોકો એમજ માની લે, કે હું હિંમતવાન હોવાનો ડોળ કરું છું, એ મારી સફાઈ જ છે."

"પણ જેઓ આપણને ઓળખે છે, તેઓ આપણે બેને સાથે ફરતા જોઈને મનમાં કાંઈ ખોટો ખ્યાલ લાવી શકશે ખરા ?" કમલે જવાબ ન આપ્યો. હરેન્દ્ર બોલ્યો મને સમજ નથી પડતી કે આજે તમે ઉદાસ કેમ છો ? જવાબ કેમ નથી આપતા ?

કમલ બોલી : "જે વાત સમજવા જેવી નથી, તે તમે ન સમજો, એજ વધારે સારું છે. રાજનને હું ભૂલી શકતી નથી, એ વાત તમારા આવ્યાથી મને ફરી તાજી થઇ છે. તેને આશ્રમમાં તો સ્થાન મળ્યું નહોતુ, પરંતુ એકાદ ઝાડ તળે પણ તેને સ્થાન મળ્યું હોત, તોય હું જઇને એને મારે ત્યાં બોલાવી લાવત.

વાત કરતા કરતા તેઓ આશુબાબુને ત્યાં આવી પહોંચ્યા. હરેન આશુબાબુને પાંચ છ દિવસ થયા મળ્યો ન હતો. હરેન્દ્રએ યદુને પૂછ્યું, "કેમ બાબુજીની તબિયત કેમ છે ?" યદુ બોલ્યો : "તબિયત સારી છે. આજે તો તેઓ દીવાનખાનામાં બેસીને બધાની સાથે વાતો કરી રહ્યા છે.

કમલ બોલી : બધાની સાથે એટલે કોની કોની સાથે ? યદુ બોલ્યો : "તે તો હું જાણતો નથી. બધા ઘણા માણસો છે." હરેન્દ્ર અને કમલ પડદો ઉચકીને દીવાનખાનામાં દાખલ થયો. ઓરડો ચીરુટ

અને એસેન્સની ગંધથી ભરાઇ ગયો હતો. ઓરડામાં નીલિમા ન હતી. આશુબાબુ આરામચેર ઉપર પડ્યા પડ્યા ચિરૂટ તાણતા હતા અને તેમની પાસેજ સોફા ઉપર બેસીને એક અપરિચિત મહિલા તેમની સાથે વાતચીત કરી રહી હતી. એ બાઈ બંગાળી હોવા છતાં, એમ લાગતું હતું, કે તેને બંગાળી બોલવાની ઇચ્છા જ ન હતી. અથવા તો ઇચ્છા હોય તો પણ તે બંગાળી બોલી શકતી ન હતી, કારણ કે તેને બંગાળી બોલવાનો અભ્યાસ જ ન હતો. આશુબાબુએ કમલ તરફ જોયું. કમલ તરફ જોતાં જ તેમને ભારે આનંદ થયો. તેઓ બોલ્યા: "બેસો, કમલ બેસો." પેલી સ્ત્રી તરફ હાથ બતાવીને આશુબાબુ બોલ્યા: "આ અમારા એક સગાં છે અને તેઓ થોડા દિવસ અમારે ત્યાં રહેવા માંગે છે."

થોડા સમય રહી આશુબાબુએ પેલી અપરિચિત સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું "એમનું નામ કમલ છે. એ મારી પુત્રી જેવા જ છે વેલા!" હરેન્દ્ર આશુબાબુ તરફ જોઈ રહ્યો. ટોળ કરતાં તે બોલ્યો: "વાહવાહ! કમલની ઓળખ કેવી ઝપાટામાં આપી દેવાઇ, અને લ્યો, અમારો તો હિસાબ જ નથી."

આશુબાબુ બોલ્યા: 'ઓહો! આ વાત પણ ખરી. જુઓ વેલા! આ પ્રોફેસર અક્ષયના મિત્ર પ્રોફેસર હરેન્દ્ર છે. તમારો બાકીનો પરિચય કોઈ દિવસ આગળ અપાશે. ગભરાતા નહિ." જરાવાર રહી તેમણે કમલ તરફ જોયું અને કહ્યું, "કમલ! જરા અહીં આવો તો અમારા હાથ પકડીને થોડા વખત જોરથી દબાવી રાખો તો, મા!"

કમલ હસતા હસતા આગળ ગઇ, આશુબાબુના બંને વિશાળ હાથ કમલે પોતાના ખોળામાં લઈ લીધા અને તેને દબાવીને બેઠી. આશુબાબુએ પૂછ્યું: જમીને આવ્યા કે ભૂખ્યા છો મા!" કમલ બોલી: "ના, નથી જમી." આશુબાબુ નિશ્વાસ નાંખીને બોલ્યા: "અફસોસ, કંઇ કહેવા જેવું પણ નથી. વેલાની સામે જોઇને આશુબાબુ બોલ્યા.

'વેલા ! આ બાઇને બહારથી જોઇને જેટલું આશ્ચર્ય લાગે છે, તેટલું આશ્ચર્ય લોકોને એમના વિચારો જાણીને થાય છે. કેમ હરેનબાબુ ! આ વાત ઠીક છે ને ?"

કમલ બોલી: "એ ઠીક છે કે નહિ, તેમાં તો સંદેહ છે, પણ તમને કોઈ ઉડાઉ કહીને તમારી મશ્કરી કરે, તો એ ઠીક નથી, એમ સંદેહ નથી. તમારા જ્ઞાનની માત્રા આ સંસારમાં અચળ છે."



[ ૨૧ ]

આશુબાબુ બોલ્યા : ઓહો ! એમાં શું થઈ ગયું ? એવા આક્ષેપોથી હું કાંઈ બી જવાનો નથી અલબત, આજે હું તમને મારે ત્યાં જમાડી શકું એમ નથી, પરંતુ હું એ વાત પૂછું છું, કે તમે તમારે ઘેર શુ જમી આવ્યા છો ? બોલો જોઈએ."

"જે રોજ જમુ છું તે આજ જમી આવી છું." કમલે કહ્યું, આશુબાબુ બોલ્યા : "ઓહો ! એટલે શું જમી આવ્યા છો, તે મને કહેવાની ઇચ્છા નથી કે ?" આશુબાબુ વેલાને ઉદ્દેશીને બોલ્યા "જોયું વેલા ! તમને મેં કહ્યું હતુંને કે કમલ મારા આ પ્રશ્નનો આવોજ જવાબ આપશે." કમલ બોલી : "ત્યારે એમજ કહોને કે મારી પાછળ પણ અહીં મારી ખૂબ વાતો થઇ ગઈ છે." આશુબાબુ બોલ્યા : "ખોટું શા માટે બોલવું જોઇએ ? તેમ બન્યું જ છે." એટલામાં રસોઇયો એક ચાંદીના વાસણમાં મૂકીને એક પરિચયપત્ર લઇને આવ્યો. એ પરિચયપત્ર અજિતનો હતો. આ મકાનમાં અજિત એક દિવસ ઘરના છોકરા જેવો હતો. પણ હમણાં દિવસો થયા તે અહીં આવતો નહતો. તેના નહિ આવવાને લીધે લજ્જા અને સંકોચનું વાદળ આશુબાબુ અને અજિત વચ્ચે ફેલાઈ ગયું હતું. અજિતના આવવાથી એકાએક તે વાદળ દૂર થઇ ગયુ. આશુબાબુએ માણસને કહ્યું, "જાઓ, અજિતબાબુને અંદર લઇ આવો."

થોડા સમયમાં અજિત અંદર આવ્યો. આશુબાબુ બોલ્યાઃ 'આવો

હતો યાદ છે કે?" અજિત બોલ્યોઃ "યાદ છેને. મને તે દિવસનો અંધકાર પણ યાદ છે અને તે દિવસની આપણી ધીગામસ્તી પણ યાદ છેને?" અજિતે કહ્યું: તમે રાજી થયા હતા, તે તો યાદ નથી પણ તમે ટકોર કરી હતી તે યાદ છે"

કમલ બોલીઃ ટકોર કરી હતી? નહિ, મે ટકોર નહોતી કરી."

અજિત બોલ્યોઃ "ટકોર કરીજ હતી. હું ચોક્કસ જાણું છું." કમલ બોલીઃ "એમ જો હોય, તો આપને આપની ભૂલ સમજાઈ છે, કારણ કે તમે કાંઈ ખોટું કર્યું હશે, તોજ મે ટીકા કરી હશે, એ વાત જવા દો. ચાલો, ને હવે આજે જ આપણે બંને ચાલ્યા જઈએ."

અજિત બોલ્યો: 'નોનસન્સ! તમે ભારે દુષ્ટ કેમ થઈ? મારા જેવી શાંત અને સુઘડ બાઇ બીજી કોણ છે, બોલો જોઈએ? તમે કહ્યું; 'કમલ! ચાલો નાસી જઈએ' મેં કહ્યું. 'ચાલો!' બોલો, આવી રીતે તમારા હુકમનો અમલ કરવાવાળું કોણ હશે?"

અજિત બોલ્યોઃ 'એ તો ખાલી ગમ્મત હતી." કમલ બોલીઃ "સારું, જે વાત અમલમાં ન આવી શકે, તે ગમ્મત તો ગણી જ શકાય. પણ એ ગમ્મત કરવામાં મારો ગુન્હો પણ શું હતો, કહો જોઈએ વારું? હું કેટલા કષ્ટ અને સંકટમાં દિવસો પસાર કરૂં છું. અને આપના જેવાના કપડાં શીવીને ગુજરાન ચલાવું છું. પણ તમને મારી યાદ પડી છે? મનોરમા આવી આફતમાં આવી પડત. તો તમે સહન કરત? રાત દિવસ ગદ્ધાવૈતરૂં કરીને હું કેવી સુકાઇ ગઈ છું, તે તો જુઓ!" એમ કહીને, તેણે પોતાના બંને હાથ અજિતના હાથ પર મૂકી દીધા. અજિતનું શરીર કંપી ઉઠ્યું.

ગાડી કમલના ઘેર આવીને ઉભી રહી. કમલે અજિતને નીચે ઉતરવા કહ્યું. અજિત અને કમલ બંને મેડા ઉપર ગયા અને મોટર પાછી ફરી. અજિત બોલ્યોઃ "હવે રાત્રે બીજી ગાડી મળવાની નથી

અને અહીંથી અંધારામાં ત્રણ ચાર માઇલ સુધી ચાલીને આશ્રમે જવું પડશે." કમલ બોલી: "તમને મોડી રાત્રે આશ્રમમાં જવાનું બની શકશે નહિ, કારણ કે હું તમને જમાડયા વિના જવા દઇશ નહિ."

કમલે એક સુંદર ગાલીચો પાથરી આપ્યો અને અજિતને ગાલિચા ઉપર બેસવાને કહ્યુ: તેણે સ્ટવ સળગાવ્યો અને રસોઇ કરવાની શરૂઆત કરી દીધી. 'અજિત! આવી જ રીતે તમે તે દિવસે મારી ત્યાં બેસીને જમી ગયા હતા, એ વાત યાદ આવે છે?"

"હા, વાત યાદ આવે છે." કમલ બોલી: ત્યારે કહો જોઇએ, તે દિવસના અને આજના આ ઘરમાં તમને કાંઇ લાગે છે કે? અજિત ચારે તરફ જોઇ રહ્યો. કમલ બોલી: "એમ ઘરની ચારે દિશામાં જોશો, તેથી તમને એ તફાવત જડશે નહિ. એ માટે તમારે બીજી જ દિશામાં તપાસ કરવી પડશે."

અજિત બોલ્યો : "કઈ દિશા તરફ જોવું પડશે."

"મારી પોતાની તરફ."

અજિત બોલ્યો: "મેં આજ સુધીમાં તમારી સામે કોઇ પણ દિવસ સારી રીતે જોયું નથી. જો કે બીજા બધાએ તમારી સામે બરાબર જોયું હશે." કમલ બોલી: "તેનું કારણ છે કે તે બધાની દૃષ્ટિમાં સંભ્રમ હતો અને તેઓ સંભ્રમથી મારી સામે જોઇ રહ્યા હતા. અજિત-બાબુ! મેં તમને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો હતો, પણ આજે તમે મને આશુબાબુના ઘેરે મળી જશો. એવી તો મારી કલ્પના પણ ન હતી. ઠીક, હવે હું તમને જમવા માટે ઉપર લઇ આવી છું, એ તો એક માત્ર બહાનું છે આજે હું કોઇ પણ રીતે તમને અહીંથી જવા દેવાની નથી. જવા નીકળશો, તો આ બારણા બંધ કરી દઇશ." અજિતે પૂછ્યું, પણ તેથી લાભ શો થશે?"

"લાભની વાત પછી કરજો. પણ તમે મારે માટે "આપ" શબ્દો

વાપરો છો એથી મને મને ભારે સંતાપ થાય છે એક દિવસ તમે મને "તું" કહીને બોલાવતા હતા. તે દિવસે મેં તમને ન હોતું કહ્યું કે તમે મને તું કહીને બોલાવતા નહિ, હવે આજે તમે મને આપ કહો છો, એ હું ખમી શકતી નથી."

અજિત બોલ્યો: "ધીમે ધીમે તમે એ શબ્દને સહન કરી શકશો."

કમલ બોલી: "તમે આગ્રા આવ્યા હતા, તે મનોરમાને માટે પણ તે જ્યારે ઓચિંતી ચાલી ગઈ, ત્યારે બધા જ એમ જાણતા હતા કે હવે તમે આગ્રામાં રહેવાના નથી. પરંતુ હું જાણતી હતી કે તમે આગ્રા છોડીને ચાલ્યા જવાના નથી. અજિત! હું પણ તમને ચાહું છું, એ વાત તમે જાણો છો ને?"

"નહિ, હું તે જાણતો નથી અને તમારા પ્રેમમાં હું વિશ્વાસ ધરાવતો નથી."

કમલ બોલી: "નક્કી તમે મારા પ્રેમમાં વિશ્વાસ કરશો. મારે હજી તો આપની વિરૂધમાં અનેક ફરિયાદો કરવાની છે!"

'અનેક ફરિયાદ? એમાંની એકતો સમજાવો.

કમલે કહ્યું: "મારે એ ફરિયાદો તમારી સામે રજુ કરવી છે, એટલા માટે તો હું તમને જવા દેતી નથી, મારા ગુજરાનનું કંઇ સાધન નથી, એટલા માટે હું ગરીબોના કપડા શીવીને તેમાંથી મારૂં ગુજરાન ચલાવું છું, પણ ગરીબાઇને લીધે એ તમારા કપડાની પણ શીલાઈ લેવા જેટલી, હું નીચ અને લોભી નથી."

"પણ તમે તો કોઈનુ દાન લેતા નથી."

"ના! હું કોઇનું દાન તો લેતી જ નથી. મારી પ્રતિજ્ઞા તો એટલી ગંભીર છે, કે દાન તો હું તમારૂં પણ લઈ શકતી નથી. 'પણ શું દાન કરવા સિવાય મને સુખી કરવાનો તમારી પાસે બીજો કોઇ

રસ્તો જ નથી. કદાચ, એમ બને કે હું એટલી ગરીબીમાં આવી જાઉં, કે મારી પાસે પૈસો પણ ન હોય, તોએ તમારા જેવા બેહા છતાં, શું હું ભીખ માંગીને, તમને પણ કલંકિત કરૂં? અજિતબાબુ! તે કદી ઠીક લાગે?"

"તે કદી નહિ બને કમલ. મારા જીવતા તમને ભીખ માંગવી પડે, એ હું કદી સહન કરી શકું નહિ. પણ મને લાગે છે કે અમે જેને કમલ તરીકે ઓળખાતા હતા, તે કમલ તમે જ છો, કે કોઈ બીજા, તે હું તો પારખી શકતો નથી!"

"બધા ભલે એમ સમજે, પણ તમેય શું એમ જ સમજો છો અજિત?"

અજિતે આ પ્રશ્નનો જવાબ ન આપ્યો. અજિત અને કમલ બંને શોક અને વિમુખતાથી મુંગા બની ગયા, વાતમાં ને વાતમાં રસોઈ પુરી થઇ ગઇ. અજિત જમવા બેસી ગયો. અજિત જમતા જમતા બોલ્યો: તમારૂં રળેલું અન્ન કે જે ખરેખરા પરિશ્રમથી મેળવેલું છે, તે મને ખૂબ મીઠું લાગે છે. વળી નવાઇ જેવું તો એ છે, કે તમે બધાને અન્ન આપો છો, પણ અમે માથું ફોડીને મરી જઇએ, તો પણ તમે અમારૂં દાન કે અન્ન કાંઇ લેતા નથી."

"ત્યારે તમે શા માટે મારા ઘરનું ખાઓ છો અજિત!"

કારણ કે હું તમારા આગ્રહનો ઇન્કાર કરી શકતો નથી. કમલ! હું આજે જો એવો એકરાર કરૂં કે તમારા ભરણપોષણનો બધો બોજ મારે માથે છે, તો તેના જવાબમાં એ તમે મને એવા મર્મ પ્રહારોથી વીંધી નાંખો, કે જેનો જવાબ જ હું આપી શકું નહિ."

કમલ બોલી: "પણ તમે કદી એવું બોલ્યા હતા ખરા, કે હું તારૂં ભરણપોષણ કરીશ."

હું ધારું છું કે મેં તે પ્રમાણે કહ્યું હતું."

"અને તે જ વાત મેં સાભળી નહોતી?" "ના!"

"જો એમ હોય તો એ શબ્દો તમે મને સંભળાવવાના હેતુથી ન બોલ્યા હો. કદાચ સંભવિત છે કે તમારા મનમાં એવા વિચારો ઉપજ્યા હશે. પણ તે વિચારો તમે કદી બોલ્યા : હા, એમ તો હું ધારતી જ નથી."

"પણ ત્યારે આજે હું એ શબ્દો બોલી બતાઉં તો?"

'અને તેના જવાબમાં હુ આજે ના કહું તો?"

અજિતના હાથમાંનો કોળીઓ હાથમાં જ રહી ગયો! તે બોલ્યો: "એ જ કમબખ્તી છેને! કમલ! આજ સુધી હું એકપણ દિવસ તમને તમારા સાચા સ્વરૂપમાં ઓળખી શક્યો નથી. જે દિવસ તાજમહેલની પવિત્ર છાયા નીચ મળ્યા હતા, ત્યારે તમે એક રહસ્યમયી રમણી તરીકે જ તમારો જ તમારો પરિચય આપ્યો હતો અને આજે પણ તમે મને તેવા જ જણાઓ છો. હમણા તમે એમ કહ્યું, કે મારો ભરણ પોષણનો બોજો તમે ઉપાડી લેવાનુ કયારે કહ્યું હતું? અને હું જ્યારે કહુ છું, ત્યારે તમે ના પાડો છો; એ તે શુ?"

કમલે હસીને કહ્યું, "મારી એજ પદ્ધતિથી તમે એકવાર ના બોલી જુઓ તો! બોલો જોઇએ, કે આજે મેં ખાધું તો ખાધું, પણ ફરી અહીં ન ખાઉં, તો આ વાત તમને કેવી લાગે?

'હું કેવી રીતે ખાધા વિના જઇ શકું? એમ કરું તો તો તમને જ ખોટું લાગે!"

કમલ બોલી: "પણ હજી મારો બોજો તમારે ઉપાડી લેવો પડે, એવો દિવસ આવ્યો નથી કદાચ દુર્ભાગ્યે એવો દિવસ આવશે, તો તે

દિવસે હું તેને મારે ના પણ કહી શકીશ નહિ ચાલો હવે રાત વધતી જાય જાય છે, તમે જલદી જમી લો તો."

અજિત બોલ્યો: જમુ છું. પણ તમે કહો છો એ દિવસ કદી આવશે કે નહિ, એ તમે કહી શકો છો ?" કમલ બોલી: "એનો ઉત્તર હું આપી શકું એમ નથી. એ પ્રશ્નનો ઉત્તર તમારે જ એક દિવસ શોધી કાઢવો પડશે."

અજિતે કહ્યું, "એ શક્તિ મારામાં નથી. તમને સમજવાના મેં ખૂબ પ્રયત્નો કર્યા હતા, પણ એ પ્રયત્નોમાં હું ફળિભુત થયો ન હતો. આજે પણ મને આશા છે કે આ વાતનો જવાબ મને તમારા તરફથી જ મળશે."

"તો પછી હું પૂછું છું કે આ ઘર છોડીને તમે એકદમ હરેન્દ્રના આશ્રમમાં કેમ ચાલ્યા ગયા ?"

"ત્યારે મારે શું કરવું ? આગ્રા શહેર છોડવાની મારી મરજી ન હતી, અને આગ્રામાં મને રહેવા માટે બીજું કોઈ યોગ્ય સ્થળ ન હતું, હવે મારે ક્યાં જવું ?"

"જો તમને રહેવાની કોઇ જગ્યા જ ન હતી, તો પછી તમે અહીં શા માટે ચાલ્યા ન આવ્યા ?"

અજિત બોલ્યો : "જો હું તમારે ત્યાં રહેવા આવ્યો હોત, તો શું ખરેખર તમે મને તમારે ત્યાં રહેવા દીધો હોત ?"

"ત્યારે તમે આવી શંકાથી જ નહિ આવ્યા હશો ખરુંને ? પણ એ વાત જવા દો. હરેન્દ્રના આશ્રમમાં તો કષ્ટની સીમા જ નથી. એ કષ્ટ તમારે પણ વેઠી લેવાની શી જરૂર હતી ?"

'શી જરૂર હતી, તે તો હું પણ સમજી શકતો નથી. પણ જે દુઃખો મેં વેઠ્યા છે, તે દુઃખો હતા, એ વાતનું તો હવે મને સ્મરણ

પણ થતું નથી. હવે તો હું પણ એક આશ્રમની જ વ્યક્તિ છું અને આશ્રમ જીવન એજ મારૂં પણ ભાવિ જીવન છે. આટલા દિવસ હું કાંઇ મુંગો બેસી રહ્યો નથી. અમારા આશ્રમ જેવા જ આશ્રમો, ભારતમાં સ્થળે સ્થળે સ્થાપવાનો મારો મનોભાવ છે અને તે સફળ થાય, એવું પણ મને લાગે છે. હવે થોડા જ સમયમાં મારા કાર્યની સિદ્ધિ માટે હું પ્રવાસ માટે નીકળી પડવાનો છુ."

"આવી સલાહ તમને કોણે આપી છે? મને લાગે છે કે એ સલાહ તમને હરેન્દ્રે આપી હશે."

"જો એ સલાહ મને હરેન્દ્રે આપી હોય તો તે પણ કેવળ નિષ્પાપ થઇને જ આપી હશે. પવિત્ર ભારતનો સર્વનાશ જેણે નજરોનજર નિહાળ્યો છે, દેશના દારિદ્રના હૈયું ફાડના ચિત્રો જેણે આંખ સામે જોયાં છે, ભારતીય ધર્મનો સર્વનાશ જે અનુભવી રહ્યો છે અને ભારતવાસીઓની નિર્બળતા જોઇને, જેનું અંતર ભીરૂં બની ગયું છે, એવો હરેન્દ્ર મને એવી સલાહ ન આપે, તો શું કરે?"

"પણ તમે તો આ બધી સાંભળેલી વાત કહો છો, નજરોનજર તો તમે એમાંનું કશું જોયું નથીને?"

"ભલે કોઇએ નજરે જોયું ન હોય, પણ આ બધા ચિત્રો—એ સત્ય છે, એ તો ખરૂં જ ને!"

"તે જુદા હોય એમ હું કહેતી નથી, પણ શું ભારતના સંકટો ટાળવાનો સાચો માર્ગ આ તમારા આશ્રમો સ્થાપવામાં રહેલ છે?"

"નહિ કેમ? "ભારત ભૂમિ" એ શબ્દ બોલતા અમારી આંખ સામે ભારતની ભૌગોલિક સ્થિતિનો જ માત્ર ખ્યાલ આવતો નથી. ભારત ભૂમિ શબ્દ બોલતા અમારી દૃષ્ટિ આગળ તો ભારતની પ્રાચીન, સભ્યતા, અમારા ધર્મની મહાન વિશિષ્ટતા, એની નિતીની પવિત્રતા, એની અગાધ ન્યાય'નિષ્ઠા; એજ બધાં ખડા થાય છે. આ આદર્શોનો સમુચ્ચય એજ અમારી પવિત્રભૂમિ ભારત છે અને એટલા જ માટે અમે એને દેવભૂમિ કહીએ છીએ. ભારત આજે આપત્તિમાં આવી પડયું.

છે, તેને તારવાને માટે ત્યાગ અને સંયમનું શિક્ષણ આપતા આવા આશ્રમો સિવાય, બીજો કયો માર્ગ છે? બ્રહ્મચારી, વૃત્તધારી, નિષ્કલંક વિદ્યાર્થીઓના જીવન સાર્થક કરવાને માટે..."

કમલે અજિતને વચ્ચે જ બોલતો અટકાવી દીધો. તે બોલી : "તમે જમી રહ્યા હો, તો હવે હાથ મોં ધોઈને પેલા ઓરડામાં ચાલો!"

"તમે જમી લોને!" અજિતે કહ્યું.

કમલ બોલી : "હું વળી બે વાર કયારે ખાઉં છું કે આજે ખાવાની હતી? ચાલો તમે ઉઠો."

"નહિ. પણ મારે તો આશ્રમે જવું જ પડશે."

"તે નહિ બને. હજી તો મારે તમને ઘણી વાતો સંભળાવવાની છે."

"વારુ ચાલો, પણ મારાથી અહીં રાત રહેવાશે નહિ. ગમે એટલી રાત ગઈ હશે, તો પણ મારે આશ્રમમાં તો જવું જ પડશે. આશ્રમનો એ નિયમ છે."

"એ નિયમ તો દીક્ષા લીધેલા આશ્રમવાસીઓ માટે છે; તમારે માટે નથી."

"પણ લોકો શું બોલશે?"

"લોકો!" કમલ બોલી : "લોકો તો ફક્ત નિંદા જ કરી શકે છે. તેઓ આપણું રક્ષણ કરી શકે એમ નથી. અને જેઓ આપણી રક્ષા કરી શકે એમ હોય, તેમનો આપણને ભય રાખવાનું કારણ નથી. વળી બીજા પુરુષો કરતાં પણ હું તમને વધારે સારી રીતે ઓળખું છું. તમારે મારાથી ભયપામવાની જરૂર નથી, કારણ કે હું બીજી સ્ત્રીઓની માફક પુરુષોને માટે ફક્ત ઉપભોગની જ વસ્તુ નથી."

કમલ અને અજિત બંને શયનાગારમાં આવ્યા.

કમલે અહીં એક સારા બિછાના ઉપર અજિતને બેસવાનું કહ્યું; એ પોતે સામેના ખાટલા ઉપર એક સાધારણ ગોદડું નાંખીને તે ઉપર બેઠી, અજિત ઓરડામાં ચારે દિશાએ નજર નાંખતો, શાંતિ અને ગંભીરતાથી બેસી રહ્યો. કમલ બોલી : "તમે શું વિચાર કરતા બેસી રહ્યા છો ?"

અજિત બોલ્યો : વિચાર કરતો નથી, માત્ર શાંતિથી બેસી રહ્યો છું. પણ હા, એક વાત મારા મનમાં રમી રહી છે. ઘણા વર્ષો ઉપર મારે ત્યાં એકવાર એવો બનાવ બન્યો હતો, કે મારી માતા દેવપૂજા કરવા, દેવપૂજાની ઓરડીમાં ગઈ હતી, ત્યાં મારી માને અમારા કૂળદેવતા રાધાવલ્લભજીએ સાક્ષાત દર્શન આપ્યું હતું. શ્રી વલ્લભજી એ વખતે રાધાજીના હાથમાંના થાળમાંથી અન્ન લઇને ખાઇ રહ્યા હતા. મારી માતાએ આ દેખાવ નજરો નજર જોયો હતો. છતાં જો કે, એ વાત અમારા કોઇના પણ માનવામાં આવી ન હતી. અમને તો એ વાત સાંભળીને એમ જ લાગ્યું હતું, કે જાણે મારી માતાને સ્વપ્નું જ આવ્યું હતું. પરંતુ મારી માતાને અમારો એ અવિશ્વાસ જોઈને, ભારે દુઃખ થયું હતું. મારી માતા અમારા એ અવિશ્વાસનો આઘાત, મરણ સુધી ભૂલી શકી ન હતી. એમની સાથે તમને સરખાવતા મને લાગે છે, કે તમે ફકત ઉપહાસ જ કરી જાણો છો. પણ બીજું કાંઈ જાણતા જ નથી." 'કમલ ! હું પણ આજે વરસો સુધી જગતમાં સ્થળે સ્થળે રખડયો છું, પરંતુ મને મારી પોતાની જ ઓળખાણ હજી થઇ ન હતી. મને જો આત્મદર્શન થવા પામ્યું હોય, તો ફકત અહીં આગ્રામાં જ ! મારા પિતાએ તો ફકત મને થોડા જ રૂપીઆ આપ્યા છે, તેમાંથીએ ઘણા તો ખરચાઇ ગયા છે. હવે કહો, તમે મને કેવી રીતે ચાહી શકો ?

"હું તમને કાંઇ માત્ર પૈસાને માટે જ ચહાતી નથી અજિત ! પણ તમે પૈસા માટે હવે શા માટે ચિંતા રાખો છો ? તમને આશ્રમ-

વાસીઓએ અપનાવી લીધા છે, ત્યારે હવે તમારો 'ખરચ તો તેઓ જ પુરો કરશે !"

અજિતે કહ્યું: "બસ ! તમે આજે જીવનમાં એકજવાર સત્ય બોલ્યા છો, બાકી તો તમારા કથનમાં નાદાની જ વધારે હોય છે !"

"નાદાની હોય જ કેની ! નાદાની હતી ત્યારે તો હું તમારી સાથે નાસી જવાને તૈયાર થઇ હતીને ? મારામાં નાદાની ન હોત, તો હું તમને મારી સાથે લગ્ન કરીને ઘર માંડવાનું જ ન કહેત."

'એ કહેવામાં નાદાની શું હતી ? એ તો તમારો અધિકાર હતો. પણ એ અધિકારનો તમે દાવો કર્યો નથી, કારણકે તમારો પ્રેમ એ પાણીના પરપોટા જેવો છે અને તે સ્વલ્પાયુષી અને મિથ્યા જ નિવડે છે, એવી તમારી પણ ખાતરી છે."

"મારો પ્રેમ સ્વલ્પાયુષી હોય, એ બનવાજોગ છે, પરંતુ તેથી જ એ પ્રેમ મિથ્યા હતો, એમ કહી શકાય ! જેનું આયુષ્ય ઓછું છે, તે બધું જ મિથ્યા છે, એ હું માનતી નથી. જેઓ દીર્ઘાયુ વસ્તુઓ જ સાચી છે. અને બીજી જુઠી છે, એવું માને છે તેવું માનનારાઓમાંની હું એક નથી.

"પણ જે વસ્તુ દીર્ઘાયુ ન હોય, તે વસ્તુથી ઉપજતો આનંદ પણ ક્ષણિક જ હોય છે ને !"

"ભલે ક્ષણિક હોય, તેમાં શું થઇ ગયું ? પરંતુ વૃક્ષનું ફળ સુકાઇ જાય, તેટલા માટે જ તેને કલગીમાં ગુંથી લઈને, એ કલગી ફુલદાનીમાં મૂકી રાખવી અને એ ફૂલને વધારે ટકાવવાને માટે પ્રયત્ન કરવો એ મને માન્ય નથી. જે આનંદ ક્ષણિક હોય, તે મિથ્યા જ છે, એમ કાંઈ નથી. આ વાત તો મેં આગળ પણ તમને એકવાર કહી હતી. અજિત ! આ જગતનો એવો કોઈપણ આનંદ નથી, કે જે ચીર કાળ સુધી ટકી રહેતો હોય ! ખરૂં પૂછો, તો માનવ જીવન પણ ક્યાં નિત્ય

છે ? મનુષ્યની જીંદગી અને તેનો ઇતિહાસ એ પણ અનિત્ય જ છે ને ? આનંદ સ્થાયી, છતાં જો આપણે એ આનંદને ચીરકાળ માટે જીવાડવા તે આનંદને બાંધી રાખવા જઇએ તો માર્યા પડીએ છીએ. એટલા જ માટે લગ્નમાં સ્થાયીત્વ છે, પણ લગ્નની જીંદગીમાં આનંદ નથી. આ અસહ્ય સ્થાયીત્વને જેઓ ગળામાં બાંધી રાખે છે, તેઓ વગર મોતે જ મરે છે. એજ રીતે લગ્નની બેડી પણ જેઓ રાજીખુશીથી પોતાના પગમાં પહેરી રાખે છે, તેઓ પોતે પણ પોતાના આનંદનું સત્યાનાશ વાળી દે છે."

કમલના આ શબ્દો અજિતને ડંખવા લાગ્યા. તેને લાગ્યું કે કમલને મોઢે જ જાણે તેણે પહેલાં પણ આ શબ્દો સાંભળ્યા હતા. વળી કમલનું લગ્ન જીવન પણ એવું જ વિચિત્ર બન્યું હતું, કે તેને પોતાના જ અનુભવથી લગ્ન જીવન ઉપર તિરસ્કાર આવી ગયો હતો. શિવનાથે તેની સાથે લગ્ન કર્યાં ન હતા. તેણે માત્ર તેને દગો જ દીધો હતો, પરંતુ છતાંએ કમલે તેની સામે કશો વિરોધ બતાવ્યો ન હતો. અજિતને લાગ્યું કે આ દગાબાજીની સામે કમલ કાંઇ બોલી ન હતી, તેનું પણ એજ કારણ હતું, કે શિવનાથે કમલની સાથે પાકા લગ્ન કર્યાં ન હતા. તે વાત કમલને પોતાને પણ રૂચતી હતી. સૃષ્ટિના સમસ્ત માનવીઓમાં અનાદિ-કાળથી ચાલી આવેલી પ્રાચીન અને પવિત્ર લગ્ન સંસ્થા, પ્રત્યે કમલને વ્યાપી રહેલો હડહડતો વિરોધ જોઇને, અજિતને કમલ તરફ ભારે વિરાગ ઉપજ્યો.

થોડીવાર મુગો રહીને અજિત બોલ્યો: "કમલ ! તમારી સામે હું કદી ગર્વ કરવા માંગતો નથી, તેમ તમારી સાથે હું કોઈ વાત ગુપ્ત રાખવા પણ ચાહતો નથી. અમારા ઋષિમુનીઓ પોકારી પોકારીને કહી ગયા છે, કે જે પુરૂષો કંચન અને કામિનીનો મોહ છોડે છે, તે જ મહાપુરૂષ છે; કંચન કામિનીનો ત્યાગ, એ જ પુરૂષોને માટે મોટામાં મોટો પુરૂષાર્થ છે. બુદ્ધિની કસોટી ઉપર આ સત્વને મેં ચઢાવી જોયું છે, અને મારી ખાત્રી થઇ છે, કે આ સત્વ સાચું હોય, તેની સેવનાથી

જેવી સિદ્ધ મળે છે. તેવી સિદ્ધિ બીજા કશાથી પણ મળી શકતી નથી. મારી પાસે પૈસા તો ઘણા છે, સુવર્ણનો તો મને લોભ નથી, પરંતુ મને આ વિશાળ સંસારમાં ચહાનારૂં કોઇ રહ્યું જ નથી! મને આ સ્થિતિથી ભારેમાં ભારે આઘાત થાય છે અને મને ભય રહે છે, કે મારા જીવનના છેલ્લા દિવસ સુધી, આ આઘાત મને સંતાપ આપ્યાજ કરશે. મને જો કોઈ ખરેખર અંતરથી ચાહનારૂં મળે, તો તો હું જરૂર આશ્રમને ત્યાગીને પણ ચાલ્યો જ જાઉં, પણ હું તમારા પ્રેમમાં કાંઇ વિશ્વાસ રાખી શકતો નથી. આવા ખોટા પ્રેમને ખાતર, હું આશ્રમનો ત્યાગ કરૂં તો મુર્ખાઈ છે."

"પણ મારા પ્રેમને તમે મિથ્યા કેમ માનો છો વારૂં ?"

"મિથ્યા કેમ ન માની શકું ? મનોરમા તો મને ચાહતી જ નહોતી. એ વાત તો હું તેના વર્તન ઉપરથી જ જોઇ શકયો હતો. પરંતુ શિવાનીનો શિવનાથ ઉપરનો પ્રેમ તો મેં સાક્ષાત નજરોનજર જોયો હતો! પણ આજે એ પ્રેમ એટલે સુધી જતો રહ્યો છે, કે જેની કાંઇ નિશાની પણ રહેવા પામી નથી."

કમલ બોલી: "આજે ભલે એ પ્રેમ જતો રહ્યો હોય! પણ ને દિવસે તો મારો પ્રેમ સાચો હતો, એ તો તમે માનતા હતા ને ?"

"એ તો તમે જ જાણી શકો! પણ તમારા જ જીવન ઉપરથી મારી ખાત્રી થઇ છે, કે નારી જીવનમાં જો કોઈ મોટામાં મોટા દંભ હોય, તો તે માત્ર લગ્ન અને પ્રેમ એ બેજ વસ્તુઓ છે."

અજિતની વાણી સાંભળીને કમલની આંખમાં એકદમ એક પ્રકારનું દીવ્ય તેજ ધસી આવ્યું તે બોલી: 'નારી જીવનમાં પ્રેમ અને લગ્ન જેવો બીજો દંભ છે કે નહિ, એ પ્રશ્નનો નિકાલ કરવાનું કામ, પુરૂષોને સોંપી દેવાનો હક, કમલ કે મનોરમા કોઈપણ ધરાવી શકતું નથી અજિત! આ પ્રશ્નનનો નિકાલ કરવાંનું કામ ફકત સ્ત્રીઓને માટે જ રહેવા દેવું પડશે. આજ સુધી સ્ત્રીઓના પ્રશ્નોનો નિકાલ પુરૂષોએ જ કરી નાંખ્યો છે, પણ તેથી તો જગતમાં માત્ર ન્યાયનું

ખૂન જ થયું છે. સ્ત્રીઓની ભયંકર અથડામણ થઇ છે અને પુરૂષોની સ્ત્રીઓ પ્રત્યેની દૃષ્ટિ જ સંકીર્ણતાથી ભરપુર બની ગઇ છે. તેથી જ આ મિથ્યા ચર્ચાને વધારે ન લંબાવીએ, એમાંજ ફાયદો છે. અવિચારથી અને વગર અધિકારે આ પ્રશ્નનો નિકાલ કરી નાંખવામાં આવશે, તો તેથી માત્ર સ્ત્રીઓને જ નુકસાન નથી, પરંતુ એથી પુરૂષોને પણ હાનિજ છે. મને તો લાગે છે કે પુરૂષો હાથમાં ન્યાય દંડ પકડીને સ્ત્રીઓને શાસન કરવાને ફરતા ફરે છે, પણ તેમને સુખી કરવાનો તો તેમણે વિચાર પણ કરી જોયો નથી. ઓહો ! તમારા જેવા માણસના આ વિચાર! અજિતબાબુ ! મને કહી લેવા દો, કે તમે સ્ત્રીઓના ભકત હો, સ્ત્રીઓ પ્રત્યે તમને માન હોય, તો જ હું તમારી સામે ઉભી રહી શકું એમ છું. તમારા જો સ્ત્રીઓ પ્રત્યે આવાજ વિચાર હોય, તો હું તમારી સામે પણ કેમ ટકી શકું ?"

અજિત બોલ્યો: "પણ ઉપાય શું ? સ્ત્રી પોતે જ અત્યંત ક્ષયસ્થાયી અને અત્યંત નિર્બળ છે, એવી સ્ત્રી જાતિને સમાજમાં વધારે સન્માન તો કેમ જ મળી શકે ?"

કમલ બોલી: "હું પણ જાણું છું કે તેમને સન્માન ન જ મળી શકે, પણ એનું એ કારણ પુરૂષો જ છે પુરૂષોની ભૂલો અને સ્ત્રીઓ પ્રત્યેની દૃષ્ટિ જ મલીન છે. એટલે તેઓ કરમાઇ ગએલા ફૂલને ફેંકી દે છે, તેજ પ્રમાણે સ્ત્રીઓને પણ તિરસ્કારે એ કેવળ વાસ્તવિક છે."

અજિત બોલ્યો : "કમલ આ તમને તર્કવાદ નથી લાગતો, પણ આ તો તમે બધું ગુસ્સામાં બોલી રહ્યા હો એમ લાગે છે !"

કમલ બોલી: "એમાં ગુસ્સો કરવા જેવું શું છે અજિતબાબુ ! જેઓ દલીલથી પોતાની વાત સાબિત નથી કરી શકતા, તેઓ બીજાની દલીલને ગુસ્સો જ ગણી કાઢે ને ! મારી માંગણીને ખાતર તમે આશ્રમનો ત્યાગ કરી શકતા નથી અને તમે મારો પ્રેમ સ્વીકારતા નથી, તેનું

કારણ પણ તમારું સ્ત્રીઓ પ્રત્યેનું આ હલકું દષ્ટિબિંદુ જ છે. મરણ-કાલ સુધીનું લગ્નરૂપી ગુલામીખત લખી આપવાની ના પાડનારી હું. તેનો વિશ્વાસ તો તમે નજ કરો, એ હવે હું સમજી શકું છું! ફૂલ ઝરાની પાળ ઉપર ઉગે છે, છતાં લોકો એ અસ્થાયી ફૂલને ઓળખતા જ નથી, અને પેલા ચીરસ્થાયી ઝરાને જ રાખે છે, અને એક ફૂલ ગયું તો બીજું ફૂલ ઉત્પન્ન કરવાની ચિંતા રાખે છે, તેજ પ્રમાણેની પુરુષોની દષ્ટિ સ્ત્રીઓ પરત્વેની પણ છે."

અજિતે કહ્યું: "તમે આવી અર્થહીન ટીકા શા માટે કરો છો કમલ!"

અજિતના આ શબ્દો કમલે સાંભળ્યા નહિ. તે ધીમે ધીમે જાણે અજિતને ન સંભળાવવા માંગતી હોય, તેમ બોલી: 'માણસો સમજી શકતા નથી કે હૈયું એ કાંઈ લોખંડની બનાવટ નથી, કે જેના ઉપર ગમે એટલો ભાર મૂકી શકાય! મેં શિવનાથને પુરેપુરી ક્ષમા આપી છે, એ વાત કોઈના ધ્યાનમાં જ આવી નથી......"

અજિત થોડીવાર રહીને વચ્ચે જ બોલ્યો: "કમલ! હું તમારી સાથેની દલીલમાં હંમેશાં એક વાત તો ભૂલી જ જાઉં છું કે તમે એક અમારામાંના તો નથી જ. તમારું લોહી, તમારા સંસ્કાર, તમારું શિક્ષણ, એ બધું જ વિદેશનું છે. એની અસર તમે તમારા ઉપરથી કદી પણ દુર કરી શકવાના જ નથી. અહીં પણ તમારા અને મારા વિચારોની જે ટપાટપી થાય છે, એનું કારણ તમારી વિદેશીયતા જ છે. ચાલો! હવે રાત ઘણી થઈ ગઇ છે કમલ! આ નિષ્ફળ ચર્ચા બંધ કરો, અમારો આદર્શ ભારતવાસીઓ માટે જ છે, તે સમજી શકવાની તમારી શકતી નથી."

કમલે પુછ્યું: "કયો આદર્શ? આપના બ્રહ્મચર્યાશ્રમનો?"

અજિત બોલ્યો: હા! પણ એ અમારા આદર્શનું મુખ્યતત્વ તમારા જેવા વિદેશીઓના ખ્યાલમાં આવે એવું નથી."

"પણ હું તમારી સહયોગીની થઇને, એનું શિક્ષણ તમારી પાસે જ લઉં, તો પણ શું એ આદર્શ હું સમજી શકું એમ નથી?"

"ના."

કમલ એકદમ હસી પડી. જાણે તેનું સ્વરૂપ જ બદલાઈ ગયું ન હોય, તેમ તે બોલી: "કહો વારું અજિત! ત્યારે હું શું કરું, તો તમને એ સાધુઓના અખાડા જેવા આશ્રમમાંથી મારે ત્યાં પાછી ફેરવી શકું? હા! ખરું પૂછો તો એ આશ્રમ જ મને આંખની શુળ જેવો થઇ પડયો છે; તમારા મનમાં પણ એ વાત તો ચાલતી જ હશે."

અજિત બોલ્યો: "મારા મનમાં પણ એજ વાત ચાલતી હશે, તે તમે કેવી રીતે જાણી શકયા? મને તે લાગે છે, કે તમને પ્રાપ્ત કરવા, એ જેટલું મને સહેલું છે; તેટલુ જ તમને ગુમાવી દેવા, એ પણ મારે માટે સહેલુ છે."

કમલ બોલી: "હું પણ જાણું છું." અજિત બોલ્યો: "આજે મારે તમને પ્રાત્પ કરવા, એ કાંઇ મુશ્કેલ નથી, પરંતુ એજ રીતે એક દિવસ તમને ગુમાવવાનું પણ થાય, તો શું થાય?" કમલે શાંતિ અને ગંભિરતાથી જવાબ આપ્યો. "કાંઇ ન થાય. મેળવવાનુ જેટલું સહેલું છે. તેટલું જ ગુમાવાનું પણ સહેલું થઇ પડે."

અજિત અંતરમાં ચમકી ઉઠયો. તે બોલ્યો: "મેં જોયું છે, કે વિલાયતમાં સ્ત્રીઓ કેટલા સામાન્ય કારણ અને સામાન્ય બાબતો માટે છુટાછેડા મેળવે છે, તે ઉપરથી મને પ્રશ્ન થાય છે; કે શું સ્ત્રીઓમાં એવી લાગણી શુન્ય જ હગે? અને જો સ્ત્રીઓનો પ્રેમ જ આવો નિષ્ફળ હોય, તો પછી તેઓ સભ્યતાનો ગર્વ શા માટે કરતી હશે?"

કમલ બોલી: "અજિતબાબુ! વર્તમાનપત્રોમાં ખબરો વાંચવી, એ જેટલું સહેલું છે, તેટલી સરળતા એજ બનાવો બનવામાં હોતી

નથી સમજ્યા. તેમ છતાં મારે કહેવું જોઇએ, કે એક દિવસ એવો જરૂર આવવાનો છે, કે તે દિવસે સ્ત્રીઓ અને પુરૂષોનો પરિચય આ જગતમાં પ્રકાશ અને પવનના જેવો સામાન્ય જઇ જશે." અજિત આ શબ્દો સાંભળી રહ્યો. તે કાંઇ બોલ્યો નહિ, પરંતુ કોણ જાણે શું થયું, કે તેની આંખોમાં અશ્રુઓ ભરાઈ આવ્યા. કમલે આવીને અજિતના માથા ઉપર હાથ ફેરવવા માંડયો. કમલની નજર બારીમાંથી બહાર ગઇ. તે બહાર જોતી બોલી: "અજિતબાબુ! સવાર થઈ છે, હવે સુવાનો સમય રહ્યો નથી."

અજિત બોલ્યો: "ના, હું સુઈ જતો નથી." એમ કહી તે આંખ ચોળતો ઉઠીને બેઠો થયો.



સંસારમાં એકલવાયા જીવનની શી વાત કરીએ આશુબાબુનું જીવન આવું એકલવાયું હતું, છતાં આશુબાબુએ ઇશ્વરની પાસે પોતાના આવા એકલવાયા જીવનને માટે એક દિવસ પણ ફરિયાદ કરી નહોતી. જેવી રીતે તેણે પોતાના પિતા પાસે તેની સંપત્તિને વિરાગવૃત્તિએ ગ્રહણ કરી હતી, તેવી જ રીતે તેમણે એકલવાયું જીવન અને વાતજન્ય રોગ પણ સ્વીકારી લીધો હતો. આજે આશુબાબુ આરામ ખુરસી ઉપર પડયા હતા. નીલિમા દુર બેસીને કાંઇક શીવી રહી હતી. વેલા પણ તેની નજીક જ બેઠી હતી એવામાં આશુબાબુ તેની સામે ટાંગેલા કેલેન્ડર ઉપરના તાજમહેલના ચિત્ર ઉપર નજર નાંખતાં બોલ્યા, "મને લાગે છે કે આ કઠિન દેશ. તાજમહાલ જેવુ કોમળ સ્મારક બંધાવવાને માટે, શા સારૂં યોગ્ય ગણાયો હશે ?"

નીલિમા શીવતા બોલી: 'એનું કારણ બધાને જ સમજાય એવું નથી આશુબાબુ!" વેલા બોલી: "કેમ વારૂં?" નીલિમા બોલી: "પૃથ્વીના સઘળા મહાન તત્વો માણસોના હાહાકારમાંથી જ જન્મે છે, પરંતુ જે લોકો બધો કાળ મોજમજાહથી જ પુરો કરે છે, તે લોકો એ મહાન તત્વોને કેવી રીતે પામી શકે?'

નીલિમાનો જવાબ બધાએ સાંભળ્યો, પણ તેમાં કોઇ કાંઈ સમજી શકયું નહિ. આશુબાબુ અને વેલી એ બંને; આ જવાબ સાંભળીને,

વિચારમાં પડી ગયા. નીલિમાં ખૂબ જ શાંતિથી 'શીલાઈનું' કામ કરી રહી હતી. વેલા કલહપ્રિય ન હતી. તે સુશિક્ષિતા રમણી હતી. જ્ઞાન અને અનુભવ એ બંનેથી તેનું અંતર ભરપુર હતું. તેની ઉંમર પાંત્રીસેક વર્ષની ઉપર હતી. આટલું છતાં તેનું સૌંદર્ય, નવી જુવાનીનાં જેવું જ સુંદર અને આકર્ષક હતું. પ્રૌઢતાએ તેના યૌવનને ઢાકી દીધું નહતું. તેના શરીરનો રંગ ગોરો હતો, પણ આ ગોરાશમાં એ, એક જાતની સુંદર મધુરતા હતી. તેના મોઢાની બારીકાઇથી તપાસ કરનારને સહેજે માલમ પડતું હતુ કે તેના બદન ઉપર રૂક્ષતાની છાંયા પસરેલી હતી. તેની દૃષ્ટિ ચપળ હતી. તેનું મન પણ તેવું જ ચપળ હતું. સુખ અને દુઃખમાં પણ તે સમાનતા જાળવી શકતી હતી.

નીલિમાનો વિચિત્ર જવાબ સાંભળીને નીલિમાને સામો પ્રશ્ન કરવાની ઇચ્છા થઈ. પરંતુ તેણે તેની એ વૃતિને દબાવી દીધી. વેલાએ માત્ર સાદા શબ્દોમાં પૂછ્યું: "નીલિમા! આ તમે મારા ઉપર કટાક્ષ કરો છો?"

આશુબાબુને લાગ્યું કે નીલિમા કદાચ આકરો જવાબ આપી દેશે તો આ ચર્ચા વધી પડશે. તેમ ન થાય, એ હેતુથી આશુબાબુ બોલ્યા: "નહિ, નહિ વલા! નીલિમાનો સ્વભાવ હું જાણું છું. તેમના બોલવામાં તમારા ઉપર ટીકા કરવાનો આશય હોઇ શકે જ નહિ."

નીલિમા આશુબાબુના આ શબ્દો સાંભળી રહી જાણે કોઈ કાંઇ બોલ્યું જ ન હોય, તેમ નીલિમા શાંતિથી બેસી રહી.

વેલાનો અહીં થોડો ઇતિહાસ આપવાની જરૂર છે. વેલાનો પિતા વ્યવહારકુશળ માણસ હતો, ધર્મના સંબંધમાં એનો શો અભિપ્રાય હતો, તે કોઈ જાણતું ન હતું. સામાજિક દ્રષ્ટિએ જોતાં તેને હિંદુ, બ્રાહ્મ કે ખ્રીસ્તિ ધર્મના રિવાજોમાં શ્રદ્ધા ન હતી. વેલાને તે ખુબ ચહાતો હતો. અને તેણે તેની શકિત ઉપરાંત દ્રવ્ય ખરચીને પણ વેલાને

ખુબ ભણાવી હતી. વેલાએ એ ભણતરને દીપાવ્યું હતું. વેલા સુંદરી અને શિક્ષિતા હોવાથી, સમાજમાં તેનું ખૂબ માન હતું. તેથી તેને યોગ્ય પતિ મળવામાં ઝાઝી વાર લાગી ન હતી. તેનો ભાવિ પતિ પણ વિલાયતથી થોડા જ વખત ઉપર પરીક્ષા પસાર કરીને આવ્યો હતો.

થોડાક દિવસ તો એ ભાવિ પતિપત્નિનો વાર્તાલાપ, અને એક બીજાના સ્વભાવથી પરિચિત થવાનું જ કામ ચાલ્યું. તે પછી તેમના લગ્ન થયા. લગ્ન પછી પતિપત્નિએ કેટલોક સમય, એક સ્થળેથી બીજે સ્થળે પ્રવાસ કરીને પુરો કરી દીધો અને થોડાક મહિના તો એમ આનંદમાં જ વીતી ગયા. પણ વર વધુના સગાં સ્નેહીઓને પતિપત્નિની આ વિલાસપ્રિયતા ગમી નહિ. તેમણે તે સામે ખુબ બડબડાટ શરૂ કરી દીધો. એનું પરિણામ એ થયું, કે વેલાના જીવને છેવટે નવું જ સ્વરૂપ લીધું. વરના સગાં સ્નેહીઓએ નાની નાની બાબતોમાં પણ કન્યા પક્ષના દોષો કાઢવા માંડયા અને તેથી વેલાના સગાસ્નેહીઓ, વેલાના છૂટાછેડા મેળવવાની તજવીજ કરવા, સલાહ આપવા લાગ્યા. પરિણામે વેલા ભરણપોષણની રકમ લઇને તેના પતિથી જુદી પડી હતી તેનો પિતા આશુબાબુની પત્નિનો દુરનો સગો થતો હતો. તે જ સંબંધને લઈને વેલા અહી આવી હતી.

વેલા બોલી: "મને લાગે છે, કે નીલિમાના બોલવામાં મારા ઉપર જ ધિક્કાર પ્રદર્શિત કરવાનો ભાવ છે." આશુબાબુ બોલ્યા: "તમારે માટે નીલિમાના મનમાં ધિક્કાર શું કરવા હોય વેલા?" વેલા બોલી: "આપતો બધું જાણો છો, હું જ્યારે પતિથી છૂટી પડી, ત્યારેય મારી નિંદા કરનારા લોકોનો અભાવ ન હતો, અને આજે પણ તેવા નિંદકોનો અભાવ નથી જ. પણ સમસ્ત નારીજાતિના સન્માનને સાચવવા માટે, મેં તે દિવસે પણ મારા પર ટીકા થાય, એવો માર્ગ સ્વીકાર્યો હતો; આજે પણ નારીજાતિના સન્માનને ખાતર હું મારૂં સન્માન હારી જવા તૈયાર છું. મારૂં પોતાનું માન ખોઇને પણ, ધણીનું

ઘર માંડવું, એ મને તે દિવસે ય પસંદ નહોતું અને આજે પસંદ નથી. મને તો મારો માર્ગ આજે ય મારી વિવેકબુદ્ધિને યોગ્ય જ લાગે છે."

નીલિમા હસતાં હસતાં બોલી: "એક દિવસ કમલ કહેતી હતી, કે વિવેકબુદ્ધિ એજ કાંઈ સંસારમાં મોટી વસ્તુ નથી. અર્થાત માત્ર વિવેક બુદ્ધિનો આશ્રય લઇને જ કોઈ વાતને ખરી યા ખોટી ઠરાવવાનો પ્રયત્ન કરવો, એ મિથ્યા છે."

આશાબાબુ બોલ્યા: "શું કમલ એમ બોલી હતી?" નીલિમાએ કહ્યું. "હા, એ બોલી હતી. એના કહેવાનો અર્થ તો એ હતો. કે વિવેકબુદ્ધિ એ અજ્ઞાનીઓ માટે બચવાની એક ઢાલ છે. એ શસ્ત્ર છે, પણ તે એવું શસ્ત્ર છે, કે જે જતા ને આવતા, બંને વખતે કાપે છે."

આશુબાબુ બોલ્યા: "કમલ ભલે એમ બોલી હોય. પણ તમે આ વાત તમારે મોઢે ફરી લાવશો નહિ નીલિમા!" વેલાએ કહ્યું, "જો કમલ આ વાત બોલી હોય, તો તો તે કેવળ સાહસની જ વાત છે. આવી દુઃસાહસની કથા તો મેં કોઇને ય મોઢે કદી પણ સાંભળી નહોતી."

જરાવાર થોભીને આશુબાબુ બોલ્યા: "કમલની બધી જ વાતો દુઃસાહસની છે, એના દુઃસાહસનો છેડો જ નથી. એ કેવળ મનસ્વીપણે વર્તનારી બાઈ છે, અને જેઓ કેવળ મનસ્વીપણેજ વર્તે છે, તેમની વાતો તો સમજવી પણ મુશ્કેલ છે અને સ્વીકારવી પણ મુશ્કેલ છે."

વેલા બોલી: "એમ તો હું પણ મારી ઇચ્છા પ્રમાણે જ વર્તું છું. આશુબાબુ! અને એટલા જ માટે મેં પતિથી છૂટાછેડા લેતી વખતે મારા પિતાના કહેવાનો સ્વીકાર કર્યો ન હતો. તેમણે તો મને સ્વામીનો પરિત્યાગ કરવાની ના પાડી હતી, છતાં મેં તેમનો પરિત્યાગ કર્યો જ હતો."

આશુબાબુ બોલ્યા: "એ પ્રસંગ એક ભયાનક સંતાપનીજ વ

હતી. પરંતુ તમારા પિતા તમારા વિચારની સાથે ભલે મળતા ન થયા હોય, હું તો તમારા વિચારની સાથે જરૂર મળતો થાઉં જ છું વેલા!" વેલા બોલી: "તે માટે હું તમારો આભાર માનું છું."

આશુબાબુ બોલ્યા: "હું તમને ટેકો આપું છું, તેનું કારણ એ છે, કે આ જગતમાં સ્ત્રી પુરૂષોને સમાન અધિકારો છે, અને તેમને સમાન જવાબદારી પણ છે; એ વાત હું માનું છું. અમાર હિંદુસમાજનો મોટો દોષ એ છે કે સ્વામીના હજારો અપરાધ હોય, તો પણ તેને શાસન કરી શકાતું નથી; પરંતુ સ્ત્રીનો એક દોષ થાય, તો પણ તેને સજા કરવાને માટે હજારો બારણા ખુલ્લાં છે. આવી નીતિ અને સ્ત્રીપુરૂષો વચ્ચેની આવી અસમાનતાને હું કબુલ રાખતો નથી. તેથી જ વેલાના પિતાને આ સંબંધમાં મેં મારા વિચારો જણવાતા લખ્યું હતું, કે છૂટાછેડા લેવા, એ વાત સ્ત્રીઓને શોભા આપનારી પણ નથી; અને સુખ આપનારી પણ નથી; પરંતુ જો વેલા તેના ચારિત્રહીન ધણીને છોડી જ દેવા માંગતી હોય તો વેલાનો એ અન્યાય છે, એમ માનીને હું વેલાને દોષ પણ આપવા માંગતો નથી."

નીલિમાએ આશ્ચર્ય પામતાં પૂછ્યું : 'શું તમે વેલાના બાપ ઉપર ખરેખર આવો જ અવાબ અપ્યો હતો?" આશુબાબુ બોલ્યા: "એમા આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી નીલિમા! મેં જો એમ ન લખ્યું હોત, તો તે મારે માટે અન્યાય રૂપે જ ગણાત." જરાવાર રહીને આશુબાબુ બોલ્યા : "તમે તો કમલના પક્ષપાતી છો, જો આ ક્ષેત્રમાં મારે બદલે તમને જ કમલને સલાહ આપવાની હોત, તો કહો વારૂં તમે શી સલાહ આપત? એટલા માટે તો તે દિવસે મેં કમલની સાથે વાતચીત કરતા, તેમને વેલાની ઓળખાણ આપતા એમ જ કહ્યું હતું, કે આ તમારા જ જેવા બેધડક અને પ્રમાણિકપણે જવાબો આપનારા મહિલા છે."

નીલિમાની બંને આંખોમાં આંસુ ભરાઈ આવ્યા. તે બોલી:

"વેલાનો વર બિચારો ભદ્રસમાજની બહાર પડેલો છે, પછી આજે આપણે તેની નિંદા શા માટે કરવી જોઈએ આશુબાબુ!" આશુબાબુ બોલ્યા: 'ના, ના! મારો કાંઈ નિંદા કરવાનો ભાવ નથી નીલિમા. હું તો માત્ર એક ઉદાહરણ આપું છું"

નીલિમા બોલી: "એ ઉદાહરણ આપવાનું જ બીજું નામ નિંદા છે ને! તમે સ્પષ્ટ જ કહ્યું હતું કે જેઓ મનસ્વી રીતે વર્તે છે. તેની સઘળી જ વાત સમજી શકાતી પણ નથી અને માની શકાતી પણ નથી; તો પછી એકલું ઉદાહરણ આપવાથી કેમ ચાલશે!"

આશુબાબુ બોલવા જતા હતા. એટલામાં હરેન્દ્ર અને અજિતબાબુ ઝપાટાબંધ ત્યાં આવી પહોંચ્યા. બંને બહાર પડતા વરસાદથી આખા ભીંજાઈ ગયા હતા. આશુબાબુ બોલ્યા: "આવો અજિત! આવો હરેન્દ્ર!" "બૌદિ ક્યાં છે?" હરેન્દ્રે પૂછ્યું. આશુબાબુ તેમના તરફ જોતા બોલ્યા: "અરે તમે બંને જણા તો ઘણા ભીંજાઈ ગયા છો?" હરેન્દ્રે કહ્યું: "હા, પણ તેઓ ક્યાં ગયા છે?" આશુબાબુએ કહ્યું, તેઓ અંદર છે." આ વાતચીત ચાલતી હતી, એટલામાં બે ત્રણ સુકાં વસ્ત્રો, કેટલોક ગૂંથવાનો સામાન વગેરે લઈને નીલિમાએ ત્યાં પ્રવેશ કર્યો.

અજિત નીલિમાના હાથમાંના સાધનો જોઈને આશ્ચર્યમાં પડી ગયો તે બોલ્યો: "અરે, આશું તમે તો ગૂંથવાનું પણ જાણો છો કે?" નીલિમા બોલી: ગૂંથવા શીવવાની મેં કેળવણી તો લીધી નથી, પણ દેખાદેખીને હું આ કામ શીખી છું. એક ભાંગેલી છત્રીનો આશ્રય લઈને તમને બે જણાને આવતા મેં દૂરથી જોયા હતા. કેમ તમે ભીંજાઈ ગયા છો કે?"

આશુબાબુ બોલ્યા: "એક છત્રીમા બંને આવ્યા?"

નીલિમા બોલી: 'મને લાગે છે, કે તેઓ સમાનાધિકારના તત્વના પુજારી છે. તેથી જ તેઓ ભીજાવા છતાં, એક જ છત્રાનો આશ્રય લઈને અહીં ચાલ્યા આવતા હતા."

નીલિમાએ તેની સાથે આણેલા બે ખમીશ અને એક પાટલુન અજિતના હાથમાં મૂકી અને તેમના ભીંજાએલા કપડાં કાઢી નાંખવાને કહ્યું. અજિત બોલ્યો : "અરે આ શું ? તમે ખમીશ તો બે આપ્યા છે, પણ જામો તો એક જ છે, એ તો છત્રી મોટી હતી, તે અમે બે વચ્ચે એક જ ચલાવી શકયા; પણ આ જામો બે જણ વચ્ચે એક કેમ ચાલશે ?"

નીલિમા હસતા હસતા બોલી : 'જામો પણ ઘણો મોટો છે ને! તે એક જ જામામાં તમે બન્ને સમાઇ જશો." નીલિમા એમ કહીને ખુરસી ઉપર બેઠી.

હરેન્દ્ર બોલ્યો : "જામો આશુબાબુનો છે. તેમાં અમે બે તો શું, પણ બીજા ચાર માણસોએ રહી જશે, પણ એ જામો પાથરીને અમારે અંદર ભરાઈ જવું પડશે."

હરેન્દ્રના બોલવાથી ત્યાં હાસ્યનો વરસાદ વરસી રહ્યો ! વેલા હાસ્ય રોકી ન શકવાથી, ત્યાથી ઉઠી ગઈ. નીલિમા સહાસ્ય મુખે બારીમાંથી બહાર જોઇ રહી. આશુબાબુ ગંભિરતાથી હસતા બોલ્યા : "રોગના પ્રખર આઘાતથી હું તો અધમુંઓ થઈ ગયો છું હરેન્દ્ર ! પણ હવે કૃપા કરીને વધારે મશ્કરી ન કરો. જુઓને, આપણા ટોળથી આ છોકરીઓ શરમાઇ જાય છે. એકને ઉઠીને જવું પડયું છે. બીજીને બારીમાંથી બહાર જોઇ રહેવું પડયું છે.



[૨૭]

હરેન્દ્ર અને નીલિમા વચ્ચે ઘણી વાતચીત થઇ ગઇ. કમલની વાત નીકળતા હરેન્દ્ર બોલ્યો: "બૌદિ! કમલને અમારા આશ્રમ ઉપર ભારે ક્રોધ ઉપજ્યો છે, તમને એ વાતનો ખ્યાલ તો છેને?"

નીલિમા બોલી: "હા ખ્યાલ તો છે પણ શું અત્યારે પણ એના એ જ ભાવો કાયમ છે કે?" હરેન્દ્ર બોલ્યો: "એના એ ભાવ કાયમ નથી, પણ હવે તો એ ભાવ બેહદ વધી ગયો છે. અને તે એટલે સુધી વધી ગયો છે, કે હવે તો તેને આપણા બધા જ ધર્મ કર્મો ઉપર પણ હમણા હમણા ખૂબ ભ્રાંતિ વધી ગઈ છે. બ્રહ્મચર્યની વાત હોય, સદાચારની વાત હોય કે ધર્મની વાત હોય. એ સાંભળતાં જ તે અગ્નિની માફક સળગી ઉઠે છે. પણ એનામાં એટલો ચમત્કાર છે, કે એનું મગજ સ્થિર હોય, તો મૂર્ખ, ઘરડા અને નાના બાળકોની રમત ગમતમાં સુદ્ધાં તે આનંદ મેળવી શકે છે."

બેલા હજી સુધી મુંગી મુંગી બેસી રહીને બધી ચર્ચા સાંભળી રહી હતી તે બોલી: 'શું ઇશ્વર પણ એને હિસાબે બાળકોનું રમકડું જ છે કે? અને શું આશુબાબુ! તમે મને ગઈ કાલે એ જ કમલ સાથે સરખાવતા હતા?" બેલાએ આમ કહીને વારાફરતી બધાના મોઢા સામે જોયું. પણ કોઇના મુખ ઉપર કાંઇ ફેરફાર થયો હોય, એમ તેને લાગ્યું નહિ.

હરેન્દ્ર બોલ્યો: "કમલને તેને પોતાને વિષે એટલું બધું અભિમાન છે, કે તે જોઇને આપણને નવાઇ લાગ્યા વિના રહેતી જ નથી. તમને

શિવનાથે કમલનો ત્યાગ કર્યો છે એ વાતની તો ખબર છે ને આશુબાબુ! મારાથી કમલ ઉપરનો શિવનાથનો એ અત્યાચાર સહન કરી શકાયો ન હતો અને તેથી મેં તેને કહ્યું હતું, કે તમારે શિવનાથ પર વેર લેવું જોઇએ. પણ મારી વાત કમલે તોડી પાડી હતી અને એણે શિવનાથ ઉપર વેર લવાની સાફ ના પાડી હતી. કમલના એ નકારમાં ક્રોધ કે તિરસ્કાર કાંઈ ન હતું તેમાં માત્ર અવિકૃત કરૂણાથી ભરેલું દાક્ષિણ્ય જ હતુ. અર્થાત એક દિવસે તેણે જેને ચાહ્યો છે, તેને તિરસ્કારવો એ તો તેને આવડતું જ નથી. શિવનાથનો દોષ, એ જ રીતે તે મોટું મન કરીને ગળી ગઇ છે."

અજિત બોલ્યો: "તે બધું ભલે હોય, પણ મને એના ઉપર તો ગુસ્સો જ ઉપજે છે અને તેનું કારણ એ જ છે, કે આપણો આદર્શ, ધર્મ, રીતિ નીતિ એ બધાને જ તે ઉડાડી દેવા માંગે છે અને તેનો ઉપહાસ કરે છે. મને લાગે છે, કે એના દેહમાં પરદેશી રક્ત વહી રહ્યું છે તે પરદેશીઓના ધર્મ પ્રત્યે તેના મનમા તેટલો જ ઉગ્રભાવ વર્તતો રહે છે. તેમ છતાં એના મ્હોં સામે ઉભા રહીને હું તેની દલીલોનો પ્રતિકાર કરી શકાતે નથી."

આશુબાબુ બોલ્યા : "કમલના સ્વભાવમાં રહેલા એ તત્વનો તો તેણે મને પણ વારંવાર પરિચય આપ્યો છે. પણ તેનામાં એક ગુણ છે. તેના જેવા વિચારો છે તેવું જ તેનું વર્તન છે. શિવનાથના સંબંધે જોઇશું, તો એમ માલમ પડે છે કે શિવનાથ તેને લાયક જ ન હતો. શિવનાથ કમલને તજીને ચાલી ગયો છે, એ ઠીક જ થયું છે; કારણ કે કુકકરના ગળામાં મુકતાની માળા હોય, એ શોભતી જ નથી"

હરેન્દ્રે કહ્યું : 'એક દૃષ્ટિએ એમ પણ લાગે છે કે બીદિને છોડીને વાત કરીએ, તો તેના જેવી બીજી સ્ત્રી જ જગતમાં હોય એવી મને તો લાગતું નથી. સેવા કરવામાં તો તે બીજી લક્ષ્મી છે. પુરૂષોની સાથે તેનો વ્યવહાર એવો છે, કે પુરૂષો તેના દાસ થઇ જાય છે. અને પોતાનું ગૌરવ ગળી જઈને તેના પગમાં પડવા તૈયાર થાય છે!"

નીલિમા હસીને બોલી : "હાકુરપો ! મને લાગે છે કે તમે ગયા અવતારમાં કોઇ રાજરાણીના ભાટ હશો ! તમારા એ સંસ્કાર, જન્મ બદલાયો હોવા છતાં, જળવાઇ રહ્યા છે ! છોકરા ભણાવવાના છોડી દઇને, તમે આજ વ્યવસાય કરવા માંડયો હોતને, તો તેમ વધારે કમાણી કરી શકયા હોત હોં કે !"

હરેન્દ્ર બોલ્યોઃ "હું તો ભોળો ભટાક માણસ છું બૌદિ ! અને મારા મનમાં જે આવે છે તે બોલી દઉ છું. મારી વાત તો દૂર રહી, પણ આ અજિતબાબુને જ પૂછી જુઓને, કે તેની આગળ ધર્મની વાત કરતા જ તે હાથમાંની લાકડી લઇને મારવા તૈયાર થાય છે કે નહિ ? પણ જીવતા રહીશું તો એના સ્વભાવની તીખાશ પ્રસંગ આવે નજરો નજર જોવાને મળશે."

અજિત બોલ્યોઃ આ શું કહો છો હરેન્દ્રબાબુ ! મને લાગે છે કે મારે તમારો આશ્રમ છોડીને એક દિવસ ચાલ્યા જવું પડશે." હરેન્દ્ર બોલ્યોઃ "એક દિવસ તમે ચાલ્યા જશો, એ તો મારાથી અજાણ્યું નથી, પણ આજનો દિવસ તો હું જે બોલું તે સાંભળી લો ને." અજિત બોલ્યોઃ "એમ હોય તે ભલે બોલો. હું અહીંથી ઉઠી જાઉં." નીલિમા બોલીઃ "ઉઠી શાના જાઓ છો ? મારો આશીર્વાદ છે, કે તમારો આશ્રમ ઘણું જીવો, તમારા છોકરાઓ પણ ઘણું જીવો અને તમે પણ ઘણું જીવો."

હરેન્દ્ર બોલ્યોઃ "છોકરાઓ તો જરૂર જીવતા રહેશે, પણ અમે રહીશું કે કેમ, તેનો જ મને ભરોસો નથી. કારણ કે અક્ષય મને જીવતો રહેવા દે એમ હું માનતો જ નથી."

આશુબાબુ બોલ્યાઃ "ત્યારે તો મને લાગે છે, કે તમે અક્ષયબાબુથી ડરો છો." હરેન્દ્ર બોલ્યોઃ "હું તો કહું છું, કે ઝેર પચાવી જવું સહેલું છે, પરંતુ અક્ષયની મશ્કરી સહન કરી લેવી ભારે છે !

ઇન્ફલુએન્ઝામાં આટલા બધા માણુસો મરી ગયા, પણ એ ન મરી ગયો, અમર રહી ગયો."

નીલિમા બોલીઃ "એની ગેરહાજરીમાં એને આશીર્વાદ શું આપો છો? એના મોઢા ઉપર જ તમે એ વાત એને કહેજો ને વાત કહેતાં ગભરાશો નહિ, એ તમારી સાથે લડવા આવશે, તો હું તમારે માટે એની માફી માગી લઇશ."

હરેન્દ્રે કહ્યું, "તમે બધા એ આગમાંથી બચી ગયા છો, પણ હું એ આગમાં ફસાઈ પડયો છું. મને લાગે છે કે ઇશ્વરે સૃષ્ટિજ માત્ર મારે માટે પેદા કરી છે."

વેલા બોલીઃ ખરેખર એમજ લાગે છે."

અજિત બોલ્યોઃ "તે દિવસે મેં એજ હેતુને સિદ્ધ કરતી એક ચમત્કારી વાત વાંચી હતી. આશુબાબુ! તમે એ વાત નથી વાંચી?" આશુબાબુ બોલ્યાઃ 'કઇ વાત? મને તો યાદ નથી આવતી." હરેન્દ્ર બોલ્યોઃ "જે માસિક પત્ર આપ વિલાયતથી લઇ આવ્યા છો, તેમાના જ એકમાં તે વાત મેં વાંચી હતી. એક ફ્રેન્ચ વાર્તાનો તે અનુવાદ છે અને તે વાત એક મહિલાએ લખી છે. મને લાગે છે કે એ મહિલા ડોકટર છે. એક સ્થળે તે પોતાનો પરિચય આપતા જણાવે છે, કે એ બાહ્ય યૌવન પાર કરીને, હવે પ્રૌઢત્વમાં પગ મૂકી ચુકી છે."

"એ વાર્તાનું નામ શુ છે?"

"વાર્તાનું નામ એ છે, કે "જ્યારે હું સ્ત્રી હતી."

"વેલાએ પૂછ્યું: "એનો અર્થ શું? એ લેખિકા શું અત્યારે પુરૂષ બની ગઇ છે." અજિત બોલ્યોઃ "લેખિકાએ પોતાના આત્મચરિત્રમાં એજ વર્ણવ્યું છે. એટલું જ નહિ, પરંતુ તેણે નારીમાંથી નર થયાના

પોતાના જીવનમાં જુદા જુદા પ્રસંગોની છબીઓ પણ પુસ્તકમાં આપી છે, પણ તે જોઈને તો આપણી રૂચીને ભારે આઘાત લાગે છે, જેમકે..."

નીલિમાએ અજિતને આગળ બોલવા જતો અટકાવી દીધો. તે બોલી : "દાખલો આપવાની જરૂર નથી અજિત ! બસ ! હવે બંધ કરો એ વાત." અજિત બોલ્યો: બરાબર છે. પણ એ વાતનુ તાત્પર્ય એ છે કે એણે નારીહૃદયનું જેચિત્ર દોર્યું છે, તે મધુર નહિ હોવા છતાં વિસ્મય કારક તો છે જ."

આશુબાબુ એકદમ આશ્ચર્યચકિત થઈ ઉઠયા. તે બોલ્યા : 'તો હજી રાત ઘણી થઈ ગઇ નથી. એ વાત તમે વાંચો ને અજિત, હું સાંભળું છું." અજિત બોલ્યો : "વાર્તા ઘણી મોટી છે. જો બધાની સાંભળવાની ઈચ્છા હશે, તો મને વાંચવાને વાંધો નથી" ' બેલા બોલી: "વાંચો તો ખરા, એ બહાને આપણો વખત જશે" નીલિમાને આ ચર્ચા સાંભળીને ઉઠી જવાની ઈચ્છા થઈ, પરંતુ ઉઠી જવા માટે યોગ્ય કારણ નહિ હોવાથી, તે બેસી રહી અજિતે ચોપડી ઉઘાડીને દીવા પાસે બેસીને વાંચવા માંડયું. તે બોલ્યો : "આ જેની આત્મકથા છે તે બાઈ યૌવના, સુંદરી અને શ્રીમંત પિતાની પુત્રી છે; તેનું ચારિત્ર્ય કેવું છે, તેનો કંઈ અંદર સ્પષ્ટ ઉલ્લેખ નથી; પરંતુ એમ સમજી શકાય છે, કે જો એના ચારિત્ર્યને કાંઇ ડાઘ લાગ્યો હશે, તો તે યૌવનની શરૂઆતમાં લાગ્યો હશે, પછીનું તેનું જીવન શુદ્ધ છે. એના યૌવનના પ્રારંભ કાળમાં ઘણા માણસો એને ચાહતા હતા. એક માણસતો એના પ્રેમની મિમાંસા કરતા આત્મહત્યા કરી બેઠો હતો અને બીજાને સાગરપાર કેનેડા ચાલ્યા જવું પડયું હતું. એ માણસ કેનેડા ગયો. હતો ખરો, પરંતુ તે છતાં તે માણસ આ મહિલાનો પ્રેમ ભૂલી શકયો ન હતો તેણે દૂર રહ્યા રહ્યા. તેનો પ્રેમ મેળવવા માટે એ બાઈ ઉપર અનેક ચીઠ્ઠીઓ લખી હતી. એ પત્રોની સંખ્યા એટલી બધી થઈ ગઈ હતી, કે તેની હાર કરી હોય, તો તેનો એક છેડો કેનેડામાં રહે, તો બીજો છેડો પેરીસમાં આવી પહોંચે. તેણે તેના પત્રોના જવાબોની આશા રાખી હતી. પણ

તે મહિલાએ તેના પત્રોના જવાબો આપ્યા જ ન હતા. તે પછી તે પુરૂષ પંદર વર્ષે તે રમણીને સ્વદેશ આવીને બંદર ઉપર મળ્યો. એ વખતે તો એ રમણીની વય પાંત્રીસ વર્ષની થઈ ગઇ હતી. વચ્ચેના ગાળામાં દસ પંદર વર્ષ વીતી ગયા હતા. તે પુરૂષને એ વાતનો ખ્યાલ પણ ન હતો. કે તે જે બાઇને પચ્ચીસ વર્ષની મૂકી ચાલી ગયો હતો, તે બાઇ આજે પ્રૌઢા બની ગઇ હતી! આજે એ યુવતીના શરીરમાંથી યૌવનનો તનમનાટ નીકળી ગયો હતો." અજિત બોલ્યો : "અહીંથી એ વાર્તાનો આરંભ થાય છે."

આશુબાબુ બોલ્યા : "અજિત ! તમે જે વાત અહીં રજુ કરી, તે મને અંગ્રેજી સમાજની વાત હોય, એમ તો લાગતું જ નથી, મને તો એમ લાગે છે, કે જાણે એ વાત આપણા બંગાળી સમાજને જ લાગુ પડતી હોય!"

અજિતે વાત આગળ વાંચવા માંડી : "પેલી બાઈ પુનઃ ઘેરે આવી. એ પુરૂષને તેણે કદી ચાહ્યો હતો જ નહિ. તે મહિલાની ઇશ્વર પ્રત્યે હંમેશની એજ પ્રાર્થના હતી, કે એ પુરૂષને તે પોતાના પ્રેમમાંથી મુક્ત કરે કે જેથી તે અસંભવિત વસ્તુ મેળવવાના લોભમાં વધારે પીડા પામે નહિ આજે તેને ખબર પડી હતી, કે ઇશ્વરે તેની આ વાત સાંભળી હતી. એ પુરૂષ સ્વદેશ પાછો ફર્યો હતો, પણ હવે તેનું તે બાઈ તરફ લક્ષ સરખું પણ રહ્યું ન હતું. તે કેનેડા પાછો જાય કે ન જાય, એ વાત તે બાઇ જાણતી ન હતી, પણ એક વાત તો ચોક્કસ હતી, કે તે પુરૂષ એ બાઈ પાસે પ્રેમની ભિક્ષા માંગીને હવે, પોતે અપમાનિત થવા માંગતો ન હતો. બાઇએ તો શરૂઆતથી જ તેના પ્રેમનો અસ્વીકાર કર્યો હતો. આજે એ અસ્વીકાર વધારે મજબુત બન્યો હતો. પંદર વર્ષ પહેલાં, જે યૌવનનો મોહ તે મહિલામાં હતો, તે આજે રહ્યો ન હતો. વળી તે પુરૂષ પણ આજે પહેલીજવાર સમજી શક્યો હતો, કે તેનો પંદર વર્ષ પહેલાંનો તનમનાટ તે માત્ર એક વાસનાનો વિકાર જ હતો. તેને એ મહિલા પ્રત્યે જે પ્રેમ ઉપજ્યો હતો, તે માત્ર નામનો

પ્રેમ હતો અને તેમાં કાંઈ દૈવી તત્ત્વ જેવું ન હતું. ઘર તરફ પાછા ફરતા સાચો પ્રેમ શું ચીજ છે, તેની તે યુવાનને કલ્પના થઇ અને પ્રેમાભાસની મિથ્યાશીલતા તેના હૃદયપટ ઉપર જાગૃત થઈ ગઈ. પ્રેમાભાસ કે જે સૌંદર્યમાંથી જન્મ્યો હતો; જે વિકારોથી ભરેલો હતો; જે અસ્થિર હતો અને જે કુત્સિત પણાથી વ્યાપ્ત હતો, તે કેટલો અસ્થાયી છે, તે, એ યુવાન આજે પહેલીજવાર જોઇ શકયો."

હરેન્દ્ર બોલ્યો: "મને લાગે છે કે અજિતે આ વાત માત્ર વાંચી જ નથી, પણ તેણે તેનું અધ્યયન પણ કર્યું છે." વેલા અને નીલિમા વાત સાંભળતા બેસી જ રહ્યા. તેમણે તેમનો કાંઈ પણ અભિપ્રાય આપ્યો નહિ. આશુબાબુ બોલ્યા: "હવે આગળ ચલાવો, પછી શું?"

અજિત બોલ્યો: "બાઇને ઘેર પાછા ફરતા ઓચિંતુ એ વાતનું સ્મરણ થયું, કે એકલો એ એક જ માણસ તેને ચહાતો ન હતો, પણ ઘણા માણસો તેના જોબનની વસંતાવસ્થામાં તેના પ્રેમની માગણી કરતા હતા. પણ આજે! આજે એ બાઇની તેમનામાંથી કોઇને પણ દરકાર ન હતી. અત્યારે પણ એ બધા પુરૂષો તે મહિલાની દૃષ્ટિએ વારંવાર પડતા હતા, પણ હવે તેમનામાંથી કોઈ તેને માટે ઉત્સુકતા બતાવતું ન હતું. બાઇને કલ્પના થઇ, કે એ પુરૂષોમાં આજે આ ફેરફારો શા માટે થયા હશે? શું પોતાનું સૌંદર્ય જતું રહ્યું હતું? શું તેના કંઠની મધુરતા ઓગળી ગઇ હતી? શુ તેનું હાસ્ય કરમાઈ ગયું હતુ? શું તેની શક્તિ જતી રહી હતી? તેને તેનો જવાબ ન મળ્યો."

આશુબાબુ બોલ્યા: "બીજુ તો શું જતું રહેવાનું હોય! પણ તેનું યૌવન અને શક્તિ જતાં રહ્યાં હતાં!" અને તેની માતૃપદ મેળવવાની શક્તિ પણ જતી રહી હતી." અજિત બોલ્યો: "તમે આ વાત વાંચી ચુકયા છો?" આશુબાબુ બોલ્યા: "ના!" અજિતે કહ્યું: "ત્યારે તમે શી રીતે વાતનું રહસ્ય જાણી શકો છો?" આશુબાબુ બોલ્યા: "તમે એ કથા આગળ ચલાવો."

અજિતે વાંચવા માંડયું: "બાઇ ઘેરે પાછી આવી. તેણે પોતાના દીવાનખાનાના મોટા આરસા આગળ ઉભા રહીને રાત્રીનો પોષાક પહેરતા પહેરતા, સહજ આરસા તરફ જોયું! બાઇએ આરસામાં પોતાનું પ્રતિબિંબ નિહાળ્યું. તરત જ તેને પોતાનામાં આસમાન જમીનનો ફેર પડી ગયો હોય, એમ લાગ્યું. તેને લાગ્યું કે તેનું શરીર બદલાયું નહોતું. તેની માતા થવાની શકિત આજે મૃત્યુને માર્ગે પડી હતી અને આખા જીવનમાં એ શિકત હવે તેનામાં પાછી આવવાની ન હતી! પહાડઉપરથી સરી જતા પાણી પ્રમાણે તેનાં શરીર પરથી એ શકિત વહી ગઈ હતી."

અજિત બોલ્યો : "હવે આગળ વાર્તામાં તે આરસીની સામે ઉભેલી બાઈના, યૌવન સગી ગએલા દેહનું, પૃથક્કરણ છે. એક દિવસ મસ્ત યૌવનમાં તે કેવી હતી અને આજે કેવી દેખાય છે, તેની તેમાં રોમાંચક કથા આપી છે. આશુબાબુ! એ કથા ભારે કરૂણાજનક છે. એ કથા હું બોલી શકતો નથી. વાંચી શકતો નથી."

નીલિમા પહેલાની માફક જ વ્યસ્ત થઈને બોલી : "એ વાત જવા દો. એટલો ભાગ મૂકી દઈને આગળ વાંચો." અજિત બોલ્યો : "એ બાઈ આગળ એ પુસ્તકમાં એ પૃથક્કરણના છેવટના ભાગમાં કહે છે, કે નારીના સુંદર દેહના જેવું સુંદર તત્વ આ સંસારમાં બીજું એકે નથી; તેજ પ્રમાણે નારીના વિકૃત–ઘરડા શરીર જેવી અસુંદર વસ્તુ પણ જગતમા બીજી કોઇ નથી."

આશુબાબુ બોલ્યા : એ તો કેવળ દલીલબાજી છે, અજિત!" નીલિમા બોલી : "ના, ના. એ દલીલબાજી નથી, એ તદ્દન સાચી વાત છે." આશુબાબુ બોલ્યા : "ના, ના. નીલિમા! એ મહિલાની જે અવસ્થા હતી. તે કાંઇ વૃદ્ધાવસ્થા અથવા વિકૃત યોગ્ય ઉમર તો ન જ કહી શકાય." નીલિમા બોલી : "જરૂર કહી શકાય આશુબાબુ! શરીરનું યૌવન એ કાંઇ માત્ર વરસો ઉપર જ ગણી શકાતું નથી.

વરસો એ જીવનમાં મુખ્ય વસ્તુ નથી, પણ યૌવન અને સૌંદર્યમાં જે વિકૃત થાય છે, તે જ જીવનમાં એક મહત્વની વસ્તુ છે."

અજિત બોલ્યોઃ "હા ! બરાબર છે. આ જ ખુલાસો તે મહિલાએ પોતે પણ કર્યો છે. તે બાઇ કહે છે, કે આજથી હવે તેને માટે તેના જીવનની સમાપ્તિની શેષ પ્રતિક્ષા કરવાનું કાર્ય જ તેના બાકી રહેલા જીવનનું એક માત્ર સત્ય ગણાશે. અલબત્ત એ પ્રતિક્ષામાં કાંઇ લાભ તો નથી જ, છતાં તેનાથી ઉપહાસની લજ્જામાંથી તો ઉગરી શકાશે."

નીલિમા બોલીઃ "સુંદર વાત છે ! મને તો આખી વાત ખૂબ પસંદ પડી છે." હરેન્દ્ર પણ આ વાત એક ચિત્તે સાભળી રહ્યો હતો. તેને નિલિમાના આ મંતવ્યથી આનંદ થયો નહિ. તે બોલ્યો. "તમારો અભિપ્રાય યોગ્ય નથી. તમે વૈરાગ્યની વાતોમાં ખુશ થઇ જાઓ છો, એ તમારી વૈરાગ્ય પ્રીતીનું જ આ પરિણામ છે. સ્ત્રીનો દેહ એવો શું તૂચ્છ ઉપભોગની જ વસ્તુ છે, કે તેનું એ સિવાય બીજું કાંઇ પ્રયોજન જ નથી ?"

નીલિમા બોલી: "નહિ, એ બાબતનો તો લેખીકાએ ઉલ્લેખ જ કર્યો નથી. અક્ષયબાબુ આજે અહીં હાજર નથી, તે અહીં હોત; તો તમને ખબર પડત કે આજે સમાજમાંથી વધારે પડતો વાદવિવાદ કઈ દિશાએથી આય છે તે !"

આશુબાબુ બોલ્યા : "ખરૂં છે હરેન ! મારા મનમાં પણ લાગે છે કે વાર્તામાં લેખીકાએ સ્ત્રીઓના સૌંદર્યના વાસ્તવિક પ્રયોજનનો જ ઇસારો કર્યો છે, પરંતુ મને એ ઇસારો વ્યાજબી લાગતો નથી. આ ઇસારો ભૌતિકદૃષ્ટિકબિંદુથી વિચારી જોવો કઠણ છે." હરેન્દ્ર બોલ્યો : "ભૌતિકદૃષ્ટિનું અવલંબન કરીને એનો ખ્યાલ ન કરો, તો પણ માનવતાની દૃષ્ટિએ સુદાં, એનો વિચાર કરવો કઠણ છે. માણસનો જીવન વ્યવહાર અન્ય અંતના જીવોના જીવન કરતાં, ઘણો જ આગળ વધી ગયો છે, માટે જ તેના જીવનની સમસ્યા પણ એવી જ કઠણ બની ગઇ છે."

આંશુબાબુ બોલ્યા : "તમારી વાતનો હું અસ્વીકાર કરી શકતો નથી, પણ નારીના સૌંદર્યનો છુપો અર્થ તો છુપો જ રહે. એજ વધારે ઠીક છે. આ પ્રસંગે મને એક બીજી દુઃખ કથા યાદ આવે છે. મારો એક અંગ્રેજ મિત્ર હતો. તે એક પોલીસ સ્ત્રીને ચાહતો હતો એ સ્ત્રી એક અપૂર્વ સુંદરી હતી, વિદ્યાર્થીઓને સંગીત શીખવીને તે પેટ ભરતી હતી, તે રૂપવતી હતી. તેવી જ ગુણવંતી હતી, અમારી ખાસ ધારણા હતી કે તે તરૂણ તરૂણીનો પ્રેમ આજે જેવો છે, તેવો જ કાયમ રહેશે, અને તેમના લગ્ન થવામાં કોઈ પણ જાતનો વાંધો આવશે નહિ. પણ છતાં તેમાં એક મોટું વિઘ્ન આવ્યું"

"શું વિઘ્ન આવ્યું ?"

આશુબાબુ બોલ્યા : એ બાઈની ઉંમર જ તે બાઈના લગનમાં વિઘ્નરૂપ બની ગઇ. આગળ જતાં એમ બન્યું કે, એક દિવસ તે છોકરીની મા આવી પહોંચી. તેણે વાતમાં ને વાતમાં કહી દીધું, કે તે બાઇ પાંત્રીસ વર્ષની ઉંમર વટાવી ગઈ છે."

અજિતે પૂછ્યું: "તો શું એ બાઇએ પોતાના વરસો છુપાવ્યા હતા?"

આશુબાબુ બોલ્યા : "ના તેણે પોતાના વરસો અમારી આગળ છુપાવ્યા ન હતા. કારણ કે અમે તેને તેની ઉંમર પુછી જ નહોતી. અમને તેની વય પુછવાની જરૂર પડી ન હતી. તેનો દેહ, તેનો અવાજ, અને તેનું સૌંદર્ય એ એટલાં બધાં સુંદર હતાં, કે તેની ઉમર ત્રીસ વર્ષથી વધુ હશે, એ અમારા કોઈના ખ્યાલમાં જ આવ્યું નહોતું ?"

વેલા બોલી : "ભલે તેનું સૌંદર્ય કાયમ હતું; પણ તે બાઇ ત્રીસ વટાવી ગઇ હતી, તે તમારી કોઈની આંખોએ જણાયું જ ન હતું ? શું કોઈને આંખો જ નહતી ?" આશુબાબુ બોલ્યા : "આંખ તો હતી, પણ એ બાબતની પરીક્ષા કરવામાં અમે ઠગાયા હતા"

વેલાએ પૂછ્યું : "ત્યારે તેના ધણીની વય કેટલી હતી ?" આશુબાબુ બોલ્યા : ' તે મારો સમોવડીયો હતો. તેની ઉમર તે વખતે

ફક્ત અઠ્ઠાવીસેક વર્ષની જ હતી. તે પછીની કથા બહુ ટૂંકી છે. તે યુવકને ખબર પડી કે, તે રમણી ઘણી મોટી છે; એટલે તે યુવકનું મન તેના પરત્વે પાષાણ જેવું સખત થઇ ગયું! અને તેનો પ્રેમ તો કોણ જાણે ક્યાંએ સુઈ ગયો! આ વાત મારા સ્મરણમાં આવતા, મારા દીલમાં ભારે વ્યથા થવા પામી હતી."

નીલિમા બોલી: "પણ શું આવા ઉંમર ભેદવાળા લગ્નો એ દેશમાં થતા જ નથી? એવા કોઇ પુરૂષો તે દેશમાં છે જ નહિ, કે જેઓ પાંત્રીસ વર્ષની બાઇનો સ્વીકાર કરે?"

આશુબાબુ બોલ્યા: "છેજ નહિ કેમ? હશે પણ અજિતબાબુ જે કથા વાંચી ગયા છે, તેની લેખીકાએ પુરૂષો માટે જે કમનસીબ વિશેષણો લખ્યા છે. તે એવા પુરૂષો ઉદ્દેશીને લખ્યા છે. ચાલો! રાત ઘણી ગઇ છે. હવે તમારી વાર્તાનો છેડો લાવો. છેવટે શું થયું અજિતબાબુ?"

અજિત બોલ્યો: "ઓહો! હું તો તમારી વાર્તાનું છેવટે શું આવ્યું તેજ જાણવાને ઉત્સુક બની રહ્યો હતો. મને એમ લાગે છે, કે પોતાની પ્રિયતમા ઉપર આવો ઉંડો પ્રેમ રાખનારો યુવક ફક્ત વર્ષ-ભેદને લીધે જ એ પ્રેમને શું ભૂલી ગયો? ભલે, એ પુરૂષ એ નારીને ભૂલી ગયો; છતાં એ બાઇએ તો તેના એ પતિને જરૂર સંભાર્યો જ કર્યો હશે, મને લાગે છે કે નારીતત્વનો વધારે નાશ ક્યારે થાય છે, તેનો વિચાર તો યૌવન ઉતરી ગયા પહેલા, એ બાઇએ ભાગ્યે જ કર્યો હશે!"

આશુબાબુ બોલ્યા: "હા, પણ તમારી વાતનો છેડો શું છે?"

અજિત બોલ્યો: 'એ વાત આજે રહેવા દો. ફરી કોઇવાર તેનો વિચાર કરીશું." નીલિમા બોલી: "હવે એના છેડાની જરૂર જ નથી. એકંદર રીતે જોતાં, આ વાર્તાનો સાર એ આવે છે, કે સ્ત્રીઓને પુરૂષો તેઓના યૌવન પુરતા જ ચહાય છે."

આશુબાબુ બોલ્યા : "તમારી ભૂલ છે નીલિમા ! એક દિવસ કમલ સાથે મારે આ વાત ઉપર જ ચર્ચા થઈ હતી. કમલે પણ મને તમારા જેવો જ અભિપ્રાય કહ્યો હતો. તે બોલી હતી કે સ્ત્રી પુરૂષોએ પરસ્પર લગ્ન કરવાની જરૂર જ નથી જેમ એક ધર્મશાળામાં બે પ્રવાસીઓ સાથે રહે છે, તેમ સ્ત્રી પુરૂષો પણ ઇચ્છા હોય, ત્યાં સુધી સાથે રહે, અને ન ફાવે ત્યારે જુદા થઈ જઇ, નવો જીવનસાથી શોધી લે, એજ યોગ્ય છે !"

"પછી તમે શું જવાબ આપ્યો ?"

"મેં કહ્યું હતું કે કમલ ! જેણે તમને જગતની પ્રચલિત પદ્ધતિને ચુર્ણ કરી નાખવાનું આવું શિક્ષણ આપ્યું છે, તેણે તમારું કે જગતનું કલ્યાણ કર્યું નથી, કમલ ! મેં તમારે જ મોઢે સાંભળ્યું છે, કે તમારા પિતા જ્ઞાની અને પંડિત હતા. તો પછી શું એ સિદ્ધાંત તેણે તમને શીખવ્યો જ નથી કે મનુષ્ય જ્યારે નિસ્વાર્થ ત્યાગ કરે છે, ત્યારે જ તે આત્મતત્વને પામી શકે છે અને સ્વેચ્છાથી દુ:ખને વરવામાં જ આત્માની પ્રતિષ્ઠા રહી છે."

કમલ બોલી : "મારા પિતા એમ કહેતા હતા, કે જે મનુષ્ય બીજાને પુરેપુરો ચુસી લેવા માંગે છે, તેજ મનુષ્ય બીજાને નિસ્વાર્થ ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે." આ સાંભળીને હું તો હરી જ ગયો મેં તેને વળી પુછ્યું : "શું કમલ ! તમારા પિતાએ તમને માત્ર ઉપભોગો ભોગવવાનો જ મંત્ર આપ્યો છે અને શું જગતના મહાન તત્વનો ઉપહાસ કરવાનું જ તેણે તમને શીખવ્યું છે ?"

કમલે કહ્યું, "આશુબાબુ ! એ તો તમારી પરમત અસહિષ્ણુંતાની અવધિજ થઇ કહેવાય. મને લાગે છે, કે તમારા આ શબ્દો મારા પિતાને ભારે અન્યાય કરનારા છે. મારી ખાતરી છે, કે મારા પિતા એક સાધુ પુરૂષ જ હતા," મેં કહ્યું : "કમલ ! તમે જે કહો છો એજ

શિક્ષા જો તેણે તમને આપી હોય, તો બીજી બાજુ તરીકે તો ઉપદેશને સારો અર્થ પણ થઇ શકે છે. મનોરમાની માતાના મરણ પછી, ઘણી સ્ત્રીઓમાની, કોઇ પણ મહિલાને હું ચાહી શકતો ન હતો. મારી એ વાત સાંભળીને તમે બોલ્યા હતા, કે એ તમારી અક્ષમતા હતી. મૃત પત્નિના મારા તરફથી થતા સ્મૃતિ સન્માનને, તમે નિષ્ફળ આત્મનિગ્રહ કહીને વગોવતા હતા અને સંયમનો અર્થ તે દિવસે તમે જોઇ શકતા ન હતા...."

કમલ વચ્ચે જ બોલી : "આજે પણ મારાથી સંયમનો અર્થ સમજી શકાતો નથી. હું તો માનું છું કે સંયમ એ કોઇ મહાન તત્વ નથી, એનાથી તો જીવનનો આનંદ જ નષ્ટ થાય છે. મને લાગે છે, કે સંયમ એ મનની એક નિર્બળતા જ છે અને તેને મનના ખુણામાં બાંધી રાખવામાંજ ફાયદો છે. કોઇપણ વસ્તુની અતિરેકતા નાશકાક છે. એજ પ્રમાણે અતિ સંયમ એ પણ એક પ્રકારનો અસંયમ જ છે. આ વાત શું તમે નથી વિચારી શકતા ?"

હું બોલ્યો : "ખરેખર જ નથી વિચારી શકતો. પણ છતાં મને લાગે, કે કમલ ! તારો સ્વભાવજ કેવળ ભોળો અને વાસનાઓથી ભરેલો છે અને તેથી જ તું ભોગની વકીલાત કરવામાં ચાલાક છે. પણ માણસ જેમ જેમ ભાગના ગ્રાસ લેતો જાય છે, તેમ તેમ તેની ભોગની ક્ષુધા વધતી જ જાય છે. એટલા માટે જ મારા હિંદુ શાસ્ત્રકારો કહી ગયા છે, કે ભોગનો માર્ગ જ ત્યાગવા જોગ છે. એ ભોગના માર્ગમાં નથી શાંતિ, નથી તૃપ્તિ, અને મુકિત તો છે જ નહિ. તેઓ કહે છે કે :

न जातुकामः कामाणामूप सोगेन शास्यति
हविवा कृष्णवर्त्मेव भूय एवा मिवर्धते ॥

આગમાં ઘી રેડવાથી જેમ ભડકો થાય છે, તેમ વાસના રૂપી અગ્નિમાં ભોગરૂપી ઘી રેડવાથી કામના રૂપી ભડકો વધતો જ જાય છે."

હરેન્દ્ર બોલ્યો: "તમે એની આગળ શાસ્ત્રવાક્ય બોલ્યા, એનો અર્થ શો વારું ?" આશુબાબુ બોલ્યા : "એ મારી મૂર્ખાઇ હતી, તે જવાબમાં મશ્કરી કરતી બોલી હતી, શાસ્ત્રમાં એવું છે કે ? એ હું તો જાણું છું જ, કે તેમાં એવું હોવું જ જોઇએ, કારણ કે શાસ્ત્રકારો જાણતા જ હતા, કે જ્ઞાનની ચર્ચાથી જ્ઞાનની ઇચ્છા વધે છે. ધર્મની સાધનાથી ધર્મની પિપાસા ઉત્તરોત્તર વધે જ છે, અને પુણ્યના અનુશીલનાથી પુણ્યનો લોભ પણ ઉગ્ર થાય છે તેમ આનંદ ભોગવવાથી આનંદ પણ વધે છે."

હરેન્દ્ર, નીલિમા, બેલા વગેરે બધા આ સાંભળીને હસી ઉઠ્યા. આશુબાબુ બોલ્યા: "એ હસવાની વાત નથી. કમલના ઉપહાસ અને તેના હૈયાની જડતાથી હું સડ થઈ ગયો ! મેં કહ્યું : "શાસ્ત્રકારો તો એ કહેવા માગે છે, કે ભોગને પંથે આગળ વધતાં તૃપ્તિ મળતી નથી. અને તેથી કામનાની શાંતિ પણ થતી નથી. માટે જ શાસ્ત્રકારોએ તો છ રિપુઓને મારવાનો જ બોધ આપ્યો છે."

કમલ બોલી : "પણ તમે વિકારોને શત્રુઓ કહીને ગાળો આપશો, એથી કાંઇ એ વિકારોની માનવ દેહ ઉપરની સત્તાનો અંત આવી જવાનો નથી. તેમની સત્તા તો માનવ દેહ ઉપર ચાલુ જ છે કયા રિપુને આ માનવ શરીર મારી નાંખીને પોતે વિજેતા બની શક્યું છે, તેનું એક પણ ઉદાહરણ છે ? સંકટની જ્વાળાથી ભયભીત બનીને આપઘાત કરીએ, તો સંકટમાંથી શું આપણે મુક્તિ મેળવી શકતા નથી ?" મેં કહ્યું, "કમલ ! તારા હૈયામાં જે વિચારો રમી રહ્યા છે, તે જ તારા મુખમાંથી નીકળી પડ્યા છે. એટલે એમાં તારા પર ક્રોધ કરવા જેવું કંઈ છે જ નહિ. પણ હું કહું છું કે તારું જીવનજ તું એ તારી વિચાર શ્રેણી પ્રમાણે બનાવી શકી છે કે નહિ, તે તો જરા વિચારી જો." કમલ બોલી: "મને દુઃખ નથી પડ્યું', એમ તો હું કહેતી જ નથી, પણ એ દુઃખ સિવાય મારે માટે જગતમાં બીજું કાંઈ છે જ નહિ,

એમ હું માનતી નથી. શિવનાથમાં જે શકિત હતી, તેટલા પ્રમાણમાં તે મને જે કંઈ સુખ આપવા જેવું હતું; તે આપી ચુકયો હતો. તેના સહવાસમાં મેં જે આનંદ મેળવ્યો છે, તે આનંદની ક્ષણો હજી પણ મને યાદ આવે છે. એ પ્રેમાળ પળોને વિસરી જઈને આજે હું તેને ભસ્મ કરી નાંખવા માંગતી નથી. હવે જ્યારે તેના હૈયામાંથી મારા પ્રત્યેનો પ્રેમ ખૂટી ગયો ત્યારે મારે તેને વિદાય આપવી જ અનિવાર્ય હતી. અને મેં તેમ જ કર્યું હતું. આક્ષેપો અને દાવો કરીને મેં તેની ઉપર વેર લેવાની વૃત્તિ રાખી ન હતી, તેજ પ્રમાણે મે તેને પાછો બોલાવી લવાનો પણ પ્રયત્ન કર્યો ન હતો. તમે વિચારી રહ્યા હતા, કે મેં, શિવનાથના સઘળા અપરાધોની તેને મારી શ માટે આપી દીધી, પરંતુ એના અપરાધ કરતાં મારા દુર્ભાગ્યની વાતને જ હું વધુ વિચારી રહી હતી." હું કમલ સામે જોઇ રહ્યો હતો. કમલની આંખમાં પાણી ભરાઈ આવ્યું હતુ. એ દેખાવ જોતાં જ હું ગળગળો થઇ ગયો અને મારી છાતીમાં ભારે દર્દ થઈ આવ્યું. જો કે મને કમલની સાથે ઘણો મતભેદ હતો, છતાં તેના પ્રત્યેની સહાનીભૂતિથી મારૂં હૈયું ગળગળું થઇ ગયું હતું, મે કહ્યું, 'કમલ ! મારી શ્રીમંતાઇનો કાંઇ પારે નથી, એ તો તુ જાણે છે ! હું વૃદ્ધ થયો છું, મારે લોભ કરવાની જરૂર નથી હું મારો આ પૈસો આફતની વેળાએ જરૂર આપી દઇશ." કમલ ચુપ રહી. મેં વળી પુછ્યું "આ જીવનમાં તું કદી કોઇને ચાહીશ ખરી કમલ ! અને તું કોઇને ચાહીશ તો તારા વિશુધ્ધ અંતરથી તેને ચાહી શકીશ !" કમલે કહ્યું, "મેં એ આશાને ખાતર તો મારૂં જીવન ટકાવી રાખ્યું છે આશુબાબુ ! જેમ કરૂણતની મેઘની ઘટાઓમાં સૂર્ય ઘેરાઇ ગયો હોય તો પણ તેથી અંધકાર તો થાય છે જ. પણ એ અંધકાર પછી પ્રકાશ પ્રકટે ને, તેમજ મેં મારા ભાગ્ય વિષે માન્યું છે. મારૂં ભાગ્ય પણ દુઃખથી છવાઇ ગયું છે, છતાં પાછો મારા ભાગ્યનો પ્રકાશ થશે, ત્યારે શું એ પ્રકાશને પ્રકાશ કહેવાની; મારી આંખો ના પાડશે ?" મેં કહ્યું, "પણ રાત્રી કાંઇ એક જ નથી હોતી કમલ ! પ્રભાતના પ્રકાશ પછી પાછી રાત્રી આવે જ છેને ?" કમલે કહ્યું,

"ભલે આવે, પણ એ રાત્રી પછી, પ્રભાતનો પ્રકાશ પણ આવવાનો જ છે ને ? એ વિશ્વાસે હું એ રાત્રી પણ સહન કરી લઇશ."

બસ ! હું વિસ્મયગ્રસ્ત બની ગયો. કમલ ચાલી ગઇ. મને લાગ્યુ કે કમલ કેવી છોકરવાદી આદરી રહી હતી. અમને બંનેને શોક ઘેરી વળ્યો હતો. પણ છતાં અમારા એ શોકનાં કારણમાં ભેદ હતો તેને જીવનવ્યવહાર અને લગ્નસંસ્થામાં સ્વતંત્રતા જોઇતી હતી, હું એ વસ્તુને માની પણ શકતો નહતો. ભાગ્ય જેવી ચીજને એ માનતી ન હતી. ભુતકાળના સુખદુઃખો એના ઉપર અસર નિપજાવી શકતા ન હતા. એજ, કારણથી એની આશા જેમ નિવારણ કરી શકાય એવી ન હતી, તેવો જ એનો આનંદ પણ કોઇથી જીતાય નહિ એવો, અપરાજેય હતો. ગમે તેવા સંકટો અને દગાબાજીથી પણ તે અકળાઇ ઉઠતી ન હતી શિવનાથે પોતાને દગો કર્યો છે, એનો વારંવાર વિચાર લાવીને, તે પોતે દુઃખી થવા પણ માંગતી ન હતી."

હરેન્દ્રએ કહ્યું : "એ ખરેખર આશ્ચર્યકારક છોકરી તો છે જ. એના પિતા પાસ તે જે શીખી હતી, તે એણે બરાબર પચાવી લીધું છે. ઉંમરમાં એ ગમે તેટલી નાની હશે. તે છતાં એનું મન એટલું બધું ઘડાઇ ગએલું છે, કે તેને તેના આદર્શોનો સ્વાનુભવ થઇ ગયો છે. તેની અનુભવ વાણી પણ કાંઇ તદ્દન ખોટી નથી. આ જીવન એ સાચી વસ્તુ છે, તે કાંઇ ફેંકી દેવા જેવી ચીજ નથી. એક માણસને લીધે જો બંનેનું જીવન વિફલ થતું હોય, તો એ બંનેનું જીવન વિફલ જ થવા દેવું, એ યોગ્ય તો નથી જ."

વેલા બોલી : ' ખરી વાત છે" હરેન્દ્ર બોલ્યો : "રાત ઘણી થઇ છે. ચાલો હવે અમે જઇશું." અજિત ઊઠીને ઊભો થયો નમસ્કાર કરીને તેઓ બંને બહાર ચાલ્યા ગયા. વેલા તેના શયનખંડમાં ચાલી ગઇ. નીલિમા પણ તેના બેત્રણ કામો બાકી હતા, તે પડતા મૂકીને

શૂન્યમનસ્ક થઇને ઘરમાં ચાલી ગઇ અને આજુબાજુ પણ શ્વાસ લેતા આરામખુરસીમાં પડી રહ્યા.

નીલિમા અને વેલા બંને શયનખંડમાં ગયા. તેમના ઓરડાઓ બરાબર સામ સામે હતા. ઓરડાઓમાં લાઇટ સળગતી હતી. અને તેનો પ્રકાશ તેમના રૂમના કબાટોમાં જડેલા મોટા આરસાઓમાં ઝળહળી રહ્યો હતો. નીલિમા અને વેલા શયનને માટે કપડાં પહેરવા ગયા. બંનેની દૃષ્ટિ એ વખતે એકી સાથે આરસા તરફ ગઈ. અને તેમને તરત જ પેલા શબ્દો સાંભરી આવ્યા કે: "એક દિવસે હું નારી હતી!"



[૨૪]

દસબાર દિવસથી કમલ આગ્રા છોડીને ચાલી ગઈ હતી. આશુબાબુને આજે તેનું ખાસ કામ પડયું હતું. કમલના જવાથી બધાને ઓછી વધતી ચિંતા થતી રહી હતી. પરંતુ ઉદ્વેગનો કાળો મેઘ તો હરેન્દ્રના આશ્રમના શિર ઉપર જ મોટા પ્રમાણમાં ફરી વળ્યો હતો. બ્રહ્મચારી અજિત અને હરેન્દ્ર તો એટલા બધા ઉત્કંઠીત થઈ ગયા હતા. કે તેમનો બ્રહ્મ હરાઇ જતા પણ તેમને આટલી બધી વ્યાકૂળતા થઈ હોત કે કેમ એ શંકા ભર્યું હતું. આખરે તેઓ એક દિવસ ઠરાવીને કમલને શોધવા બહાર નીકળ્યા. કમલ તેના એક સ્નેહીને ત્યાં ગઇ હતી. કમલ જે ચહાના બગીચામાં રહી હતી, તેમાંજ નોકરી છોડી દઇને, ટુંડલે આવીને રહ્યો હતો. તેની પત્નિ મરી ગઇ હતી, માત્ર બે વર્ષની એક નાની છોકરી હતી. તે યુરોપીયન સાહેબ કમલને પોતાને ત્યાં લઈ ગયો હતો. કમલ તેના ઘરની યોગ્ય વ્યવસ્થા કરવામાં રોકાઇ ગઈ હતી. આજે તે ત્યાંનું પોતાનું કામ પતાવીને, પોતાને ઘેર આગ્રા પાછી ફરી હતી. વેલાને આજે માલિનીનુ નિમંત્રણ આવ્યું હતું. વેલા પણ કપડાં પહેરીને બહાર જવાને તૈયાર થઈ ગઈ હતી અને મોટરની રાહ જોઇને ઊભી રહી હતી. નીલિમા કમલની વાત ચર્ચતી બોલીઃ "એ યુરોપીયનને ત્યાં નથી એની સ્ત્રી કે નથી કોઇ છોકરાં છૈયાં! પણ ત્યાં એ કમલે આઠ દસ દિવસ ગાળી નાંખ્યા! કમલ જબરી બાઇ છે તો ખરી." આશુબાબુ નીલિમાના કહેવાનો ભાવ સમજી શકયા નહિ. નીલિમા બોલીઃ 'કમલ તો જાણે એક નદીનું માછલું જ છે. તેને પાણીથી ભીંજાવા ન ભીંજાવાનો સવાલ નથી. ખાવા પહેરવાની ચિંતા

નથી. તેના ઉપર સત્તા ચલાવનાર કોઈ વ્યક્તિ નથી. તેમ તેને અંકુશમાં રાખનાર કોઇ સમાજ પણ નથી. તે પુરેપુરી સ્વતંત્ર છે."

આશુબાબુ બોલ્યા: "હા, તેમજ છે. તેના યૌવનની સીમા નથી. તેની બુદ્ધિ પણ તેવીજ જવલંત છે અને તેવી તેની હિંમત છે. તે રાજેન્દ્ર જેવા તોફાની છોકરાને પણ કોઈના અભિપ્રાયની દરકાર રાખ્યા વિના. પોતાને ઘેર લઇ આવી હતી. કોઇ રાજનને ઉભા પણ રાખવાની હિંતમ કરી શકતુ ન હતું, છતાં તેણે સહજ ભાવે તેને પોતાને ત્યાં રાખી લીધો હતો. કલમની હિંમત જેવી અજબ છે, તેવીજ તેની કેટલીક વાતો પણ ધ્યાન આપવા જેવી છે."

વેલા બોલી: "બેપરવા અને સંપૂર્ણ સ્વતંત્રતાથી વર્તવું, એમાં કાંઇ મુશ્કેલી નથી. જો ધારૂં તો હું પણ તે રીતે વર્તી શકું છું."

નીલિમા બોલી: "નહિ. તમારાથી તે ન બની શકે, અને તમને તે પરવડી પણ ન શકે. આપણી ઇચ્છા હોવા છતાં, તમે કે હું, બેમાંથી એક પણ, તે રીતે ન વર્તી શકીએ. કારણ કે આ જગત આપણા અંગ ઉપર એવા વર્તનથી જે કલંક લગાડે, તે સહન કરવાની શક્તિનો તમારા મારામાં અભાવ છે. એવી રીતે વર્તવાની ઇચ્છા તો મને પણ એક દિવસ થઇ આવી હતી. તેથી જ અનેક દૃષ્ટિબિંદુથી મેં એ વાત વિચારી જોઈ હતી. કમલને હું હવે જોઉં છું પણ તેનું અસલનું રૂપ હવે હું કદી જોઈ શકતી નથી. સ્ત્રીએની મૂકતી અને સ્ત્રીઓની સ્વાધિનતાની વાતો તો આજ કાલ નરનારીઓને મોઢે, વાટે અને ઘાટે સંભળાય છે, પણ તેઓ વાતો કરવા સિવાય બીજું કાંઇ કરી શકતા જ નથી. જો તેઓ કાંઇક કરી બતાવશે તો હું કહીશ કે તેમના વિચારોમાં અને વર્તનમાં કાંઇક મેળ છે. સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી એ બોલવું જ મિથ્યા છે. કારણ કે સ્વતંત્રતા એ કાંઈ આપવા લેવાની વસ્તુ નથી. એ જાતે મેળવી લેવાની વસ્તુ છે. કમલનું જીવન જોવાથી જ જણાય છે,

કે તેને કોઇએ સ્વતંત્રતા આપી નથી તેમ કોઇની પાસે સ્વતંત્રતા માંગી નથી. તે પોતાની મેળેજ સ્વતંત્ર બની ગઇ છે મારી સાથે કમલના જીવનમાં જો કાંઈ ફેર હોય તો તે અહીજ છે. વેલા! કમલ દસબાર દિવસ અમને કહ્યા વિનાજ ચાલી ગઇ. અહીં આથી બધાને ભારે ચિંતા થતી હતી. પણ કમલ પોતાની સભ્યતાને ધોકો પહોંચે, એવું કામજ કરવાની નથી, એવો તો વિચાર સરખો પણ કોઇને આવ્યો નહતો. બોલો તો! મનુષ્યના મનમાં આટલું બધું વિશ્વાસનું જોર કયાંથી આવ્યું હશે? એ ગૌરવ સ્ત્રીઓને કોણ આપી શકે છે?"

આશુબાબુ બોલ્યા: "નીલિમા સાચું કહે છે." વેલાએ પુછ્યું: "વારૂ, પણ તે દશબાર દિવસ બહાર રહી આવી, તો એનો સ્વામી હોત, તો તે એ વખતે શું કરત?" નીલિમા બોલી: "કેમ શું કરત? તેની સેવા કરત, રાંધત, આંગણા સાફ કરત, વાસીદું વાળત છોકરાં છૈય ને મોટા કરત, એકલો માણસ હોત તો તેને ખરચ પણ ઓછો થાત. આવું આવું બધું કામ કરત!" બધા હસી પડયા.

વેલા બોલી: "પછી?" નીલિમા બોલી: "પાછી શું? કામકાજ કરવું નહિ, સુખદુખ અભિયોગ રાખવા નહિ. અને બહાર રખડતા ફરવું; એને જ તમે સ્ત્રીઓની સ્વતંત્રતા કહો છો કે? ખુદ વિધાતાને પણ કામનો અવધિ નથી, માટે શું તેને કોઈ પરતંત્ર કહે છે? તો પછી સ્ત્રીઓને ગૃહ કાર્ય કરવું પડે, તે માટે સ્ત્રીઓને પણ શા માટે પરતંત્ર માનવી જોઇએ?"

આશુબાબુ નવાઇભર્યાં ચહેરે તેની સામે જોઈ રહ્યા. તેમણે આજે તેને મોઢે પહેલવહેલા જ આ શબ્દો સાંભળ્યા હતા. નીલિમા બોલી: "શિવનાથે તેને દગો ન આપ્યો હોત અને તે ઘર સાચવી રહ્યો હોત, તો તે ઘરકર્મની અને સંસારની સેવામાં પણ એટલી બધી મશગુલ રહેત કે આનંદ તેના ગૃહજીવનની શોભા બની રહ્યો હોત! પણ જે

દિવસે તેને એમ લાગત કે એનો પતિ એને બોજારૂપે છે, અને એ બોજામાં તેનું જીવન ચંપાઇ જાય છે, તે દિવસે તેણે એટલી જ સહેલાઈથી તેના પતિનો ત્યાગ કરી દીધો હોત, અને કોઇ તેને તેમ કરતા અટકાવી ન શક્યું હોત'

આશુબાબુ બોલ્યા : "ખરૂં છે, હું પણ તેમજ ધારૂં છું." એટલામાં કમલ આવી. તેણે બધાને નમસ્કાર કર્યા અને તે આશુબાબુની પાસે જઇને ખુરસી પર બેઠી તે બોલી : "મને ખબર મળી છે કે તમે મારે માટે વ્યાકૂળ થઇ ગયા હતા. મને શું ખબર કે તમારો મારા ઉપર આટલો બધો સ્નેહ છે? જો એમ હોત, તો હું તમને જતાં પહેલાંજ ખબર આપી જાત." એમ કહીને તેણે આશુબાબુના હાથ પોતાના હાથમાં ખેંચી લીધા અને તે તેને દબાવવા લાગી. આશુબાબુ કાંઈ બોલ્યા નહિ.

નીલિમા બોલી : "બોલો તો કમલ મારે તમને 'આપ' કહીને બોલાવવા કે 'તમે' કહીને બોલાવવા વારૂ!" કમલ બોલી : "તમેજ" કહો, આપ ન કહેશો. તમે મને કહેશો તેથી મને ખોટું નહિ લાગે પણ તમે તો મને ભૂલી જ ગયા હતા ને? મારૂ સ્મરણ થયું હતું કે તમને?"

નીલિમા બોલી : "હું તમને ભૂલી નહોતી ગઇ. પણ મને તમારી ચિંતા જ થતી હતી અને સાત આઠ દિવસથી તમે આવી શકેયા ન હોવાથી, હું તમારે માટે તપસ્યા કરી રહી હતી."

"એ સૌભાગ્ય છે. હું તો બધાથી તજાએલી છું બૌદિ. ભદ્રસમાજમાં તો મને કોઈ ચહાતું નથી!" નીલિમાની આંખમાં આ સાંભળીને એકદમ આંસુ ભરાઇ આવ્યા. આશુબાબુ બોલ્યા : "કમલ! તમે ભદ્ર સમાજ ઉપર જે આક્ષેપ કર્યો છે, તેનો જવાબ તો ભદ્રસમાજ આપશે. પણ તમને જો કોઇ ખરેખરૂં ચહાતું હોય, તો તે એક

નીલિમા જ છે. એના જેવો પ્રેમ તમને કોઈ પણ સ્થળેથી મળશે નહિ કમલ!"

નીલિમા બોલી: "કમલ! મારે તમને બે ખાસ ખબરો આપવાની છે. કમલ તેના મનનો ભાવ સમજી જઇને હસીને બોલી: "કહોને શું છે?" નીલિમા, આશુબાબુને બતાવીને બોલી: "આશુબાબુ તમારી આગળ બોલી શકતા નથી તેથી તે વાત હું તમને કહું છું. મનોરમાની સાથે શિવનાથનો વિવાહ નક્કી થઇ ગયો છે. પિતા અને ભાવી શ્વસુરને પ્રાર્થીને, બંનેએ તે સંબંધીનો પત્ર લખ્યો છે." આ સાંભળીને કમલ ફીકી પડી ગઇ. તે બોલી: "તેમાં શિવનાથને શરમ શાની?" નીલિમા બોલી: "તેને માટે એવો અભિપ્રાય તો તેની સ્ત્રી અનુભવથી જ બોલી શકે છે, શિવનાથના અને મનોરમાના વિવાહ સંબંધીનો પત્ર મળતાં પહેલાં જ, આ બાબતનો આશુબાબુને સંશય આવ્યો હતો. અને તેઓ બોલ્યા હતા કે: "આગ્રામાં ભયંકર ઇન્ફ્લુએન્ઝાથી આટલા બધા લોકો માર્યા ગયા છે. એ મરનાર લોકો પર ભગવાને દયા કરી ન હતી, અને તેમને બચાવી લીધા ન હતા. જો કે મરનારાઓએ જાણી જોઇને કાંઈ અપરાધ કર્યો ન હતો. પણ આ આંધીમાં સુધ્ધાં શિવનાથ ન મરી ગયો, એ બતાવે છે કે ઈશ્વર એના પ્રત્યે દયાશીલ છે. આશુબાબુ પોતાનું અભિમાન ભંગ થવાની વ્યથાથી એકદમ પીડાઇ રહ્યા છે, તેઓ આ સંબંધમાં મારા સિવાય બીજા કોઈ આગળ કાંઈ બોલી શકતા જ નથી અને તેઓ ફક્ત તમને જ પુકાર્યા કરે છે. મને લાગે છે કે તેમને તમારા ઉપર વિશ્વાસ છે, કે તમે જ એક તેમને આ આફતમાંથી ઉગારી શકો એમ છો."

કમલે જોયું, તો આશુબાબુની આંખોમાંથી જલધારા વહી રહી હતી. કમલ એ આંસુ લૂછતાં બોલી: "વારુ, બીજી શી ખબર છે?" નીલિમા બોલી: "અમારા ભગિની પતિ–બનેવીને સખ્ત માંદગી આવી હતી અને તેમના જીવન માટે બધાને ચિંતા ઉપસ્થિત થઈ હતી, પણ

તેઓ સારા થઈ ગયા હતા અને તે પછી તેમના મોટા ભાઈએ અને તેમની ભાભીએ તેમની ભારે અનિચ્છા હોવા છતાં, પણ તેમને પરણાવી દીધા છે તેમણે લજવાતા લજવાતા એ ખબર આશુબાબુને લખી જણાવી છે."

કમલ બોલી: "એ બંને લગ્નના વેપારી છે. એક સોદો થઈ ગયો છે, બીજો થવાની તૈયારી ઉપર છે. પણ તમે મને કેમ ખોળતા હતા! મને શોધવાનું કારણ તો હું બંને સોદામાં શોધી શકતી જ નથી."

નીલિમા બોલી: "તમારી સાથે મસલત કરવાના હેતુથી જ આશુબાબુ તમને શોધી રહ્યા હતા, પણ હું કાંઇ તમારી ખોળ કરતી ન હતી. હું તો શરીર અને મનથી ભગવાનનો પોકાર કરી રહી હતી, કે જેથી તમારા મને દર્શન થાય. બંગાળામાં જન્મીને જે સ્ત્રી આ દુનિયામાંથી જ ઉખડી જાય છે. પરંતુ મેં ભાગ્યદોષથી ઘણાં દુઃખો વેઠ્યા નથી, હું બુદ્ધિદોષનો જ ભોગ બની છું. બુદ્ધિના દોષથી જ મેં પિતાનું ઘર અને પતિનું ઘર બંને ગુમાવ્યા છે. અને અત્યારે મારા બનેવીનો આશ્રય પણ મને ખુંચવા લાગ્યો છે." આશુબાબુને બતાવીને તે બોલી: "એમના દયાદાક્ષિણ્યની સીમા નથી. હું જેટલા દિવસ અહીંઆ રહી છું, તેટલા દિવસ તો જાણે મેં મારા પિતા જ મેળવ્યા છે, એમ મને લાગે છે, પણ તે પછી મારે માટે અંધકાર સિવાય આ જગતમાં બીજું કાંઈ જ નથી. કમલ! આ વખતે હું મને આશ્રય આપવાને માટે તમને વિનવીશ. જો તમે આશ્રય ન આપશો, તો છેવટે મોતનો આશ્રય તો મને મળશે જ. પુરૂષોની કૃપાની ભિક્ષાની શોધ કરવા માટે, હવે હુ ઘેરે ઘેરે રખડીશ નહિ." એમ કહેતા તેની આંખોમાં આંસુ આવી ગયા.

આશુબાબુ બોલ્યા: "કમલ! શિવનાથ અને મનોરમાના લગ્ન થવા દેવા કે નહિ. તે સંબંધમા હજી મેં કાંઇ મારો મત આપ્યો

નથી. પણ હું એ લગ્ન ઉપર મારો મત આપી શકું છું અને એ લગ્ન પણ અટકાવી શકું છું."

કમલ બોલી: 'મત તમારો છે. તે તમે આપી શકો, એ તો બને! પણ તમારી દીકરી તો મોટી છે, તેને લગ્ન કરતા તમે કેમ અટકાવી શકો?" આશુબાબુ ઉત્તેજનાથી ભરપૂર થઇ ગયા, તે બોલ્યા: "દીકરી મોટી છે, તે હું જાણું છું. પરંતુ પુત્રીએ પણ જાણવું જોઈએ, કે તેણે બાપથી મોટા ન થઇ જવું જોઇએ. કમલ! ફક્ત મત જ મારો નથી સમજી! પણ આ સંપતિ પણ મારી છે. આશુબાબુની નિર્બળતા લોકો પામી ગયા છે, પણ તેમણે જાણવું જોઇએ, કે એ નિર્બતાને એક બીજી પણ બાજુ છે."

કમલ બોલી: "તમારી તે બીજી દિશા લોકો ભલે ભૂલી ગયા હોય, પણ તમારી એ બીજી દિશાનો પરિચય તમે શું તમારી પુત્રીને જ' આપશો?" આશુબાબુ ઉશ્કેરાઇને બોલ્યા: "હા, તેમ જ થશે. એ મારી એકની એક માતૃહીણ પુત્રી છે. મેં સંકટનો સાગર ઓળંગીને એને મોટી કરી છે. એનો ખરો ખ્યાલ તો દીકરીને પિતાને જ આવી શકે. મનોરમાને માતૃહીનતાને લીધે, જે દુ:ખ થતું હતું, તે દુ:ખને મોઢે બોલી શકી હોત, તો એ દુ:ખના શબ્દો મને જ નહિ, પણ પિતાઓના પણ મહાપિતા પરમેશ્વરને પણ રડાવી શકયા હોત. પિતાનો સ્નેહ એ જ એક તત્વ નથી, પણ તેના કર્તવ્યનો પણ પ્રશ્ન છે. શિવનાથને હું ઓળખી શકું છું. મારી પુત્રીને સર્વનાશમાંથી બચાવી લેવી, એ સિવાય મારૂં હવે બીજું કાંઇ પણ કર્તવ્ય હોય, એમ મને લાગતું નથી. કાલે હું તેને પત્ર લખીને જણાવવાનો છું, કે આ લગ્ન પછી તે મારી પાસેથી, એક કોડી સરખીની પણ આશા કરે, એ નિષ્ફળ છે."

કમલ બોલી: "પણ તમારા પત્રમાં લખેલી વાતનો કદી મનોરમા વિશ્વાસ નહિ કરશે તો? તેને એમ લાગવાનો પણ સંભવ છે, કે

પિતાને મારા ઉપર જે ક્રોધ આવ્યો છે, તે લાંબો વખત ટકશે નહિ. અને છેવટે તે તેમની ભૂલ પોતે સુધારી જ લેશે, એમ ધારીને, તે લગ્ન ન અટકાવે તો !"

'જો તેમ ન થાય તો તેમનું ફળ તેને પોતાને જ ભોગવવું પડશે. પત્ર લખી ચેતવણી આપવી, એ મારી ફરજ છે. એ પત્રમાં લખેલી સૂચનાને અનુસરવું, એ મનોરમાનું કામ છે.

"શું આ વાત તમે નક્કી કરી ચુકયા છો ?"

"હા !"

"સંસારમાં એવું તો બનતું જ આવ્યું છે, કે બળવાનના વિચારોને નિર્બળ તાબે ન થાય તો બળવાન પોતાના બળનો જ પેલી નિર્દોષ વ્યક્તિ ઉપર ઉપયોગ કરે છે, એવું જ તમારૂં વર્તન છે !"

"આ શું બોલો છો કમલ ! માબાપનો સંતાનોને ફક્ત શાસન કરવાનો જ સંબંધ નથી હોતો, પછી પિતા વિના વાંકે સંતાનોને સજા કરે, એ તો કાંઈ બને ! સંતાનો તરફ સખત થવું, એ કેટલું સખત કાર્ય છે. એ તો માત્ર જે પિતા છે; તે જ જાણે છે. આટલું છતાં, મેં એવો કઠણ સંકલ્પ કર્યો છે. અને એ સંકલ્પનો હેતુ મનોરમાને તેની ભૂલ કરતી અટકાવવાનો છે."

"પણ તમારી વાત ખ્યાલમાં લીધા વિના, જો તે ભૂલ કરશે, તો તેના પરિણામે તે દુઃખી જ થશે, પરંતુ એ સંકટમાંથી તેને છોડાવવાને બદલે તમારે ગુસ્સે થઈને તેનું દુઃખ શા માટે હજારોગણું વધારી દેવું જોઈએ ? તમારી તે લાડકવાયી પુત્રી છે. તમે જ તેના એકે સગાં છો, જે માણસને તમે અત્યંત નીતિહીન માનો છો, તે જ માણસનાં હાથમાં તમે લાંબા વખતને માટે તમારી પુત્રીને સોંપી દો છો. હવે તેનો ત્યાંથી પાછા ફરવાનો માર્ગ પણ તમે ખુલ્લો રાખશોને ?"

"પાછા ફરવાનો માર્ગ અત્યારે જ છે, પછી નથી. પરણ્યા પછી મનોરમા–સ્વામી ત્યાગ કરીને પાછી આવે, એવો સમય ક્રૂ ણુ ઈશ્વર મારી આંખોને નહિ દેખાડે !"

"એ તો તમારો અન્યાય છે. પરંતુ હું ઈચ્છા રાખું છું, કે ભવિષ્યમાં તેને તેની ભૂલ સમજાય, ત્યારે તે તેની ભૂલ સુધારી શકે, એવો માર્ગ તમારે ખુલ્લો રાખવો જ જોઈએ. ભૂલ થવામાં તો ભય નથી, પણ ભૂલ સુધારવાનો રસ્તો જ ન રહેવા દેવો. એમાં ભય છે. ગમે તેવી ભયાનક ભૂલમાંથી પણ સાચે માર્ગે આવવાનો તો રસ્તો હોવો જ જોઈએ. એ ભૂલને સુધારવાનો માર્ગ આંખની સન્મુખ બંધ થઈ ગએલો તમે માનો છો અને તેથી જ તમે અકળાઈ ઉઠયા છો."

"નહિ કમલ ! એ વિવાહ બંધ કરવા આ સંબંધમાં બીજો કોઈપણ માર્ગ મારે માટે હવે બાકી રહ્યો નથી. શું તમે કોઈ રસ્તો મને બતાવી શકો છો ?

"હું ઉપાય સમજાઉં ?" કમલે ગંભીરતાથી કહ્યું. તે જરાવાર રહીને બોલી : "ના ! આ કાર્યમાં મારાથી તમને કશી પણ મદદ થઈ શકવાની નથી. તમે તમારી પુત્રી શિવનાથની સાથે પરણે, તો તેને વારસાહકમાંથી મુકત કરશો, એને તેને ભય બતાવશો તો એ ભયથી તે બીક પામી જશે કે કેમ તે હું જાણુતી નથી. પરંતુ જો તે બી જશે, તો હું તો એમ જ સમજીશ, કે મણિ બાદશાહી ઠાઠમાં ખાઈપીને અને કોલેજમાં ભણીને મોટી થઈ છે, પરંતુ તે મનુષ્યત્વ મેળવી શકી નથી. મનોરમાનો એ અભાવ જો મનોરમા તેના હાથે જ પૂર્ણ કરી લેતી હોય, તો મારે તેમાં શા માટે વચ્ચે પડવું જોઈ એ!"

'તો શું તમે એમ કહો છો, કે મારે મનોરમાને શિવનાથ સાથે પરણવા દેવી," કમલ બોલી : "તમે ભય બતાવીને તેને પરણતી

અટકાવવા માંગો છો, તે યોગ્ય નથી, એટલું જ હું આપને કહેવા માગું છું. હું આપની પુત્રી હોત અને આપે મારા ઉપર આવી સખ્તાઇ કરી હોત, તો હું તમારી સખ્તાઇને તાબે થાત, પણ હું તમારો વિશ્વાસ ન કરત ! મારા પિતા તો મને એવી જ કેળવણીથી ઘડી ગયા છે આશુબાબુ !"

આશુબાબુ બોલ્યા : "તેમાં તમારો વાંક નથી કમલ ! તમારા પિતા ફક્ત આ એક જ દિશા જોઇ શક્યા છે, એટલે તે તમને તેવો બોધ આપી શક્યા છે. પણ એ મારું કર્તવ્ય નથી. કારણ કે હું એક જ દિશા જોઈ શકતો નથી. હું સ્પષ્ટ દેખી શકું છું, કે શિવનાથને કોઇપણ સ્ત્રી ચાહી શકે એવું નથી. તેને જો કોઈ સ્ત્રી ચાહતી હોય, તો તે તેનો ખોટો મોહ છે. જે દિવસે એ ચાહવાની નિશાનો કેફ ઉતરી જશે, તે દિવસ મણિના સંકટનો છેડો રહેવાનો નથી, પરંતુ તે વખતે તેને કોઇ ઉગારી શકવાનું નથી."

કમલ બોલી : 'એ નિશામાં પણ એક ભાવના છે, પરંતુ એ કેફ જ્યારે ઉડી જશે, ત્યારે જ મનોરમા સ્વસ્થ થઇ જશે, અને પછી તેને કશો પણ ભય રહેવાનો નથી. તે સમયે એનું પ્રબળ થએલુ મન, એની રક્ષા જ કરશે."

આશુબાબુ બોલ્યા : "આ બધી વાતો ફેંકાફેંકીની છે. તેમાં સત્ય કે દલીલનો છાંટો નથી. તમારી વાતો સત્ય અને નીતિથી સાવ દૂર છે. તમારી વકીલાતથી મનોરમા તેના ભવિષ્યના સંકટમાંથી કાંઈ મુક્ત થઇ શકવાની નથી"

તેના છૂટકારાનું સૂચન હું કરવા માંગતી નથી આશુબાબુ ! તે ભૂલ કરતી હોય, તો તેને પરિણામે ઉપજતુ દુઃખ તો તેને સહેવું જ પડશે, પરંતુ તેથી કાંઈ તેને માટે એ દુઃખો શરમની વાતો બની જવાની નથી. એના શિવનાથ ઉપરનો વિશ્વાસ નાશ પામતાં, તે જો

પાછી આવશે, તો તે તમારી આગળ પોતાનું ગૌરવ રાખીને પાછી આવવાની નથી, એની મને ખાતરી છે."

"તેની ભૂલ સમજાશે એ જુદી વાત છે. પરંતુ એ પારાવાર દુઃખમાં બાકીની જીંદગી તે કેવી રીતે ગાળી શકશે?"

"આવી વાતો આપ બોલશો નહિ. દુઃખ આવી પડે છે, એટલે તે કાયમને માટે જ આવી પડે છે, એવું કાંઈ નથી, જો તેને એક દિશામાંથી દુઃખ આવી પડશે, તો તેને બીજી દિશામાંથી તેટલો જ આનંદ પણ મળશે. જો એમ ન થતું હોત, તો મારો જ વિચાર કરોને, હું આજે મારા ઉપર દુઃખોનો વરસાદ વરસ્યા છતાં, કેવી રીતે જીવતી રહી શકી હોત! પરંતુ તમે એને એવો આશીર્વાદ તો જરૂર આપજો કે તેનામાં એટલું સામર્થ્ય ઉત્પન્ન થાય, કે જ્યારે તે પોતાની ભૂલ જોઈ શકે; ત્યારે એ ભૂલને પરિણામે ઉત્પન્ન થએલા સંકટોને પણ તે મારી હટાવી શકે. જો એવી શક્તિ મનોરમામાં ઉત્પન્ન થાય, તો મારી ખાતરી છે, કે લોભ કે દુઃખ કાંઇ પણ તેને દુખી કરી શકવાનું નથી."

"પિતાની દૃષ્ટિએ જોતાં તો મને મણિના ભાવિ જીવનમાં કેવળ અંધકાર જ લાગે છે. આ સ્થિતિમાં તમે જ મને કહો કે શું મારે એ લગ્ન થવાં જ દેવાં, અને મારે મુંગા રહીને એ લગ્નને પરોક્ષ રીતે ટેકો આપવો?" કમલે કહ્યું, "જો હું તમારી પુત્રીની માતા હોત, તો હું મણિના આ લગ્નને મંજુરી આપત, અને તેના ભાવીના દુઃખો જોઇને, દુઃખી પણ થાત. પણ હું તેને વારસા હકનો ધાક બતાવી દઇને, તેને તેના માર્ગમાંથી પાછી તો ન જ વાળત."

આશુબાબુએ કહ્યું, "તમારૂં કહેવું હજી હું સમજી શકતો નથી. શિવનાથનું ચરિત્ર કેવું છે, તે મણિજ જાણે છે, એક દિવસ એવો હતો, કે જ્યારે તે શિવનાથબાબુને આ ઘરમાં પગ મૂકવા દેતા પણ

ચાહતી ન હતી. આજે તે સંમોહને લઇને શિવનાથ સાથે પરણવા તૈયાર છે, તે ઉપરથી લાગે છે ,કે તેની બુદ્ધિ મોહથી ઢંકાઇ ગઈ છે. તેનો શિવનાથ ઉપરનો પ્રેમ, એ પ્રેમ નથી પણ તે મોહ છે. તે જાદુની જાળમાં સપડાઈ છે અને આથીજ ભેદવી, એ મારી પિતા તરીકેની ફરજ છે. કમલ ! તમારા વિચારો અમારાથી જુદા છે, કારણ કે તમારા પિતા યુરોપીયન હતા તમે યુરોપીયનની પુત્રી હોવા છતાં, યુરોપ ગયા નથી, પણ મેં તો મારી જીંદગીનો મોટો કાળ યુરોપમાં ગાળ્યો છે, અને યુરોપના સંખ્યાબંધ વિવાહો મેં જોયા છે. એ વિવાહ ભાંગી ગયાના સમાચારો આજે પણ મને જ્યારે જ્યારે મળે છે, ત્યારે ત્યારે હજી મને દિલગીરી થાય છે."

કમલ બોલી : વિલાયત ગયા સિવાય પણ હું આ બધા દેખાવો અહીં બેઠા બેઠા જોઇ શકું છું. આશુબાબુ ! પણ એ લગ્નોનું સ્વરૂપ તમે સમજો છો તેવું નથી એ સમજવામાં તમારી ભૂલ થાય છે."

આશુબાબુ બોલ્યા : "તે ગમે તે હોય પરંતુ અમારા દેશ તરફ જો તમે એક વાર માનવદષ્ટિથી નિહાળશો તો તમને માલમ પડશે, કે અમારા દેશમાં લગ્નની જે પ્રથા ચાલી આવે છે, એ પ્રથાઓને સરજનારા અમારા શાસ્ત્રકારો ભારે દુર્દર્શિતા-વાળા જ હતા. અમારે ત્યાં લગ્નની જવાબદારી પરણનારા વરવધુ ઉપર નથી, પરંતુ તે જવાબદારી તેમના માતાપિતાના માથા ઉપર છે. તેથી જ મોહથી વિચાર બુદ્ધિની ભ્રષ્ટતા થાય અને ભ્રષ્ટતાથી ગમે તેવા લગ્નો થઇ જાય, એવા પ્રસંગો અહીં બનતા નથી. માતપિતા મોહઘેલા થયા વિના, પોતાની જવાબદારી સમજી, પોતાના પુત્રપુત્રીઓના લગ્નો યોજે છે, એને જ પરિણામે તેમના ઘરમાં સદા કલ્યાણ વસી રહે છે."

કમલ બોલી : "પણ મણિને કાંઇ આલોક પરલોકનું કલ્યાણ જોઇતું નથી, તેને તો પ્રેમ જોઇએ છે. તમારૂં સાધ્ય માતપિતાની સલાહને

વશ રહીને લગ્નો કરવાથી સાધી શકાય છે, પરંતુ મણિને પ્રેમ જોઈએ છે, તે તમારે માર્ગે ન મળી શકે. મણિ તમારા વિચારોને અનુસરીને તેના પ્રીતિપાત્ર ન હોય તેવા પુરૂષ સાથે લગ્ન કરે, તેથી તેને પ્રેમ મળી શકવાનો નથી આશુબાબુ ! જે માત્ર પોતાના ઘરના બધા બારી-બારણા બંધ રાખી, પશ્ચિમનીજ એક બારી ખુલ્લી રાખે છે, તેને સૂર્યનો પ્રકાશ જોવાનો મળતો જ નથી તેને માત્ર સૂર્યનો અસ્ત જોવાનો જ મળે છે."

નીલિમા બોલી : "હું પણ તમારી વાતો બધી તો સમજી શકી નથી કમલ ! પણ ઘરની બીજી બારીઓને પણ ખુલ્લી રાખવી, એજ તમારી માફક મને પણ પસંદ છે. બારી બંધ હોય, ત્યારે આંખો સાચી દિશા ન દેખી શકે, તો એ દોષ આંખોનો નથી, બારીનો છે. જે દિશા ખુલ્લી નથી, તે દિશામાં જીવનમાં અંત સુધી ઉભાજ રહીશું, તો પણ કોઈ દિવસે તે માર્ગે કાંઈપણ નજરે પડવાનું જ નથી."

આશુબાબુ બોલ્યા : "મેં મોઢામાં અન્નનો કોળિયો લીધો નથી, આંખોમાં ઉંઘ આવતી નથી અને વેદનાનો ભાર છાતીને ઢાંકી નાંખી રહ્યો છે, તો પણ તમે જે એકવાર બોલી ગયા છો, તે વાતો ઉપર વિચાર કરી જોવાનો હું પ્રયત્ન કરૂં છું. પણ હું તમને પૂછું છું, કે તમે શું ખરેખર મને એવી જ સલાહ આપો છો, કે મણિને જે કુત્સિત વ્યાપાર કરવાં હોય, તે કરવા દેવા અને મારે મુંગા મુંગા બેસી જ રહેવું ?"

કમલ બોલીઃ "પણ જો મણિ શિવનાથને ચાહતી હોય, તો તેમના લગ્ન થાય, એને હું અનિષ્ટ કાર્ય માનતી નથી."

"પણ મેં તમને વારંવાર કહ્યું છે ને, કે મનોરમાનો શિવનાથ ઉપરનો પ્રેમ એ પ્રેમ નથી, પણ મોહ છે, અને એ તેની ભૂલ ભોગવાનો દિવસ જરૂર આવવાનો છે."

કમલ બોલી : "માત્ર ભૂલ જ ભાંગે છે એમ માની લેવાની જરૂર નથી, સાચો પ્રેમ પણ ભાંગી જ પડે છે. તેથી મોટા ભાગના પ્રેમના લગ્નો પણ અલ્પજીવી જ નિવડે છે. આથી જ યુરોપીયનોના લગ્નો પળે પળે તૂટી પડે છે, અને એ દેશનું નામ તેથી બદનામ થઈ રહ્યું છે."

આશુબાબુ બોલ્યા : "એજ ખરૂં છે. આ બનાવો મેં સેંકડો વખતે મારી સગી આંખોએ જોયા છે. પણ કમલ! અમારા દેશની વિવાહ પ્રથા કે જે સમસ્ત જીવનમાં કદી ભાંગતી જ નથી, તે માટે તમારો શું અભિપ્રાય છે?"

કમલ બોલી : "ભાંગવાની વાત જ નથી આશુબાબુ! તમારા દેશના લગ્નો એ ઉછળતા યૌવનના ઘેનના ગાંડાઘેલા કામો નથી, પણ એ તો બહુદર્શી ગુરૂજનોનો પ્રેમવિહોણો ગણત્રીભર્યો વેપાર છે, તમારા દેશના લગ્નો એ સ્વપ્નમાં જોએલી સંપત્તિ નથી, એ તો હું પણ કબુલ રાખું છું. નેત્રોમાં મોહ પમાડનારૂં ઝેર ન હોય, અને જે લગ્નો થાય, તે લગ્નો દેખીતી રીતે તો લાભકારક જ હોય, પછી ભલે તે લગ્નો આ દેશના હોય કે વિદેશના હોય!"

નીલિમા બોલી : "કમલ! તમારી વાત જો સાચી માનીએ અને તે રીતે જો સાચો પ્રેમ પણ ભાંગી પડે છે, એમ કબુલ રાખીએ, તો પછી સંસારમાં પ્રેમ શી રીતે સ્થિર રહી શકે?"

કમલ બોલી : સ્થિર તો કાંઈ જ ન રહે. પ્રેમ ભાંગ્યા પછી તો માત્ર એ પ્રેમની સ્મૃતિ જ બાકી રહી શકે, કે જેની પાસે વ્યથાનો મહાસાગર વિસ્તરેલો હોય! આશુબાબુની જ વાત જુઓને, એમના શાંતિ અને સુખની કાંઈ સીમા નથી. પરંતુ તેમના ભાગ્યે આજે એ શાંતિ અને સુખને વિદાય કરી દીધાં છે. હવે એમના પ્રત્યે દયા ખાવા સિવાય આપણે માટે બીજું શું બાકી રહે છે બેન!"

[૨૫]

શીયાળાનો સૂર્ય જલદી અસ્ત થઇ ગયો હતો. તેથી અંધારાની ઝાંખી છાયા ઘરમાં વ્યાપી રહી હતી. કમલ દીવાનું અજવાળું થાય, તે પહેલા તેના હાથમાંનું સિલાઇ કામ પુરૂં કરી દેવા માંગતી હતી.

અજિત તેની સામે બેઠો હતો, તે કાંઈ બોલતા બોલતા અટકી ગયો હોય અને તેણે કમલને પૂછેલા પ્રશ્નની રાહ જોઇ રહ્યો, એમ લાગતું હતું.

મનોરમા અને શિવનાથના લગ્ન સંબંધી વાત હવે બધે જાણતી થઈ ગઈ હતી. આ વિષય ઉપરજ કમલ અને અજિત પણ ચર્ચા ચલાવી રહ્યા હતા. અજિત વારંવાર કાંઇ નહિ તો કાંઇ પ્રશ્નો પૂછી રહ્યો હતો, પરંતુ કમલ તેના ઉપર ધ્યાન સરખું પણ આપ્યા વિના શાંતિથી સિલાઇ કરીજ રહી હતી, તેને માથું ઉચું કરીને જોવા જેટલો પણ સમય ન હતો.

અજિતે વળી પૂછ્યું : "શિવનાથ આ રીતે તમને છોડી જવાનો છે અને તે મનોરમા સાથે લગ્ન કરવા ઇચ્છે છે, એ વાતનો શું, તેના વર્તન પરથી તમને કદી પણ સંદેહ આવ્યોજ ન હતો?"

કમલ બોલી : "ના."

"મને લાગે છે, કે તમે તદ્દન સીધા સાદા માણસ છો, તેથી જ તમે તમારા જેવાજ બધાને સમજો છો. નહિ તો તમે બધા ઉપર જ

આવો એકસરખો વિશ્વાસ રાખી શકો?" કમલ બોલી: "હું જેમ બીજાના ઉપર વિશ્વાસ રાખી શકું છું તેમ તમે મારી ઉપર વિશ્વાસ રાખી શકો ખરા?"

અજિત બોલ્યો : 'હું તમારા ઉપર વિશ્વાસ તો રાખી શકું છું પરંતુ તમારા મોઢા સામે જોઉં છું અને એ વિશ્વાસ ઓગળી જાય છે.

કમલ આ સાંભળીને હસી. તે બોલી : 'ત્યારે મારી સામે એક-વાર ફરી જોઇને કહો, કે મારો વિશ્વાસ તમે રાખી શકો છો કે નહિ?"

અજિત બોલ્યો : તમારી વાત તદ્દન સાચી છે, તમારા ઉપર અવિશ્વાસ રાખવાનું બોલતા જ તેનું ફળ સામે આવીને ઉભું રહી જાય છે." જરાવાર રહી અજિતે ફરી તેને કાંઇક પ્રશ્નો કર્યા. દસેક મિનિટમાં તો અજિત ઘણા પ્રશ્નો કરી ચૂકયો. કમલે તેને કાંઇ બહુ સ્પષ્ટાથી જવાબો ન આપ્યા. અજિત બોલ્યો: "તમારૂં આજે જવાબો આપવાનું ઠેકાણું નથી. તો તમે એક પ્રશ્નનો જવાબ હા કહો છો, તો બીજા પ્રશ્નનો જવાબ ના કહો છો."

કમલ બોલી: "એ તો એમ જ થવું જોઇએ. સ્ત્રીઓનો સ્વભાવ એવો જ હોય છે."

"પણ તેથી કાંઈ એવા સ્વાભાવની પ્રસંશા ન થઈ શકે. સ્ત્રીઓએ પણ સંસારભાર સારી રીતે સલાવવો હોય, તો તેમણે સ્પષ્ટ રીતે બોલી દેતા શીખી લેવું ઘટે છે."

કમલ બોલી : 'સ્પષ્ટ રીતે બોલવાથી લાભ છે, એવું જે વકતાને લાગે છે; તે પોતાનું ભાષણ છુપાવે છે, લેખક તેના ગ્રંથની ભૂમિકા લખે છે અને નાટયકાર તેના નાટકના નાયકનો પરિચય કરાવે છે. જે વાતમાં અક્ષર પણ બોલવાનો નથી, તે વાત કર્તાના અભિનયથી સ્પષ્ટ કરવામાં આવે છે. એ બધામાં કયો માર્ગ સારો છે, તે તો તેઓજ

કમલે પ્રશ્ન કર્યોઃ 'પણ તમારા આશ્રમના છોકરાઓ શું હમણાં એકદમ માંદા પડી ગયા છે?"

હરેન્દ્ર બોલ્યોઃ 'છોકરાઓ રોગી થઈ ગયા છે? કોણ કહે છે? તમે અમારા આશ્રમના આધુનિક કાલના શુક્રાચાર્યના શિષ્ય કચની છબી જોઈ નથી? જોવી છે? હું ધારૂં છું કે તમારે એ છબી મનપૂર્વક જોવી જોઈએ. તે દિવસે તમે આવ્યા હતા ત્યારે રાજેન બારણમાં ઉભો રહ્યો હતો, ત્યારે મને તો એમ જ લાગ્યું હતું કે જાણે સ્વર્ગમાંથી કચ ઉતરીને જ નીચે આવ્યો!"

કમલ બોલીઃ "લોકો કહે છે કે તમારો આશ્રમ હવે બરાબર ચાલતો નથી. એ વાત ખરી છે?"

"ખરી વાત છે. તમારી ટીકા આરામથી સહન થઇ શકી ન હતી. સતીશનો અહી આવવામાં એજ હેતુ છે. તેની ધારણા છે, કે તમે અસલ ભારતીય મહિલા નથી, તેથી ભારતના ગૂઢ સિદ્ધાંતો તમારા ખ્યાલમાં આવી શકતા નથી. એ આજ તમને સમજાવી દેવા માગે છે. જો કે તમે એ વાત સમજી શકો કે નહી તે માટે તો મને શંકા જ છે, તમે એ સિદ્ધાંત સમજો કે ન સમજો, એની અમને કાંઇ ચિંતા નથી. અજિતકુમાર ચતુર્વિધ આશ્રમનો કોઈ આશ્રમ ગ્રહણ કરવાના નથી, પરંતુ તેઓ તેમના દ્રવ્ય અને શરીરનો સદુપયોગ ભારતમાં સ્થળે સ્થળે આવા આશ્રમો સ્થાપવામાં કરનાર છે અને તેનું ગુરૂપદ સતીશબાબુ લેવાના છે. આ નવું કાર્ય શરૂ કરવાને ખાતર સતીશબાબુને અમારા આશ્રમમાંથી ફારેગ થઇ જવું પડયું છે."

કમલ જરા મોં મચકોડીને બોલીઃ "અજિતકુમારની દાનશીલતાને દબાવી દઈ શકે, એવી કોઇ શકિત આ જગતમાં તો નથી જ. પરંતુ સતીશબાબુ ભારતનો સનાતન આદર્શ મને સમજાવવા માંગે છે, તેથી સતીશબાબુને શું લાભ થશે? મેં તો કાંઇ હરેનબાબુને તેમનો ત્રૂટી ભર્યો આશ્રમ ભાંગી નાંખવાનું કહ્યું નહતું. ભારતવર્ષના આદર્શોને

બસ નથી, અમારે પોતે પણ એવાજ સંકટો ભોગવવા ઘટે છે. ઘણાં સંકટો વેઠવાથી જ ઘણી મોટી વસ્તુની પ્રાપ્તિ થાય છે. એજ આશ્રમ શિક્ષાનું ફળ છે અને મને તો લાગે છે, કે એમાં ઉપહાસ કરવા જેવું કશું જ નથી.

"હરેન્દ્રનો આશ્રમ છોડીને મારે બીજો આશ્રમ કેમ સ્થાપવો પડયો, તેનું હવે તમને કારણ કહું છું. આવો સખ્ત પરિશ્રમ ભર્યો કાર્યક્રમ હું હરેન્દ્રના આશ્રમમા પણ દાખલ કરી શકયો હોત, પણ છતાં ત્યાં મારે એક વાત સદૈવ યાદ રાખવી પડતી હતી, કે એ એક ગૃહસ્થનો તેની માલીકીનો જ વ્યકિતગત આશ્રમ હતો. હવે અમે જે નવો ભારત આશ્રમ સ્થાપ્યો છે, તો સમસ્ત ભારતની મુડી બની છે, એની ભાગ્યે જ કોઈ ના પાડી શકશે. કમલ! અમારા આશ્રમના જીવન તત્વો ત્યાગ, બ્રહ્મચર્ય અને સંયમ છે. એ આચરણો કાંઇ શકિતહીણોને સુલભ હોય એવા નથી. એ બળવાનને જ ઇષ્ટ વસ્તુ છે. જાતિનું સંગઠન કરવા આ બધા તત્વોની અનિવાર્ય જરૂર છે. આજના આવા કઠિણ યુગમાં પણ દેશ અને જાતિના ઉદ્ધાર માટે એવું ત્યાગી જીવન-આશ્રમવાસીનું જીવન, એ જ સારામાં સારૂં ઉપાદાન છે. મૃત્યુની સામે ઉભેલા જીવનનું અવલંબન કરવું, એ જ દેશોન્નતિનો માર્ગ છે. આશ્રમના આચાર અનુષ્ટાનોમાં અમને આવી જ દઢ શ્રદ્ધા છે અને અગારી એ શ્રધ્ધા સદા સર્વદા જાગૃત રાખવા માંગીએ છીએ. વેદ મંત્રોથી ગાજતા, હોમાગ્નિની શીખાઓથી પ્રકાશિત બનેલા, તપસ્વી ભારતને તેનું જાતિય જીવન પાછું મેળવી આપવાનું, જો કોઇ મૌલિક સાધન હોય, તો તે આ આશ્રમ જ છે. એવી ભાવનાથી જ આ આશ્રમ ઉભો કરવામાં આવ્યો હતો. એ મારો ઉદ્દેશ આજે પણ જેવો ને તેવો જ છે અને હું આજ એજ માર્ગ ભારતના ઉત્થાનનો સાચો માર્ગ છે, એમ હજી પણ માનું છું."

સતીશના શબ્દો પાણીની ધારાની માફક વહી જતા હતા. તેના શબ્દોમાં સત્યનું બળ રહેલું હતું. તે બોલતાં બોલતાં ચોંકી ગયો

અને જરા ધીરો પડયો. તેના આ ઉત્તેજના પૂર્ણ શબ્દો અજિત ધ્યાન દઈને સાંભળી રહ્યો હતો. અજિતને આ શબ્દોથી અપૂર્વ ઉત્તેજના પ્રાપ્ત થઇ અને તેનું હૃદય સતેજ બની ગયું હરેન્દ્રે આ પહેલાં તેના આશ્રમની વિરૂધ્ધમાં મજાકમાં કેટલીક ટીકા કરી હતી. તેનો જવાબ આપતા સતીશ બોલ્યો: "હરેન્દ્ર! હું કદાચ મરણ પામીશ પરંતુ મને વિશ્વાસ છે, કે મારા હાથે જે કાર્ય થશે, તે કદી મરણ પામવાનું નથી. આપણે તો પુર્નજન્મને માનવાવાળા છીએ. એ સત્યને આપણે કેવી રીતે ભૂલી જઇશું? તમે આશ્રમ ભાંગી નાંખવા ઇચ્છો છો, પણ નાશ થવો એમાં કાંઇ મહત્વ નથી. શું જેનો નાશ છે, તે ફરી જન્મ પણ ધારણ નથી કરી શકતું? તમે જ બોલોને હરેન્દ્ર!" કમલ તરફ જોઇને સતીશ બોલ્યો: "કમલ! તમે આશ્રમ જીવનના વિરોધી છો, પણ હું તમને પૂછું છું, કહો, તમેજ કયા કયા આશ્રમો તમારા જીવનમાં જોયા છે. વારૂં? કેટલા આશ્રમો સાથે તમે પરિચયમાં આવ્યા છો?"

કમલ બોલી: "ખરી રીતે તો મેં એક પણ આશ્રમ જોયો નથી અને પરિચય પાડયો હોય, તો તે પણ જરા તરા તમારા આશ્રમ સાથે જ પરતુ આ જગતની બધી જ વસ્તુઓ કાંઇ આપણે નજરે જોઈ શકતા નથી. તમારો આશ્રમ પણ મેં જોયો તો ખરો, પરંતુ તમારા આશ્રમમાં મહાન વસ્તુની પ્રાપ્તી માટે જે પ્રયત્નો થઈ રહ્યાનું તમે જણાવો છો, તે જોવાનું તો બાજુએ જ રહી ગયું હતું."

સતીશ બોલ્યો : "તમે હજી પણ અમારી વાતોને હસી જ કાઢો છો." સતીશના મોઢા ઉપર હવે મૂર્તિમંત ક્રોધ વ્યાપી ગયો. હરેન્દ્ર બોલ્યો : "કમલ મશ્કરી નથી કરતી, તેનો તો એવો સ્વભાવ છે."

સતીશ બોલ્યો : "સ્વભાવ! માત્ર સ્વભાવ જ છે. એવું કહેવાથી કાંઈ અંતર છુપાવી નહિ શકાય હરેનબાબુ! ભારતની પ્રાચીન સભ્યતા

એજ આપણું ધ્યેય છે, એજ આપણો માર્ગ છે, તેના પ્રત્યેની જ તેમની અશ્રદ્ધા આથી સ્પષ્ટ થાય છે, એવા સ્વભાવની ઉપેક્ષા કરવી, એ કાંઈ યોગ્ય નથી."

હરેન્દ્ર કમલને બતાવીને બોલ્યો : "આ સંબંધીનો વાદવિવાદ તો એમની સાથે વારંવાર થઇ ગયો છે. તેમનું કહેવું છે, કે ભૂતકાળની વસ્તુઓ પર શ્રદ્ધા રાખવી એજ મિથ્યા છે ભૂતકાળ રૂપે સમયનું પલટાવું, એ તો સમયનો સ્વભાવ છે. પરંતુ તે કાળને પૂજ્ય અપૂજ્ય માનવો, એ તો એ કાળની સંસ્કૃતિની ગુણ અવગુણોને જ આભારી છે. અમૂક કામ પ્રાચીન છે, એટલા જ માટે તે કાંઇ પૂજ્ય વસ્તુ બની જતી નથી."

સતીશ ક્રોધથી સળગી ઉઠ્યો. તે બોલ્યો : "હરેન્દ્ર ! મને લાગે છે, કે તમે પણ નાસ્તિકતાની ખીણમાં ગબડી પડો, એવો દિવસ હવે કાંઈ બહુ દૂર રહ્યો નથી."

હરેન્દ્ર બોલ્યો : "તમે જાણો છો ને કે આજે તો હું નાસ્તિક નથી. પછી તમારા આ શબ્દો ઉચિત નથી. અપશબ્દોથી સામા માણસનું અપમાન કરી શકાય છે ખરૂં, પરંતુ તેથી આપણા વિચારની કાંઈ પ્રતિષ્ઠા નથી વધારી શકાતી."

સતીશને આ શબ્દોથી સહેજ શરમ ઉપજી તે બોલ્યો: "હું તમારૂં અપમાન કરવા ચહાતો નથી હરેનબાબુ ! તમે જાણો છો, કે તમારા તરફ મને ભારે પ્રેમ છે, પણ તમે ભારતના એ શાશ્વત કીર્તિધન જેવા તેના ભૂતકાળના આદર્શો તરફ અવિશ્વાસ દર્શાવો છો; તે જોઇને તો મને ભારે દુઃખ જ થાય છે. જે દિવસે ભારત તેના એજ પ્રાચીન આદર્શોને અત્યંત પ્રેમપૂર્વક અમલમાં મૂકી રહ્યો હતો, તે દિવસે તે એક મહાન દેશ અને મહાન પ્રજા તરીકે જગતની સામે ઉભો હતો. ભારતે એ આદર્શ છોડયા, એટલે જ તેનું પતન થયું. શું આ એતિ-

હાસિક સત્યને કોઇપણ માનવી ઇન્કાર કરી શકે એમ છે કે? હું એ વાત સુવર્ણાક્ષરે કોતરાવી દેવા માગું છું, કે જે આદર્શ ભારતના લોહીમાં વ્યાપી ગયો છે, એજ આપણો પ્રાચીન આદર્શ, એ સાચી ચીજ છે. જો આપણે મોતમાંથી બચી જવું હોય અને આપણું એ મહાન પદ પાછું મેળવવું હોય, તો એ પ્રાચીનતાને અનુસરવા સિવાય મને તો બીજો એક પણ માર્ગ દેખાતો નથી બાપુ!"

હરેન્દ્ર બોલ્યો : "બીજો ભારતના ઉદ્ધારનો કોઈ માર્ગ જ નથી, એ તો તમારો અભિપ્રાય છે, એટલે એ અભિપ્રાયનું મોટું મૂલ્ય ફક્ત તમારે માટે તમે આંકી શકો છો. એક દિવસે આજ પ્રશ્નની ચર્ચા નીકળતાં કમલ બોલી, હતી કે જગતનો અતિ પ્રાચીચીનકાળ વિરાટ દેહરૂપે હતો. તેનામાં વિરાટ ક્ષુધા, એજ આ સૃષ્ટિનું સાચું ઉપદાન હતુ. પરંતુ એક દિવસ એજ દેહ તેની ક્ષુધાને લીધે મૃત્યું પણ પામવાનો છે. એક દિવસ જે તત્વ સૃષ્ટિના ઉત્પત્તિનું કારણ હતું, તેજ તત્વ એક દિવસ તેના નાશનું પણ કારણ થવાનું છે. પૃથ્વીના એજ હાડકાનુ આજે જમીનના રૂપમાં રૂપાંતર થઇ ગયું છે અને એ જમીન ભુસ્તરશાસ્ત્રીઓ માટે શોધખોળનું એક સાધન બની છે."

સતીશ બોલ્યો : "તો શું આપણા પૂર્વજોના આદર્શો ખોટા હતા? તેઓ સત્ય શોધી શકયા ન હતા?"

તે દિવસને માટે જે સત્ય હતું, તે સત્ય તેઓ શોધી શકયા હતા અને તેથી જ તેઓ મહાન હતા, પણ તે દિવસના આદર્શો તેજ આજના યુગના આદર્શો છે, એમ તો બને જ નહિ"

સતીશ બોલ્યો : "અફસોસ હરેન્દ્ર! આ તમારા શબ્દો, એ તમારી આજની પશ્ચિમની કેળવણીનું જ પરિણામ છે. બીજું કાંઇ નથી હરેન્દ્ર?"

હરેન્દ્ર બોલ્યો : તેમ હોવું સંભવિત છે, પરંતુ તેમાં કાંઇ શરમ નથી. આજનું શિક્ષણ આજની જરૂરિઆતોને પોષવાના માર્ગો બતાવતું હોય તો એ શિક્ષણ આજના યુગને માટે નકામું છે. એમ તમે કેવી રીતે કહી શકો ?"

સતીશ ઘણીવાર શાંતિથી બેસી રહ્યો તે પછી તે બોલ્યો : શરમ તો હજારગણી છે હરેન ! ભારતનું જ્ઞાન, ભારતના પ્રાચીન આદર્શો, એજ સગળું ભારતના પ્રાણરૂપ છે. એજ આદર્શ એજ પ્રાણ, અને એ તત્વને છોડી દઇને કદાચ દેશને સ્વરાજ પણ મળે, તો એ સ્વરાજથી ભારતનો શુક્રવાર વળવાનો નથી ભાઇ ! શુક્રવાર વળશે પશ્ચિમની સભ્યતાનો અને પશ્ચિમની નીતિરીતિનો ! ભારતનો તો એમાં પરાજય છે. એ પરાજય કરતા—એવા સ્વરાજ કરતા તો મોત આવે એજ વધારે બહેતર છે"

સતીશના શબ્દો પરથી લાગતું હતું કે તેના વિચારોની સત્યતા દર્શાવવા પાછળ તેનું હૈયું વલોપાત મચાવી રહ્યું હતું. હરેન તે જોઇને મુંગો બેસી રહ્યો. કમલ અતિશય સ્વાભાવિકતાથી બોલી : 'સતીશબાબુ ! આપણા પ્રાચીન જીવનને આપણે હવે આપણે પોતાને હાથે જ તેલાંજલી આપી દેવી ઘટે છે. તમે ફકત પ્રાચીન વિશેષતા તરફ જુઓ છો, પણ તમારે સમજવાની જરૂર છે, કે એ વિશેષતાને માટે કાંઇ માણુસ સરજાયો નથી પરંતુ માણુસોને ખાતર જ એ વિશેષતાને અપનાવી શકાય એમ છે અથવા તેનું મહત્વ ઠરાવી શકાય એમ છે. પ્રાચીન આદર્શોનો મહિમા ગાતા ગાતા કદાચ માણુસને પોતાને જ મરી જવું પડતું હોય, તો પછી એ મહત્તાને શું રોવી છે ? નવીનતાને અપનાવવી, એમાં ભારતવર્ષનો વિજય ભલે ન હોય પણ તેમાં માનવતાનો વિજય તો છુપાયો જ છે ને ! પશ્ચિમની સભ્યતાને અનુસરવાથી સ્વરાજ મળે અને લાખો નરનારીઓ સ્વતંત્ર થાય. તો એ વિજય કાંઇ જેવો તેવો ન ગણી શકાય ? તમે આજના તુર્કસ્તાન તરફ જ નજર

કરીને. તે જ્યાં સુધી તેના જુના આદર્શોને વળગી રહ્યું હતું, ત્યાં સુધી પરાજય તેના માથા સાથે જડાએલો જ હતો. તેણે એ જુના વિચારો ફેંકી દીધા તેની સાથે તેની પરાધિનતા પણ ફેંકાઇ જ ગઇ ને."

સતીશ બોલ્યો : "તે ખરૂં છે. પરંતુ તેથી કાંઇ એમ નથી ઠરતું, કે પશ્ચિમે માનવ સભ્યતાના શેષ પ્રશ્નનો જે જવાબ આપ્યો છે, તે જવાબ ચીરકાલને માટે સાચો છે. પશ્ચિમની સભ્યતાનો પણ એક દિવસ નાશ નથી થવાનો, એમ કોણ કહે છે?"

"એ સંભવિત છે, હું પણ માનું છું કે એ સભ્યતાનો પણ જરૂર નાશ છે જ. પણ તેથી એ સંસ્કૃતિને ધિક્કારવાનું કાંઇ કારણ નથી. ભૂતકાળનું જે હોય, તે ભૂતકાળનું જ છે માટે તેની કિંમત નથી. આજના પ્રશ્નોને આજે જે આદર્શ છોડાવી શકે, તેજ આદર્શની આજે તો મહત્તા છે જુઓ : એક વખત શકો, હુણો, તાતારો ભારત વર્ષ પર ચઢી આવ્યા હતા, પણ તેમણે આપણી સભ્યતા પચાવી ગઇ હતી. કહો વારૂ, એનું કારણ તમારારા ખ્યાલમાં શું આવે છે? પણ પછી જે મુસલમાનો આવ્યા, તેને આપણે પચાવી ન શક્યા, એનું કારણ શું હતું? ભારતે એક દિવસ આ પ્રશ્નનો જવાબ આપવો જ પડવાનો છે, પણ એ વાત દૂર મૂકો. મને તો લાગે છે, કે ભારત આજે પશ્ચિમના જ્ઞાનવિજ્ઞાન અને અભ્યતાને ગ્રહણ કરે, તેથી ભારતવાસીઓની પ્રાચીનતા પરત્વેની પ્રીતિને ભલે હાની થાય, પણ તેથી તેમના હીતને તો હાની નહિ જ થાય."

"ભારત સ્વત્વ તજીને યુરોપની સભ્યતાને અપનાવી લે, એને હું તો ભારતનો સર્વનાશ જ માની લઉં છું. ઓહ! આજે પણ ઘણા બંગાળીઓ વિદેશીજ્ઞાન, વિદેશીવિજ્ઞાન, વિદેશીદર્શન, વિદશીસંસ્કૃતિને અપનાવીને પોતે સત્ય ભ્રષ્ટ, અને આદર્શભ્રષ્ટ બન્યા છે અને તેમણે આપણું તે સઘળું તૂચ્છ છે, એવું માનીને જોરશોરથી વિદેશીય શીક્ષા દિક્ષાનો પ્રચાર જ શરૂ કર્યો છે. એ કાર્ય સંપૂર્ણ નિંદનીય છે અને એ

સભ્યતા ભારતના આત્માનો સંપૂર્ણ નાશ કરે છે. અમે તો એને બે હાથે નમસ્કાર જ કરીએ છીએ."

અજિત બોલ્યો : "પણ ઘણા લોકો જ્યારે ખ્રીસ્તિ બની જશે, ત્યારે જ આ પ્રશ્નનો ઉકેલ આવી જશે." અજિત આટલું બોલીને કમલની સામે જોઇ રહ્યો આ શબ્દો સાંભળી કમલની આંખોમાં આનંદ ઉભરાઇ આવ્યો નહિ, પણ તિરસ્કારથી તેના નેત્રો ભરાઇ ગયા. અજિતે હરેનને ઉદ્દેશીને કહ્યું, "કહેવાતા સુધારકો ભૂત છે, એમ માનતા નથી પણ તેઓ ભૂતકાળથી બીએ છે ખરા, તેઓમાંના તમે છો. આ દેશમાં આશ્રમો સ્થાપવાને માટે કદી પૈસાની ખેંચ પડવાની નથી. તેમજ નિર્ધન છાત્રોનો પણ તોટો પડવાનો નથી. એટલે સતીશબાબુ તમને છોડી જઇ બીજે આશ્રમ સ્થાપશે, એતો ઠીક છે, પણ તેનો વિયોગ તમને સાલ્યા વિના રહેવાનો નથી."

કમલ બોલી : "મારા પિતા ખ્રિસ્તિ હતા. પરંતુ ખ્રીસ્તિઓની સંખ્યા વધારવાનો પ્રયત્ન તો તેમણે પણ કર્યો નહતો અને મેં પણ કર્યો નથી. તેમને તેનું પ્રયોજન જણાતું નહતું. મને પણ તેનું પ્રયોજન જણાતું નથી. મને તો લાગે છે, કે આખી જિંદગી માટે આપણે ધર્મને જ ભૂલી જવાની જરૂર છે."

કમલના આ શબ્દો સતીશથી સહન કરી શકાયા નહિ અને એકદમ ક્રોધાવેશથી સળગી જતો, બહાર ચાલ્યો ગયો. હરેન્દ્ર ત્યાં વ્યાપી ગએલી ગ્લાનિના વાતાવરણને દૂર કરવાના ઉદ્દેશથી બોલ્યોઃ કમલની દેહ ભારતવાસી છે, પણ તેમના વિચારો તો પશ્ચિમના છે. અને તેથી જ ભારતના આદર્શોને તેઓ જોઇ શકતા નથી. તેમણે યુરોપી આદર્શોને પકડી લીધા છે, પરંતુ તેઓ ગ્રહણ કરી શકતા નથી."

કમલ બોલી : પણ હું તો વિલાયતી આદર્શો પણ પરિવર્તનશીલ છે એમ માનું જ છુંને."

હરેન્દ્રે કહ્યું: "એ વાત હવે જવા દો, આશ્રમને બરખાસ્ત કરી નાંખવાનું જ હવે મેં નક્કી કરી નાંખ્યું છે. મને એમ લાગે છે, તે ભારતનો પ્રાચીનકાળ પાછો લાવવાની વાતો કરવી, એ હવે તો મિથ્યા છે. માત્ર હવે સ્વદેશની મુક્તિ માટેનું–સ્વરાજ્ય પ્રાપ્તિ માટેનું જ શિક્ષણ છાત્રોને આપવું, એજ કલ્યાણકારી છે. પરંતુ જે અનાથ બાળકોને સતીશ તેમનું ઘર છોડાવીને આશ્રમવાસી બનાવવા લઇ આવ્યા હતા, તેમનું શું કરવું, એ મારે મન ગૂઢ પ્રશ્ન છે. તેમને સતીશની સાથે જ વિદાય કરી દેવા, એ પણ અયોગ્ય છે."

કમલ બોલી: "તમારો એ ભય પણ ખોટો છે. અનાથ અને ગરીબ વિદ્યાર્થીઓ દરેક દેશમાં હોય છે. પણ તમે તેમને જેવું મહત્વ આપો છો, તેવું મહત્વ તેમને કોઈપણ દેશમાં આપવામાં આવતું નથી."

હરેન્દ્ર બોલ્યો: એવા વિચારોથી એ છાત્રોને વિસરી જવા જેવું નથી કમલ! માસ્તરો રાખીને તેમને ભણાવવા એ સહેલું છે. મારો પ્રશ્ન એ છે, કે તેમને આશ્રમજીવનનું જે શિક્ષણ આપવામાં આવે છે, તે તેમનું મનુષ્યત્વ જાગૃત કરે એવું છે કે કેમ, અને તે શિક્ષણ ચાલુ રાખવું કે બંધ રાખવું આ બે પ્રશ્નો મને ગુંચવે છે."

કમલ બોલી: "હરેન્દ્ર! મને તો તમારો આશ્રમ અને તેનું શિક્ષણ એ કેવળ માત્ર ઢોંગ લાગે છે, મેં જે આશ્રમજીવન તે દિવસે જોયું હતું, તેથી છાત્રોને માનવી સભ્યતાનું શિક્ષણ મળતું હોય એમ હું તો માનતી નથી. હું તો એમ માનું છું, કે આત્મવિકાશ જેનાથી થઇ શકે છે, તેજ સાચું શિક્ષણ છે. ચીન દેશમાં સ્ત્રીઓના પગ બાંધીને તેને ટૂંકા બનાવી દેવામાં આવે છે અને એવા પગ ઉપર પુરુષો ખુશ થાય, એ વાત સહન કરી શકાય એવી છે, પરંતુ જ્યારે એ સ્ત્રીઓ પોતાના પગની ટુંકાશ પર વારી જાય છે, ત્યારે તો મને તેમના અજ્ઞાનની અવિધિ જોઇને હસવું જ આવે છે. તમે આશ્રમ ચલાવો છો અને છાત્રોમાં ભારતની પ્રાચીન આદર્શો જાગૃત કરવા આશ્રમજીવન જીવવાની

ફરજ પાડો છો, એ તમારા કાર્યથી તમે રાજી રહો, એ સમજી શકાય એવું છે, પણ હવે છાત્રોની શી સ્થિતિ છે તે જુઓ. મેં આશ્રમમાં છાત્રોને પૂછ્યું હતું, કેમ મિત્રો, તમે કેમ છો ?" છાત્રોએ મને જવાબ આપ્યો હતો. "ઘણા આનંદમાં છીએ" આ જવાબ શું બતાવે છે? તેઓ માત્ર જે સ્થિતિમાં છે, તેને જ સંપૂર્ણ માની લે છે. પોતાની સ્થિતિનો અભ્યાસ કરીને, તેમાંની ત્રુટી શોધી કાઢી. તે સામે પોકાર ઉઠાવવાની તો તેમની વૃત્તિ જ નથી. તેઓ મોઢે પોતાની સ્થિતિને માટે સંતોષ દર્શાવતા હતા, પરંતુ તેમના અંતરમાં તો એ કડક આશ્રમ જીવન તરફ ભારે વિરોધ જ હતો."

હરેન્દ્ર બોલ્યો: "છાત્રોની વાતો જવા દો. પણ સતીશ, રાજન વગેરે તો યુવક હતા, અને તેઓ શ્રધ્ધાથી જ આશ્રમ જીવન ગાળી રહ્યા હતા. તેમને કાંઇ થોડો જ આશ્રમ પરત્વે અવિશ્વાસ હતો ?"

કમલ બોલી: "રાજનને તમે સમજી શક્યા નથી. તેના યૌવનને તો વૈરાગ્યે કરમાવી જ નાંખ્યુ હતું યૌવનની આશા અને ઉમેદોને સંયમથી મારી નાંખવામાં આવે, એમા તે લાભ શું બન્યો છે; તે તમે જ જાણો.

હરેન્દ્રે કહ્યું, "ખોટું ન લગાડશો પણ કમલ ! તમારા રક્તમાં ત્યાગના તે અંકુરો જ નથી તેમ હોવું શકય છે, કારણ કે તમારા પિતા યુરોપીયન હતા. તેમના હાથે જ તમારૂં શિશુજીવન ઘડાયું હતું. મને તો એમ લાગે છે, કે યુરોપની ગોરાશ તમે ગ્રહણ કરી છે પરંતુ બીજુ કાંઈ તમે તેની પાસે ગ્રહણ કરી શકયા નથી. માત્ર યુરોપની સંસ્કૃતિને મહાન માનીને, તેના ગુણ ગાવાનું જ તમને આવડે છે. અને એ સંસ્કૃતિ ભોગ એ જ જીવનનું મહાન કાર્ય છે એમ શીખવે છે."

કમલ બોલી : આ તમારૂં બોલવું મિથ્યા છે. કોઇ પણ જાતિ માત્ર ભોગ ભોગવીને મહાન થઈ નથી. જો યુરોપની સંસ્કૃતિમાં પણ

માત્ર ભોગનીજ મહત્તા હોત, તો તો યુરોપ આજની મહાન સ્થિતિ ઉપર આવી શકયું ન હોત મુસલમાનોએ એજ ભૂલ કરી હતી. તેમણે ત્યાગને ભૂલીને ભોગનેજ અપનાવી લીધો હતો, પરિણામે ત્યાગ અને ભોગ બંને તેમના હાથમાંથી નાસી ગયા હતા. જે દેશ આ ભૂલ કરશે, તે મરશે. પશ્ચિમને તમે નિંદો છો, પણ પશ્ચિમમાં એ, માણસોજ વસે છે, એ તમે કેમ ભૂલી જાઓ છો? તેમના ભોગોજ ફકત આપણે છીએ, પણ તેમનો ત્યાગ જોતા નથી અને તેથીજ તેમને નિંદીએ છીએ."

હરેન્દ્ર બોલ્યોઃ "કમલ! તમે તમારે ઠીક લાગે તે કહો. અમારો તો વિશ્વાસ છે; કે અમારો ભારત એક કાળે જગતનો ગુરૂ હતો અને જગતના અનેક પૂર્વાચાર્યોને આ ભારતે જ્ઞાનધનની ભેટ આપી હતી, ભારત, જરૂર એ એકવાર પાછો જગતગુરૂનું સ્થાન ગ્રહણ કરશે જ કરશે, અમારી આ શ્રદ્ધા અચળ છે."

"ભૂતકાળમાં ભારત જગતગુરૂ હતો અને ભવિષ્ય કાળમાં તે પાછો જગતગુરૂ થશે, પણ તેથી ભારતની વર્તમાનકાળની જરૂરિઆતો કેવી રીતે પુરી થશે?"

હરેન્દ્રે જવાબ આપ્યોઃ "આપણો પરિચય કોઈ અભાગીપળે થયો હોય એમ લાગે છે. ચાલો નમસ્કાર, હું જાઉં છું" એમ કહી તે ગંભીર મુખે ત્યાંથી ચાલ્યો ગયો



[ ૨૬ ]

**આ** દસ દિવસ પછી કમલ આશુબાબુને મળવાને આવી. જેને ખાતર આ આખ્યાયિકા લખાઇ છે, તેના જીવનમાં હમણાં એક મહત્વનો ફેરફાર થઇ ગયો છે. એ ફેરફાર જેમ ઓચિંતો ન હતો, તેમ તે અનપેક્ષિત પણ ન હતો.

કમલ આવી ત્યારે આશુબાબુ તેમની ખુરસીમાં લાંબા થઇને સુતાં હતા ઘરમાં બીજું કોઇ હતું નહિ. કમલ પડદો સરકાવીને અંદર પેઠી. પડદાના અવાજથી આશુબાબુ ઉઠીને બેઠા થયા અને બોલ્યા: "આવો મા! આવો."

કમલને આશુબાબુની સામે જોતાં જ જાણે એક ભયંકર ઘા લાગ્યો તે બોલી: "આ શું કાકાબાબુ! તમે તો કાંઇ પહેલાં કરતા વધારે ઘરડા થઇ ગએલા જણાઓ છો."

"એ તો ભગવાનનો આશીર્વાદ છે કમલ! હવે ઘરડો પણ થયો છું અને જીવનનો અંત પણ આવ્યો હોય, એમ લાગે છે મા! મારે માટે હવે આગ્રા છોડી જવાનો વખત આવી પહોંચ્યો છે. કાલ પરમે ચાલ્યો જઇશ. હવે કયાં મળીશું, કયારે મળીશું, તે તો ભગવાન જાણે. પણ મને એટલો વિશ્વાસ છે કે તું મને ભૂલી જશે નહિ."

કમલ બોલી: "કદી ભૂલીશ નહિ, અને આપણો મેળાપ પણ વળી થશે. તમે આજે પણ આ દેશમાં છો તો ખરા, પરંતુ આપનું

મન તો ઘણા સમયથી આ દેશ છોડીને ચાલી ગયું હોય, એમ અમે મકાનમાં આવતા વાર જ લાગ્યું હતું. તમારી ઇચ્છા જવાની જ હોય, તો તમને અહીં પકડી રાખી શકાવાના નથી. તમે ક્યાં કલકત્તે જશો ?"

"ના કલકત્તે નહિ, હવે તો મારે એનાથી પણ વધારે દૂર જવાનો વિચાર છે. મારા જુના અંગ્રેજ મિત્રોની વાતો મેં વારંવાર તમારી આગળ કરી છે. જો જીવન કાયમ રહ્યું, તો વિલાયત જઇ, તેમને મળવાની ઇચ્છા છે. તમારે અહીં કંઇ કામકાજ નથી કમલ ! તમે મારી સાથે વિલાયત આવશો ? જો હું અહીં પાછો નહિ ફરૂં, તો તમે અહીં આવીને મિત્રોને મારી ખબર તો પહોંચાડી શકોને. તમારે ગભરાવવાની જરૂર નથી. તમારે મારી ઉઠવેઠ નહિ કરવી પડે. હું તમારી પાસે વૈતરૂં કરાવીને મારે માથે તમારા રૂણનો બોજો વધારવા માગતો નથી."

કમલ બોલી : નીલિમા કેમ દેખાતા નથી, તેઓ કયાં છે ?"

તેઓ ઘરમાં જ હશે, કાલ સવારથી મેં તેમને જોયા નથી. એમ ખબર મળી છે, કે હરેન્દ્ર આવીને તેમને પોતાને ત્યાં લઇ જવા માંગે છે."

"કયાં આશ્રમમાં ?"

"આશ્રમ હવે રહ્યો નથી."

'કારણ ?"

"આશ્રમના ચાલક સતીશબાબુ છાત્રોને લઈને બંગાલ ચાલ્યા ગયા છે. હરેન્દ્રએ હવે ફકત તેના ખાસ આશ્રિત એવા અનાથ ચાર પાંચ છોકરાઓને જ પોતાને ત્યાં રાખ્યા છે, હરેન્દ્ર એ છાત્રોને પોતાના આદર્શોને અનુકૂળ બનાવવા માંગે છે. નીલિમા પણ ઘણા દિવસથી અન્યમનસ્ક જેવી જ રહે છે. મેં વિલાયત જવાની ગોઠવણ કરી છે, અને તેને લગતી તૈયારીઓ કરવાની આજ્ઞા મેં મારા કલકત્તાના

મુનિમને આપી દીધી છે. મેં મારા અંતિમ વીલનો મુત્સદ્દો પણ તેમના ઉપર મોકલી આપ્યો છે. એજ હવે મારૂં છેલ્લું વીલ છે. મારા ધારાશાસ્ત્રી એ વીલ જોઈને, તેને સંપૂર્ણ બનાવીને પાછું મોકલી આપશે. તેના પર મારી સહી થશે કે હું વિલાયત ઉપડી જઈશ. પરમ દિવસે ઓચિંતી નીલિમા બેભાન બની ગઇ હતી. મેં મારા વિલાયત પ્રયાણનો કાગળ મારા મુનિમ ઉપર લખ્યો હતો તે નીલિમાને મેં વાંચી સંભળાવ્યો. એ સાંભળતાં જ તે બેભાન થઈને પડી ગઈ ન હતી. મેં એને શુદ્ધિમાં લાવવા પ્રયત્નો કર્યા હતા. પાછળથી તે શુદ્ધિમાં આવી હતી, છતાં તેની તબિયત એકદમ સુધરી ન હતી તે ઉઠતાં વારને રડી ઉઠી. તેનું રડવું પણ અત્યંત ભયંકર હતું, એ માત્ર રડવું ન હતું. તે રડતા રડતા ભારે ચીસો પાડી રહી હતી. એની આ સ્થિતિ જોઇને હુ પણ થંભી ગયો. નીલિમા ઉઠીને એકદમ ઉભી થઇ ગઈ અને તે દોડવા મંડી ગઇ. ઉભી થઇને તે તરતજ બહાર ચાલી ગઇ. ન તો તે કાંઇ બોલી: ન તો હું કાંઇ બોલ્યો, બસ ત્યારથી મે તેને જોઇ નથી.”

કમલ બોલી: “તમે પહેલાં કોઇવાર તમારા વલાયત જવાની વાત તેને કરી ન હતી ?”

આશુબાબુ બોલ્યા : “ મારા કહેવાથી તેને આવો સખ્ત આઘાત લાગશે, એવું મેં માન્યું ન હતું. પણ નીલિમાની પ્રકૃતિ જ હમણા હમણા એવી થઇ ગઇ હતી. વેલાએ તેના ધણીનો ત્યાગ કર્યો હતો, અને તેમ કરવામાં મે સંમતિ આપી હતી, એવું મારાથી બોલાઈ જવાયું હતું, એ દિવસે પણ નીલિમા મારા ઉપર ચીડાઈ ગઇ હતી. વેલાનું બોલવું પણ એને રૂચતું નહોતું. પોતાના સ્વામીને જગતની સામે લજ્જિત કરીને, દાવો માંડીને, તેનો ત્યાગ કરવો, એ નીલિમાને પસંદ નહોતું. તે કહેતી કે પતિનો ત્યાગ કરવો, એમા સ્ત્રીજીવનની મહત્તા નથી; પરંતુ કુમાર્ગે ગએલા પતિને સુમાર્ગે લાવી, તેનો પાછો સ્વીકાર કરી લેવો, એમાં જ નારીજીવનની સાર્થકતા છે... અપમાનનો

બદલો લેવામાં સ્ત્રીની વાસ્તવિક મર્યાદાનો જ નાશ થાય છે, કારણ કે અપમાન સહન કરતા સુરક્ષિત પાર ઉતરવું, એજ સ્ત્રીઓની કસોટી છે અને એ પરીક્ષા પસાર કરવામાં જ સાચા પ્રેમનું રહસ્ય સમાએલું છે. નીલિમાના આ વિચારો શું આત્મસન્માનને યોગ્ય હતા? જેને પોતે તિરસ્કારી દુર કર્યો છે, તેની પાસેથી સ્ત્રીઓ ભરણપોષણને માટે પૈસા માગવા એ શું યોગ્ય છે? એના કરતા તો ગળે દેવાનો ફાંસો પણ કેમ નહિ વધૂ સારો ગણાય? તેના ઉપલા શબ્દો સાંભળી મને લાગ્યું, કે તે વેલાને અપમાનિત કરી રહી છે. નીલિમાના એ શબ્દો તે દિવસે મને સાલતા હતા ખરા, પણ આજે તો મનેય લાગે છે, કે એકનિષ્ઠ પ્રેમ એજ સાચી વાત છે, અને તેજ ખરૂં તત્વ છે. રૂપ, યૌવન, સન્માન, ધન, એ બધું તો ઠીક છે. એનો કશો અર્થ જ નથી. પ્રેમ એજ બધાનો પ્રાણ છે."

કમલે કાંઈ જવાબ ન આપ્યો. તે મુંગી મુંગી આશુબાબુની સામે જોઈ રહી.

આશુબાબુ બોલ્યા : "કમલ! તમેજ નીલિમાના આદર્શ છો, પણ કેટલીક બાબતોમાં તો તે તમારા વિચારની પણ હવે ઉપરવટ થઈ ગઈ છે. હવે તો એવું બન્યું છ, કે ચંદ્રના કિરણો, સૂર્ય કિરણોને પણ દબાવી રહ્યા છે, મેં આ છેલ્ના બે દિવસો તો ઘણીજ ભયંકરે રીતે પસાર કર્યા છે અને એ બે દિવસમાં તો મેં બસો વરસો જેટલા વિચારો વિચારી નાંખ્યા છે. સ્ત્રીનો પ્રેમ મેં અનુભવ્યો છે, તેનો સ્વાદ મેં ચાખ્યો છે, એ પ્રેમનું સ્વરૂપ મેં જાણ્યું છે, પરંતુ મેં જાણેલું સ્વરૂપ એ સ્ત્રીના પ્રેમની માત્ર એકજ દિશા છે, એ નવીન તત્વ આજ પહેલ-વહેલુ જ મારા જાણવામાં આવ્યું છે, અને તેથી એ નાગી પ્રેમને પણ હવે તો હું નમસ્કારજ કરૂં છુ મા!"

કમલ બોલી : "ધન્યવાદ! પતિ પ્રેમના એક માત્ર તોફાને તમારા

જીવનને અંધકારમય બનાવી દીધું હતું, એ અંધકાર હવે ધીમે ધીમે પાછો હઠતો જાય છે, અને ત્યાં પ્રકાશ ફેલાતો જાય છે, એ આનંદની વાત છે."

આશુબાબુ બોલ્યા : "મણિને મેં ક્ષમા કરી દીધી છે. તેના ભાગ્યમાં દુઃખજ લખવામાં આવ્યું હશે, તો હું તેને કેમ મટાડી શકવાનો હતો? હું તેના લગ્નમાં હવે અનુમતી આપવાનો નથી, તેમ વિરોધ પણ કરવાનો નથી. તેનું લાગ્યું તે ભોગવશે!" આશુબાબુ બોલતા બોલતા ગળગળા થઇ ગયા.

કમલ બોલી : "પણ નીલિમાદીદીને માટે શું વિચાર કર્યો છે?"

આશુબાબુ એકદમ ખુરસીમાં ઉઠીને બેઠા થઇ ગયા. તેઓ બોલ્યા, "હા, કમલ! મને લાગે છે. કે નિલિમા એક નિર્ભાગી રમણી છે. આજે તેને માટે ઉભા રહેવાનું પણ કોઇ સ્થાન નથી. જો તે આજે કોઇને ચાહતા શીખી હોત, તો તેને આવી વિપત્તિમાં ન ઉભા રહેવું પડત, પણ તે ચહાતા શીખી નથી, એ તેની ભૂલ છે."

"તો તે હજી પણ કોઇને ચાહી શકે છે! પણ હુ તમને એમ કહું છું, કે તમારે નીલિમાને એકલીનો જ પ્રશ્ન વિચારવાનો નથી. નીલિમાના જેવી બધી જ સ્ત્રીઓનો પ્રશ્ન તમારે વિચારવાનો છે."

"એ પ્રશ્ન વિચારવો અમારી દૃષ્ટિથી અશક્ય છે. અમારી વાતો અને અમારો આદર્શ તમારા સમજવામાં નહિ આવે કમલ! કારણ કે તમારા અને મારા જીવનના સંસ્કારો જુદા છે. કારણ કે તમારા અને મારા જીવનના સંસ્કારો જુદા છે, તમે આ જીવનને માનવ આત્માનું સર્વસ્વ માનો છો, અમે તેમ માનતા નથી. અમે તો માનીએ છીએ, કે આ જન્મમાં જે પ્રાપ્ત કરવાનું રહી જાય છે, તે આવતે જન્મે મેળવી શકાય છે."

કમલ બોલી : "તમારી આ વાતો માગથી તો માની શકાય એમ નથી. આ જન્મે જે મેળવવાનું છે, તે છોડી દઇને, તેને માટે આવતા

જન્મ સુધિની વાટ જોવી, એ મારે હિસાબે તો મુર્ખાઈ છે. માનવપ્રયત્નથી, જે આ જન્મે મળી શકે છે, તેને જ હું તો સત્ય માનું છું. આવતા જન્મમાં ભારે સુખો મેળવવા ખાતર, આ જીવનના સુખોનો ત્યાગ કરવો, એને હું ઢોંગ માનું છું. આજ કારણને લઈને, તમે તમારી જીંદગી આનંદ વિહોણી–સ્ત્રી વિનાની અને એકલવાયી ગાળી નાંખી છે. નિલિમા હવે મને મળશે કે નહિ, તે હું જાણી શકતી નથી, પરંતુ જો તે મને મળશે તો તેને પણ હું તો એજ વાત કહીશ."

કમલ જવા માટે ઉભી થઈ. આશુબાબુ બોલ્યા : "તમે જાઓ છો, બહેન ! તમે જવા માંગો છે, એ વિચારથી મારા અંતરમાં ભારે શોક થાય છે."

કમલ પાછી બેઠી, તે બોલી: "પણ હું તો તમને કોઈપણ રીતે આશ્વાસન આપી શકું એમ નથી કાકાબાબુ ! તમે મન અને શરીરથી પીડીત છો, તે વખતે તમને શાંતિ આપવાને બદલે મારા વિચારોતો તમને આઘાત જ આપી રહ્યા છે. એ પ્રસંગે તમે મારો આદર કરો, એ મિથ્યા છે. અલબત્ત મારા વિચારો જુદા છે, પણ છતાં હું તમને ખૂબ ચાહું છું, એ વાતની તમે ખાતરી રાખજો."

"નીલિમાનો પ્રશ્ન પણ મને ભારે સંતાપ આપનારો છે. એનું હૃદય કેવું છે, તે હું જાણું છું !"

કમલ હસતાં હસતાં બોલી : "તમારાથી કોઈ વાત છુપાવવા જેવી તો નથી આશુબાબુ. પણ કેટલીક વાત એવી છે, કે ન છુપાવા જેવી હોવા છતાં પણ, તમારાથી છુપાવવી પડે છે, નીલિમાને ઓળખવી મુશ્કેલ છે. જેણે નાનપણથી જ એનું જીવન જોયું–જાણ્યું છે અને જેઓ એની સાથે રહ્યા છે. તેઓ જ એને ઓળખી શકે શકશે."

"ત્યારે શિવનાથ માટે તમે શું અભિપ્રાય આપો છો ?"

"જે દિવસથી મેં શિવનાથને તેના સાચા સ્વરૂપમાં ઓળખ્યો

છે, તે દિવસથી મારો ક્ષોભ–અભિમાન દૂર થઇ ગયાં છે અને હવે મારા હૈયાગાં તેને માટે માત્ર શોકજ બાકી રહ્યો છે. શિવનાથમાં ગુણી-પણું છે, શિલ્પીપણું છે અને કવિપણું છે, પરંતુ તેનામા એકજ મોટો અવગુણ છે, તે એ છે, કે તે કોઇના પર ચીરસ્થાયી પ્રેમ રાખી શકે એમ નથી જ. સ્ત્રીઓ તો એને માટે એક ખાસડું છે. એ જો કોઇને ચહાતો હોય, તો માત્ર પોતાની જ દેહને! ભમરાની માફક સ્થળે સ્થળે પુષ્પ શોધતા રખડતા ફરવુ. એ તેનો સ્વભાવ છે. સૂર્યાસ્તના સમયે આકાશનો જેવો રંગ હોય છે, એ રંગ ક્ષણિક પણ ચિત્તાકર્ષક છે, તેવો જ શિવનાથનો પ્રેમ પણ સમજવો. એનો પ્રેમ એટલે જાણે સૂર્યાસ્ત વેળાના મેઘના રંગો!"

"પણ એ રંગથી કાંઇ જીવન ચાલી શકતુ નથી. જીવન ચલાવવા માટે તો સાચા પ્રેમની જ જરૂર છે."

કમલ બોલી : "એટલા જ માટે મારા મનમાં એક પ્રશ્ન ઘોળાયા કરે, છે તે એ છે કે મણિ તેના જીવનને શિવનાથ સાથે કેવી રીતે કાયમ માટે સુખી બનાવી શકશે. એથી જ મારી તમને વિનતિ છે કે, તમે મણિ ઉપર ક્રોધ ન કરતા, તેનુ જીવન સુખી થાય એવો જ તેને આશીર્વાદ આપજો તમે મણિ ઉપર ગુસ્સો ન કરતા. યાદ રાખજો કે લગ્ન એ જીવનના બીજા અનેક પ્રસંગો જેવો જ એક સામાન્ય પ્રસંગ છે તેને ખોટું મહત્વ આપીને સ્ત્રી જીવનનું સર્વસ્વ જ બનાવી દેશો તો તે દિવસથી સ્ત્રી જીવનનો વિનાશ જ શરૂ થશે. તમે વિલાયત જાઓ, તો પહેલાં તમારી પુત્રીને આદર્શરૂપી લગ્ન બંધનમાંથી મુક્તિ આપતાં જાઓ, એવી મારી તમને વિનંતિ છે."

એટલામાં હરેન્દ્રે પ્રવેશ કર્યો. હરેન્દ્ર બોલ્યો: "આશુબાબુ નીલિમા મારી સાથે આવવાને તૈયાર થઇ ગયા છે, તેમને હું લઇ જાઉ છું."

આશુબાબુ બોલ્યા: "અત્યારે લઈ જાઓ છો ? બહુ મોડું થઈ ગયું છે."

હરેન્દ્ર બોલ્યો: "અહીંથી ઘણે દૂર જવાનું નથી. થોડા જ સમયમાં અમે પહોંચી જઈશું." હરેન્દ્ર શાંતિથી આશુબાબુ સામે જોઈ રહ્યો. આશુબાબુ બોલ્યા: "પણ સંધ્યાકાળ તો થઈ ગયો છે, આજે ન જાઓ, તો નહિ ચાલે !"

હરેન્દ્રે પાકીટમાંથી એક કાગળ બહાર કાઢ્યો. તે બોલ્યો: "આ કાગળ જુઓને: નીલિમા લખે છે કે, તમારે મને લઈ જવી હોય, તો આજ ને આજ લઈ જજો. નહિ તો પછી મને કાલે એવો દોષ ન આપતા, કે તમે શા માટે અમુક કામ કરતા પહેલાં ખબર ન આપી હતી ? આવો પત્ર આવ્યા પછી વિલંબ કરવો, એ તો મને જરા પણ પણ ઇષ્ટ લાગતું નથી."

"પણ તમે એને તમારા મકાનમાં જ લઈ જઈને રાખવા માંગો છો ને ?"

"હાસ્તો. એમને લગતી કાંઈ બીજી સારી વ્યવસ્થા ન થાય, ત્યાં સુધી તો એમને મારે ત્યાં જ રાખવા પડશે."

આ વાત ચાલતી હતી એટલામાં નોકરે અંદર પ્રવેશ કર્યો તે બોલ્યો: "મેજીસ્ટ્રેટને ત્યાંથી એક માણસ આવ્યો છે, તે મેમ સાહેબનો સામાન માંગે છે."

આશુબાબુ બોલ્યા: "તેમનો જે સરસામાન હોય, તે આપી દો." કમલ તરફ જોઈને તેઓ બોલ્યા 'વેલા ગઈ કાલથી માલિનીને ત્યાં ચાલી ગઈ છે મેજીસ્ટ્રેટ સાહેબની સ્ત્રી એમની બહેનપણી થાય છે અને એ બહેનપણીએ વેલા અને તેના ધણીની વચ્ચેનો કજીયો પતાવી દીધો છે. તેમની વચ્ચે ફરી સમાધાન થઈ ગયુ છે."

"પણ ત્યારે વેલા અહીં શા માટે આવી હતી ?"

'તે મને આશ્વાસન રૂપ માનતી હતી તેથી મેં જ તેને તેના સ્વામીનો ત્યાગ કરવાની સલાહ આપી હતી !"

"શું તમે તેને તેના સ્વામીનો ત્યાગ કરવાની સલાહ આપી હતી ?"

"એમાં તને નવાઈ શું લાગે છે? હું એવું માનનારો નથી. કે ચારિત્ર્યભ્રષ્ટતાને લીધે માત્ર પુરુષ જ સ્ત્રીનો ત્યાગ કરી શકે છે હુ તો માનું છું કે સ્ત્રીએ પણ તેના ચારિત્ર્યહીન પતિનો ત્યાગ કરવો જ જોઇએ."

એટલામાં નીલિમા અને હરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યા. નીલિમાએ દૂરથી જ આશુબાબુ અને કમલને નમસ્કાર કર્યા અને તે કોઇની પણ સાથે વધારે વાતચીતમાં ન ગુંથાતા, હરેન્દ્રની સાથે ચાલી ગઇ. નીલિમાના આ વર્તનથી બધા ભારે ગ્લાનિમાં પડી ગયા. કમલ જતા જતા બોલી: "યદુ સિવાય આ મકાનમાં હવે કોઇ જુનો માણસ રહ્યો નથી."

"યદુ !"

"હા, તમારો જુનો નોકર યદુ !"

"તે પણ નથી મા ! તેનો છોકરો માંદો પડવાથી તે પણ રજા લઇને સ્વદેશ ચાલ્યો ગયો છે. વારૂ રાજન સંબંધી કાંઇ જાણો છો ? મને વિલાયત જતાં પહેલાં એકવાર રાજનને જોવાની ખૂબ ઇચ્છા થઇ છે તમે અને રાજન મને જાણે ભાઇ બ્હેન ન હો, તેવાજ લાગો છો. જાણે એક જ વૃક્ષના બે ફુલો ! તમારૂં બંનેનું દરિદ્ર પણ એવું છે કે મહાદેવનું જ દારિદ્ર ! તમારો સ્વભાવ સરખો ! જીવન સરખું ! બધામાં જ કેટલું બધું સામ્ય છે !"

"અમારામાં સામ્ય છે, એમ તમે કેવી રીતે કહી શકો છો, હું તો પૈસા મેળવવાને માટે રાત દહાડો વૈતરૂ કરૂં છું. બે પૈસા રળવાના હોય, તો પણ આખી રાત શીવતી બેસી રહું છું."

"તો તે મેં સાંભળ્યું છે. અને તેનો હું વારંવાર વિચાર પણ કરૂં છું, કે તું આ બધું વૈતરૂં કેવી રીતે કરી શકે છે !"

કમલે આશુબાબુને નમસ્કાર કર્યો અને તે ઘેર જવાને માટે ઉઠીને ચાલતી થઇ. કમલ ઘેર આવી તેણે જોયું, કે તેના દાદર ઉપર સંખ્યાબંધ ટ્રંકો અને પેટીઓ મૂકેલી હતી અને તેનો દાદર પર ચઢવાનો રસ્તો બંધ હતો. કમલ એકદમ ઉપર ગઇ. તેના રસોડામાં ગરબડ થઇ રહી હતી. તેણે માથું ઊંચું કરીને અંદર નજર નાંખી તેને માલમ પડયું, કે ઓરડામાં અજિત ચહા બનાવી રહ્યો હતો અને તેની પાસે એક હિંદુસ્તાની છોકરી ઉભી હતી અજિતે ચમકીને પાછા ફરીને જોયું, તેણે પૂછ્યું: "કમલ! તમે ચા ખાંડ વગેરે તાળા કુંચીમાં મૂકી રાખો છો? મારૂં ચહાનું પાણી તો વરાળ થઇને ઉડી જઇ રહ્યું છે!"

"પણ મારી ગેરહાજરીમાં તમે મારા ઘરમાં કેમ ખોળાખોળ કરી રહ્યા છો? તમે બહાર આવો. હું ચહા કરી આપું છું. પણ આ શું? બધો સામાન કોનો છે?"

"મારો સામાન છે. હરેનબાબુએ મને ઘર ખાલી કરવાની નોટીસ આપી છે. એટલે તેનું ઘર મેં ખાલી કર્યું છે!"

'તો પછી તમને અહીં આવવાનો વિચાર કોણે સૂઝાડયો."

"હું મારી જાતે જ અહીં આવ્યો, આટલા દિવસ મેં પારકાની બુદ્ધિએ જીંદગી ગાળી છે, હવે હું મારી બુદ્ધિ પ્રમાણે જીવન પસાર કરવા તૈયાર થયો છું."

કમલ બોલી: "એ તો સારૂં કર્યું, પણ આ સામાન બધો અંદર મૂકાવી દો બહારથી તો કોઈ ઉઠાવી જશે."

અજિત બોલ્યો: "ભલે ને ઉઠાવી જાય! એમાં થવાનું શું હતું?"

કમલ બોલી: "ના એમ નહિ, ચાલો, ચહા પછી કરીએ, પહેલાં આ બધો સામાન ઠેકાણે પાડી દઇએ."



કુમસે તેના મકાનનું છેલ્લા બે માસનું ભાડું બાકી હતું, તે ચુકવી આપ્યું. કમલ આજે આગ્રા છોડી જવાની તૈયારી કરી રહી હતી, તેણે સામાન તૈયાર કરવા માંડ્યો હતો. અજિત આરામચેર ઉપર પડ્યો હતો. તેના મોઢા ઉપર બેચેની અને દીલગીરી પસરી ગઈ હતી. કમલના મોઢા ઉપર પણ કાંઇ ઉમંગ ન હતો. સ્થાનાંતર કરતી વખતે જે ઉત્સાહ મોઢા ઉપર હોવો જોઇએ, તે કમલના મુખ ઉપર પણ દેખાતો ન હતો. જાણે પોતાનું રોજનું જ ઘરકામ કરી રહી હોય, તેમ કમલ બધો સરસામાન બાંધી રહી હતી.

એટલામાં એક માણસે આવીને એક ચીઠ્ઠી અજિતના હાથમાં આપી. પત્રદ્વારા અજિત અને કમલને આજે સાંજે જમવાને માટે હરેનબાબુએ આમંત્રણ આપ્યું હતું. આશુબાબુ વિલાયત જવાના હોવાથી હરેને આજે છેવટનું મિત્રોને ભોજન આપવાનું ઠરાવ્યું હતું. અને તેમની ઓળખાણના બધા માણસોને તેમણે નિમંત્રણ આપ્યું હતું. પત્રિકામાં એક વધારાની લીટી હતી, તેમાં જણાવ્યું હતું, કે, "કમલ તમે જરૂર આવજો જ" આ લીટીની નીચે નીલિમાની સહી હતી.

અજિતે આ લીટી કમલને બતાવતાં પૂછ્યું: "કેમ તમે જશોને?"

"નહિ કેમ જાય?" કમલે કહ્યું, તે બોલી: "પ્રેમપૂર્વક આવેલું નિમંત્રણ પાછું ઠેલવાનો મારો સ્વભાવ નથી. પણ તમે!"

"હું એનો જ વિચાર કરું છું, આજે મારૂં શરીર સારૂં નથી."

"તો પણ આવવું તો પડશે જ."

બધા બંગાળી કુટુંબોમાં ઘેરે ઘેર એ વાત જાણીતી થઈ ગઈ હતી, કે આશુબાબુ વિલાયત જાય છે અને અજિત તથા કમલ પણ આગ્રા છોડી જવાના છે. કમલ અને અજિત ક્યાં જવાના હતા, તે કોઈ જાણતું ન હતું. ફક્ત લોકો તેઓ ક્યાં જશે, તેને લાગના જાત-જાતના અનુમાનોજ કરી રહ્યા હતા. જો કે તે જાણવામાં કાંઇ ઘણી મુશ્કેલી ન હતી. કમલને પૂછવાથી સહજ માલમ પડી આવે એમ હતું કે તેઓ અમૃતસર જવાના હતા, પરંતુ કમલના બોલવા ઉપર કોઇ ભરોસો કરે એમ ન હતું.

અજિતના પિતા ગુરૂ ગોવિંદસિંહના પરમ ભક્ત હતા. તેમણે અમૃતસરમાં ખાલસા કોલેજ પાસે પોતાને રહેવા માટે એક સુંદર બંગલો બંધાવ્યો હતો. એ બંગલો હમણાં ભાડે આપવામાં આવતો હતો. બે એક માસથી તે ખાલી હતો. આ બંગલામાં જઇનેજ કેટલોક સમય અજિત અને કમલ રહેવાના હતા! અજિતનો સામાન લોરી મારફત મોકલી દેવામાં આવ્યો હતો. તેઓ બે જણા મોટર દ્વારા જવાના હતા, એવો સાધારણ પ્રોગ્રામ ઠરાવવામાં આવ્યો હતો.

કમલે પૂછ્યું: "તમે એકવાર હરેનને તો મળી આવશોને?"

"મારી કાંઈ ખાસ જવાની ઈચ્છા નથી પણ જો તમે જવાના, હો, તો મને આવવાનો વાંધો નથી."

સાંજ પડી. અજિતની નવી મોટર આવીને બારણામાં ઊભી રહી. કમલ તેમાં બેસીને હરેનબાબુના આશ્રમમાં ચાલી ગઈ. હરેન્દ્રના ઘેરે આજે અતિથિઓને બેસવા માટે ખાસ બેઠક બનાવવામાં આવી હતી. અને ઘરમાં ઘણા માણસો બોલી રહ્યા હોય, એવો અવાજ આવતો હતો. વચ્ચોવચ્ચ આશુબાબુને ઘેરીને કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનો બીરાજ્યા હતા. એટલામાં માલિની આવી પહોંચી બધાને તેણે પ્રણામ કર્યાં.

નીલિમા કોઇ સ્થળે દેખાતી નહતી. એમ લાગતું હતું, કે કામકાજમાં રોકાઇ ગઇ હતી. હરેન્દ્રે ઘરમાં બેઠેલાં માણસો તરફ નજર કરતાં જ તેણે બારણામાં કમલને ઉભેલી જોઈ. હરેન્દ્રે પૂછ્યું: "કોણ કમલ કે? તમે ક્યારે આવ્યા? અજિત ક્યાં છે?"

બધાએ કમલની સામે જોયું. કમલે જોયું કે બધાની વચ્ચે બેસીને અક્ષયબાબુ સ્ત્રીઓની સાથે વાતો કરી રહ્યો હતો. તે કિંચિત ક્ષીણ થયેલો જણાતો હતો. ઇન્ફ્લુએન્ઝાએ તો તેની ટુંક સમયને માટેજ મુલાકાત લીધી હતી, પણ મેલેરિયાએ તેને ત્યાં લાંબો સમય ધામો નાંખ્યો હોય, એમ જણાતું હતું. બંગાળેથી પાછો ફર્યો હતો, એ એક રીતે સારૂં જ થયું હતું, નહિ તો બંગાળાનો મેલેરિયાનો કદાચ તેના ઉપર સખ્ત હુમલો કરતો અને એમાં તેનો અંત પણ આવી જાત."

કમલ બોલી: "અજિતબાબુ નથી આવ્યા, તેઓ માંદા છે. હું તો ક્યારની આવી છું."

"ક્યારના આવ્યા છો? ત્યારે ક્યાં રખડતા હતા?"

"નીચે હતી, તમારા છાત્રો સાથે વાતચીત કરતી હતી. જોતી હતી કે તમારા છાત્રોએ ધર્મ તો તજી દીધો છે, પણ કર્મો તજી દીધા છે કે નહિ!" આમ બોલતી, હસતી હસતી, કમલ અંદર આવી.

કમલને કોઈ આવકાર આપીને અંદર બોલાવે, ત્યારેજ તે અંદર આવે એમ તો હતું જ નહિ. તે જાણે જાતેજ ઉગી નીકળતી, વર્ષા કાળની વેલી હતી. તેને કોઇ આમંત્રણ આપે, એ જરૂરતું ન હતું. તે જાતેજ પોતાનું આત્મ ગૌરવ સચવાય એ રીતે ઉંચે મસ્તકે બધે ફરી વળતી. તેને અપમાન થવાનો ભય ન હતો. તેવી આશંકા પણ તેને આવતી નહોતી. તે પોતાના સ્વચ્છંદી ગૌરવથી ઓરડાને ભરી દેતી, અંદર આવીને બેઠી.

હરેન્દ્રના બોલાવામાં પણ કમલ માટે બરાબર એજ પ્રકાશિત

થતા હતા. ત્યાં બેસીને માલિની અને વેલા વાતો કરી રહ્યા હતા, તેઓ વાત કરતા કરતા જરા ચડભડી ઉઠયા. એટલામાં હરેન્દ્ર બોલ્યો: "ચાલો, આપણી મિજલસ હવે પુરી થાય છે. કમલને છોડીને બીજી કોઈ વાતો તો કોઇ આજે કરી જ શકયું નથી."

"મને લાગે છે, કે કમલની વાતોથી દર્શનશાસ્ત્રના કોઈ ગૂઢ સિદ્ધાંતનું રહસ્ય તમારા સમજવામાં આવતું હશે નહિ?"

કમલ હસીને બોલી: "આપો હવે જવાબ જોઇએ."

હરેન્દ્ર મોઢું ફેરવી નાંખ્યું અને તે પોતાનું હાસ્ય ખાળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અક્ષય નીરસ કંઠે બોલ્યો: "કેમ કમલ! અમને ભૂલી જશો કે?"

"તમે ભૂલાવ્યા ભૂલાવો એવા નથી અક્ષય!" આશુબાબુ બોલ્યા.

"આક્ષયબાબુનો પ્રશ્ન જ ખોટો છે, આશુબાબુ! માણસોનુ સ્મરણ રાખવું, એ તો માણસની સ્વાભાવિક વૃત્તિ જ છે. એ બાબતમાં સંદેહ કરવો, એ માનવતા પર ઘા કરવા જેવું છે."

આ જવાબથી કોઇને હસવું તો ન આવ્યું, પણ આ શબ્દો ઉપર સખ્ત ટીકા થવા પામશે, એવો બધાને ભારે ભય લાગ્યો. આજે અક્ષયને બોલાવવાની હરેન્દ્રની ઈચ્છા તો નહોતી જ. પણ તે ઘણે દહાડે બંગાળાથી પાછો ફર્યો હતો, તેથી હરેને તેને પણ બોલાવ્યો હતો. હરેન બોલ્યો: 'અફસોસ! આશાબાબુ આજે અમને બધાને અહીં પરદેશમાં જ છોડીને પોતે ચાલ્યા જાય છે. એમની સાથે પરિચય થવો, એમાં પણ આપણી નસીબદારી છે. એ સૌભાગ્ય આપણને બધાને મળ્યું છે. આજે તેમનું શરીર અસ્વસ્થ છે. મન પણ અસ્થિર છે. આજે અમે તેમના પ્રેમાળ સૌજન્યમાંથી છૂટા થઇએ છીએ. તેઓ અમારી વચ્ચેથી આજે જુદા પડે છે"

આશુબાબુ બધાની વચ્ચેથી ચાલ્યા જાય, એ કંઇ બહુ નવાઇની વાત ન હતી તેમાં કાંઇ મહત્વ ન હતું, છતાં એ વસ્તુએ બધાના હૈયાને ભારે આઘાત પહોંચાડયો.

આશુબાબુને આ શબ્દો સાંભળીને ભારે સંકોચ થયો તેઓ મોઢેથી કાંઇપણ વધુ બોલી શક્યા નહિ તેમણે કહ્યું: "અક્ષયે મને ખબર આપી છે, કે હરેનનો બ્રહ્મચર્યાશ્રમ હવે પૂરેપુરો બરખાસ્ત કરી દેવામાં આવ્યો છે. રાજેન્દ્ર આગળથી જ કોણ જાણે કયાં ચાલ્યો ગયો છે. આજથી સતીશ પણ જતા રહ્યા છે હવે માત્ર થોડાક છાત્રો બાકી છે. તેમને ચાલુ યુગને અનુકૂળ જ શિક્ષણ આપવુ. એવો હરેન્દ્રનો વિચાર છે. તમે બધાઓએ ભારતનો પ્રાચીન કાળ પાછો લાવવાના ઉદ્દેશથી, તેમને શિક્ષણ આપવાના અનેક પ્રયત્નો કર્યા છે, પરંતુ તેનું કાંઇ પરિણામ હજી આવ્યું નથી. આથી હવે એ ભવિષ્યને આગળથી જ જણાવી દેવા માટે, કમલને ધન્યવાદ આપવાની તમારી ફરજ છે.

આ સાંભળીને અક્ષય ક્રોધથી સળગી ઉઠ્યો. તે ક્રોધનું હાસ્ય હસતો બોલ્યો : "પ્રાચીન યુગના આશ્રમ જીવનની ઢબે શિક્ષા આપવી, એ જ સૌથી સારો માર્ગ છે, પરંતુ એ માર્ગે પગલાં માંડયા, કે બીજે જ દહાડે તમે તેનું ફળ જોવા માંગો, તે કેવી રીતે બની શકે? આ શબ્દો આશુબાબુના મોઢે સાંભળવાથી મને આશ્ચર્ય લાગતું નથી. કમલની મિત્રતાની હવા તેમની પાસે એવા શબ્દો બોલાવશે જ, એ હું જાણતો જ હતો."

હરેન બોલ્યો : "તે તમે જાણી શકો એ સ્વાભાવિક છે, કારણ કે માણસની પરીક્ષા કરવી. એ તમારો ધંધો છે.'

આશુબાબુ બોલ્યા : "ના, આશ્રમ ભાંગી નાંખવો એવી કાંઈ મારી ઇચ્છા ન હતી. બધા જ ધર્મ મતો મૂળરૂપે તો એકજ છે. માત્ર ફળ મેળવવાના દરેકના માર્ગો જુદા જુદા છે. હું માનું છું કે સાચી સિદ્ધિ મેળવવાને માટે પ્રાચીન આચાર અનુષ્ઠાનનું પ્રતિપાલન કરવું જરૂરી છે. જેઓ એ વાત માનતા નથી, તેઓ તેમાં વિશ્વાસ ભલે રાખે, પણ જેમને એમાં વિશ્વાસ છે, તેમનો પણ એ વિશ્વાસ ઉડાવી દેવાનો પ્રયત્ન કરવો. એમાં લાભ શો? કેમ ખરૂંને અક્ષય?"

અક્ષય બોલ્યો : "બરાબર".

અક્ષયબાબુ તરફ જોઈને કમલ માથું ધુણાવીને બોલી: "હું પણ કાંઈ પ્રાચીન આશ્રમ જીવનનું શિક્ષણ આપતા આશ્રમનો જ વિરોધ કરતી નથી. હું આચાર અનુષ્ટાનને પણ માનું છું. પણ તેને માણસના કરતાં એ, હું વધારે મહત્વ આપવા માંગતી નથી. તેમ કરીએ તો તો પછી રાજાના કરતા પણ તેના કારભારીનું જોર વધી જાય, તેવું થાય! જગતના બધા ધર્મો એક જ છે, એમ હું માનું છું. એ દ્વારા સઘળા દેશોમાં સર્વ કાળ માટે, એક અજ્ઞેય વસ્તુને મેળવવા માટે, અસંખ્ય માર્ગો દ્વારાજ, પ્રયત્નો થઈ રહ્યા છે, પણ તેમાંનો એક પણ દેશ, એક પણ કાળે, ઇશ્વરને મેળવી શકયો નથી! છતાં દરેક જણ એ અશકય વસ્તુની પ્રાપ્તિ કરવાનું, પોતાના બાળકોને વારસામાં આપતા જ જાય છે, એને જ તેઓ જીવનનું મોટામાં મોટું પ્રયોજન ઠોકી બેસાડે છે. એજ પ્રમાણે વિવાહનો મૂળ ઉદ્દેશ પણ સઘળા ક્ષેત્રોમાં એકજ હતો, એ તો બધા જ માન્ય રાખશે, પણ તે માન્યતાને આજે અમલમાં કોણ મૂકે છે? કહો અક્ષયબાબુ, આ વાત ખરી છે ને?"

આશાબાબુ બોલ્યા: "તમે આચાર, અનુષ્ટાનો, ધર્મવિધિઓ અને ધર્મને જ નથી માનતા, એટલે તમને સમજાવવા, એ કેવી રીતે બની શકે?"

"એ કાંઇ મુશ્કેલ નથી. એકવાર આંખ સામેનો પડદો ખસેડી દો એટલે મારું કહેવું શું છે, તે ભલે બીજા ન સમજે, પણ તમે તો જરૂર સમજી શકશો! જો એમ નહોત, તો તો તમારો સ્નેહ મને મળી જ શકયો નહોત. મારા વિચારોથી તમે વ્યથા પામતા હતા, એ હું જાણતી હતી. પણ હું આજે એ શેષપ્રશ્નનો ઉત્તર આપી દઉં છું, કે આચાર અનુષ્ઠાન અને ધર્મનો હું નાશ કરવા નથી માંગતી, પરંતુ તેમાં ફેરફાર કરવા માંગું છું. ગઇ કાલથી ચાલ્યા આવતા ધર્મ વિચારોમાં જડતા જામી ગઇ છે, તેના ઉપર હું જબ્બર આઘાત કરીને તેમાં ચેતના લાવવા માંગું છું. એકવાર તમે યુરોપમાં રેનોશેસેરના દિવસોનું સ્મરણ કરો તેમણે યુરોપમાં નવી સૃષ્ટિ ઘડી હતી. પણ તેમણે આચાર, અનુષ્ઠાન કે ધર્મને હાથ પણ લગાડયો ન હતો અને

તેમાં કાંઇ સુધારણા પણ ન કરી હતી. મને ભય હતો, કે હરેનબાબુનો આશ્રમ એજ માર્ગે દોડશે, પણ હવે મારો તે ભય ટળી ગયો છે." એમ કહી કમલ હસી.

હરેન્દ્રે કાંઇ જવાબ આપ્યો. તે ગંભીરતાથી બેસી જ રહ્યો. તે બોલ્યો : "તમે તો ભગવાનને પણ માનતા નથી, મુક્તિને પણ માનતા નથી, પણ તમે જે અજ્ઞેય ઇશ્વરની પ્રાપ્તિની વાતો કરી ગયા. તેની જેણે શોધ કરવાનો યત્ન કર્યો હતો, તેમણે કઠિણ નિયમો, કઠોર આચાર અને ભારે સંયમ પાળ્યો હતો. તેમ કર્યા વિના તેઓ ઇશ્વર શોધવાના ક્ષેત્રમાં, પગ પણ નહોતા મૂકી શકયા. મને આશ્રમ ભાંગી નાંખવાથી આનંદ નથી, પણ સતીશ ચાલ્યો ગયો, એટલે આશ્રમ પડી ભાંગ્યો હતો."

"તો પછી તેને ફરી વ્યવસ્થિત કરોને! મારા પિતા કહેતા હતા કે જેઓ ભગવાનને નામે વધારે ગાંડા થશે, તે વધારે ડુબશે, એ ગાંડપણ જેટલું ઓછું હશે, તેટલો મુક્તિ કિનારો જલદી નજીક આવશે. જેમ વ્યવસાય વધારે મોટો હોય, તેમ તેમાં દોષો પણ ઘણા મોટા જ થાય છે. તેથી કાંઈ એ વ્યવસાયજ કોઇ બંધ કરતું નથી, પણ તેમાંના દોષો ટાળવા જ પ્રયત્નો કરવામાં આવે છે. સતીશે તમારા આશ્રમમાં પ્રાચીન નિયમો દાખલ કર્યાં હતા. તેઓ એ પ્રાચીન યુગ પાછો લાવવા માંગતા હતા. તેમની માન્યતા હતી, આજથી હજાર બે હજાર વરસ પહેલાનું જીવન ફરી પાછું જીવવા માંડવું, એમાં ભારે લાભ છે. તમે તો જાણતા હશો કે યુરોપમાં પ્યુરિટનોનું એક દળ હતું. તેઓ સત્તરમી સદીના યુગનું જીવન જીવવા માટે જ અમેરિકા ચાલ્યા ગયા હતા. તેઓ અમેરિકા ગયા, તો તેમણે અનેક લાભો મેળવ્યા, એ જગત આજે કબુલ રાખે છે, હા, મઠધારીઓ તે કબુલ નહિ રાખશે. જેઓ આજની જરૂરિયાતો પુરી પાડવા માટે પણ, પ્રાચીન કાળના આદર્શો જ વાપરે છે. તેઓ નિરાશને જ નોતરે છે. તમે જે ભૂલો તમારા આશ્રમમાં પહેલા કરી હતી, તેવી જ ભૂલો હવે તમારા બાકી રહેલા છાત્રોના સંબંધમાં તો ન જ કરતા !"

અક્ષય ઇતિહાસનો પ્રોફેસર હતો, છતાં તે મુંગો રહ્યો. આશુબાબુ બોલ્યા: "પણ પ્રાચીન કાળના વૈભવની ઉજ્જવળ છબી..."

કમલ વચ્ચે જ બોલી : "ભલે ઉજ્જવળ ! પણ આખરે તો તે છબીજને. તો પછી એને છબી કરતાં વધારે મહત્વ શા માટે આપવામાં આપવું જોઇએ ? માત્ર શબ્દોને શણગાર અને આદર્શોના વખાણ કે વિરોધથી જગત ચાલતું નથી. શ્રી રામચંદ્રજી કે ભગવાન કૃષ્ણનો યુગ તો શું, પણ રામાયણ મહાભારતના શ્લોકો પણ ઘણા માણસોએ જોયા જાણ્યા હોતા નથી. છતાં તેઓ જગતમાં સુખી જીવન ગાળી જાય છે. પૃથ્વીના બધા જ માણસો, એ માણસો છે, એ વાત આપણે યાદ રાખવી જરૂરી છે."

વેલા અને માલિનીએ કમલને માટે ઘણી વાતો સાંભળી હતી. આજે કમલને મોઢે જ આટલી છૂટથી આ વિવાદ થતો સાંભળી, તેમને ભારે નવાઇ લાગી.

આશુબાબુ બોલ્યા : "તમારી દલીલો મોઢે કોઇ કબુલ રાખતું નથી, પણ બધાનું વર્તન તો તમારા વિચારો પ્રમાણે થતુ જ જાય છે. અહીં જ જુઓને, એક દિવસ સતીશ તમને આ ઘરમાં બોલાવવાની પણ વિરૂદ્ધ હતો. આજે એજ ઘરમાં અમે બધા તમારો પ્રેમથી સત્કાર કરીએ છીએ"

કમલ બોલી : "ભગવાને અણુ અણુ મેળવીને આ સૃષ્ટિ પેદા કરી છે. એ ભગવાનની જ પૂજા કરવાની ના પાડવી, એ તો આત્મપૂજા કરવા જેવું છે. પરંતુ એના સિવાય બીજો રસ્તો જ નથી, એજ પ્રમાણે માત્ર પુરૂષ એજ કાંઇ માણસ નથી, તેમ માત્ર સ્ત્રી એ પણ માણસ નથી. જ્યારે એ બંને ભેગા થાય છે, ત્યારે જ મનુષ્ય બને છે.

જે આ અર્ધા ભાગને વિસારીને, પોતે પોતાને પૂર્ણ કરવા ચાહે છે, તે તો મનુષ્યત્વને પણ મેળવી શકતો નથી."

આશુબાબુ બોલ્યા : "અમારા હિંદુઓનોનો અત્યંત મહત્વનો આદર્શ છે, આત્મદર્શન ! અર્થાત્ આત્માને તેના આત્મ સ્વરૂપે

ઓળખાવો એ આત્માની શોધમાંજ બધું જાણવાપણું અને બધું જ્ઞાન સમાઇ જાય છે. એજ પંથે ઇશ્વરની પણ પ્રાપ્તિ થાય છે. ચિત્તની એકાગ્રતા, આત્મદર્શનને માટે જરૂરી છે અને એ ચિત્તની એકાગ્રતાને માટે જ ધર્મ અને અનુષ્ઠાનો છે. તમે ભલે ન માનો પણ હરકોઇ સમજદાર માણસ કબુલ કરશે, કે કોઇપણ મહાન કાર્ય કરવા માટે ચિત્તની એકાગ્રતાજ જરૂરી છે. આ સમુદ્ર–હિમાચલ ભારતના આદર્શોમાં વિશ્વાસ રાખવો, એ સતીશને વંશપરંપરાનો વારસો છે. હિંદુત્વના મહાન સંસ્કાર છે"

આમ બોલતાં બોલતાં ભક્તિ, વિશ્વાસ અને ભાવનાથી આશુબાબુની બંને આંખો પાણીથી ભીંજાઇ ગઇ. બહારથી પૂર્ણપણે સાહેબલોક દેખાતા આશુબાબુના અંતરમાં દૃઢનિષ્ટ, આર્યતત્વ પરાયણ, હિન્દુચિત્તસુલભ. દીપજ્યોતિ સળગી રહી હતી. કમલ અનિમેષ નેત્રે તેમની સામે જોઇ રહી. કમલ કાંઇ બોલવા જતી હતી, પણ તે બોલી શકી નહિ. દલીલો કરીને આ પ્રેમાળ, ભાવનાશીલ વૃદ્ધાને સંતાપવો, એ તેને ઠીક ન લાગ્યું પણ આશુબાબુએ જ પૂછ્યું : કેમ મારી વાત ખરી છે ને કમલ!"

કમલ બોલી : "ફક્ત હિંદુત્વમાં જ આ વિચારો છે, એમ નથી. એ વિચારો તો બધા ધર્મોમાં છે. માત્ર વિશ્વાસ રાખવાથી જ કોઈ વસ્તુ સાચી છે, એમ સાબિત થઈ શકતું નથી. ધર્મોના મતમતાંતરોના આગ્રહને વશ થઇ, અનેકે અનેકના પ્રાણ લીધા છે અને આપ્યા છે. તેમણે બળથી જ તેમનું કહેવું સાબિત કર્યું છે, દલીલો કે આત્મચિંતનથી સત્ય સાબિત કર્યું નથી. એ જ પ્રમાણે યોગની વાતો છે. યોગ કોને કહેવો, તે હું જાણતી નથી. પણ નિર્જન જંગલમાં જઇ બેસવું, એટલે આત્મવિશ્લેષણ થઇ જાય અને તેના બળ ઉપર, સંસારજ મિથ્યા છે, એમ કહી દેવાય, એ તો મોહ અને અજ્ઞાનજ છે."

કમલના આ શબ્દો સાંભળી હરેન્દ્ર, આશુબાબુ, અક્ષય બધા બી ગયા !



[૨૮]

જમી રહ્યા પછી અક્ષેયે કમલને પૂછ્યું : મેં સાંભળ્યું છે, કે આપ આગ્રા છોડી જાઓ છો ખરી વાત? તમે બધાને ત્યાં એકેક વાર પણ જઈ આવ્યા છો, ફકત અમારે ત્યાં આવ્યા નથી!"

અક્ષેય પોતાને માટે 'આપ' શબ્દ વાપર્યો તે જોઈને કમલને ભારે આશ્ચર્ય થયું. અલબત્ત એ સંબોધન મશ્કરીનું પણ ન હતું. તેને બધા તમે કહીને જ બોલાવતા હતા અને તેથી તે પોતાને ખોટું પણ લગાડતી નહતી, ગૌરવ પણ માનતી ન હતી. આજે અક્ષેય તેને આપ શબ્દથી કેમ સંબોધી, તે કમલ વિચારવા લાગી. કમલને મન થયું. કે લાવને એમ કરવાનું કારણ બધાની વચ્ચેજ પુછી લઉં, પણ ચર્ચા વિતંડાવાદમાં ફેરવાઈ જાય, એ ભયથી આજે મુંગી રહી. ફકત, કમલ હસીને બોલી : "ઓહો! આજે કાંઇ તમારી દૃષ્ટિમાં અમારાં સન્માન વધ્યા?"

તે યોગ્ય જ છે, વારૂં પણ તમે અમારે ત્યાં ક્યારે આવશો?"

"શું કરૂં? કાલે સવારે તો મારે આગ્રા છોડી ને જવું છે."

"સવારમાં જ જવું છે? તમે માત્ર મારા ઘેરે જ ન આવ્યા, એ બતાવે છે, કે અમારે ત્યાંના અન્નજલ તમારા ભાગ્યમાં નથી."

હરકત નહિ પણ એક વાત તમને પુછી શકું છું અક્ષયબાબુ! મારા સંબંધમાં તમારો અભિપ્રાય હવે બદલાયો છે, કે છે તેવોજ છે?"

"સાધારણ રીતે કહું તો મારો અભિપ્રાય બદલાયો છે, ..."

ઓળખાવો એ આત્માની શોધમાંજ બધું જાણવાપણું અને બધું જ્ઞાન સમાઇ જાય છે. એજ પંથે ઇશ્વરની પણ પ્રાપ્તિ થાય છે. ચિત્તની એકાગ્રતા, આત્મદર્શનને માટે જરૂરી છે અને એ ચિત્તની એકાગ્રતાને માટે જ ધર્મ અને અનુષ્ઠાનો છે. તમે ભલે ન માનો પણ હરકોઇ સમજદાર માણસ કબુલ કરશે, કે કોઇપણ મહાન કાર્ય કરવા માટે ચિત્તની એકાગ્રતાજ જરૂરી છે. આ સમુદ્ર–હિમાચલ ભારતના આદર્શોમાં વિશ્વાસ રાખવો, એ સતીશને વંશપરંપરાનો વારસો છે. હિંદુત્વના મહાન સંસ્કાર છે."

આમ બોલતાં બોલતાં ભક્તિ, વિશ્વાસ અને ભાવનાથી આશુબાબુની બંને આંખો પાણીથી ભીંજાઇ ગઇ. બહારથી પૂર્ણપણે સાહેબલોક દેખાતા આશુબાબુના અંતરમાં દૃઢનિષ્ટ, આર્યતત્વ પરાયણ, હિન્દુચિત્તસુલભ, દીપજ્યોતિ સળગી રહી હતી. કમલ અનિમેષ નેત્રે તેમની સામે જોઇ રહી. કમલ કાંઇ બોલવા જતી હતી, પણ તે બોલી શકી નહિ. દલીલો કરીને આ પ્રેમાળ, ભાવનાશીલ વૃદ્ધાને સંતાપવો, એ તેને ઠીક ન લાગ્યું પણ આશુબાબુએ જ પૂછ્યું : કેમ મારી વાત ખરી છે ને કમલ!"

કમલ બોલી : "ફકત હિંદુત્વમાં જ આ વિચારો છે, એમ નથી. એ વિચારો તો બધા ધર્મોમાં છે. માત્ર વિશ્વાસ રાખવાથી જ કોઈ વસ્તુ સાચી છે, એમ સાબિત થઈ શકતું નથી. ધર્મોના મતમતાંતરોના આગ્રહને વશ થઇ, અનેકે અનેકના પ્રાણ લીધા છે અને આપ્યા છે. તેમણે બળથી જ તેમનું કહેવું સાબિત કર્યું છે, દલીલો કે આત્મચિંતનથી સત્ય સાબિત કર્યું નથી. એ જ પ્રમાણે યોગની વાતો છે. યોગ કોને કહેવો, તે હું જાણતી નથી. પણ નિર્જન જંગલમાં જઇ બેસવું, એટલે આત્મવિશ્લેષણ થઇ જાય અને તેના બળ ઉપર, સંસારજ મિથ્યા છે, એમ કહી દેવાય, એ તો મોહ અને અજ્ઞાનજ છે."

કમલના આ શબ્દો સાંભળી હરેન્દ્ર, આશુબાબુ, અક્ષય બધા ભી ગયા !



[૨૮]

જમી રહ્યા પછી અક્ષેયે કમલને પૂછ્યું : મેં સાંભળ્યું છે, કે આપ આગ્રા છોડી જાઓ છો ખરી વાત? તમે બધાને ત્યાં એકેક વાર પણ જઈ આવ્યા છો, ફક્ત અમારે ત્યાં આવ્યા નથી!"

અક્ષેય પોતાને માટે 'આપ' શબ્દ વાપર્યો તે જોઈને કમલને ભારે આશ્ચર્ય થયું. અલબત્ત એ સંબોધન મશ્કરીનું પણ ન હતું. તેને બધા તમે કહીને જ બોલાવતા હતા અને તેથી તે પોતાને ખોટું પણ લગાડતી નહતી, ગૌરવ પણ માનતી ન હતી, આજે અક્ષેય તેને આપ શબ્દથી કેમ સંબોધી, તે કમલ વિચારવા લાગી. કમલને મન થયું. કે લાવને એમ કરવાનું કારણ બધાની વચ્ચેજ પુછી લઉં, પણ ચર્ચા વિતંડાવાદમાં ફેરવાઈ જાય, એ ભયથી આજે મુંગી રહી. ફક્ત, કમલ હસીને બોલી : "ઓહો! આજે કાંઇ તમારી દૃષ્ટિમાં અમારાં સન્માન વધ્યા?"

તે યોગ્ય જ છે, વારૂં પણ તમે અમારે ત્યાં ક્યારે આવશો?"

"શું કરૂં? કાલે સવારે તો મારે આગ્રા છોડા ને જવું છે."

"સવારમાં જ જવું છે? તમે માત્ર મારા ઘેરે જ ન આવ્યા, એ બતાવે છે, કે અમારે ત્યાંના અન્નજલ તમારા ભાગ્યમાં નથી."

'હરકત નહિ પણ એક વાત તમને પૂછી શકું છું અક્ષયબાબુ! મારા સંબંધમાં તમારો અભિપ્રાય હવે બદલાયો છે, કે છે તેવોજ છે?"

"સાધારણ રીતે કહું તો મારો અભિપ્રાય બદલાયો છે, પરંતુ

તમારા દેશની કેટલીક અભિજ્ઞતા તમારામાં ભરી પડી છે. તમે પ્યુરિટનોનું જે ઉદાહરણ આપ્યું, તે મારા હૈયામાં સૌંસરૂં ઉતરી ગયું છે કોઇ એમાં સમજ્યા હશે કે નહિ, તે તેઓ જાણે પણ હું તો એ સંબંધીની ઘણી વાતો જાણું છું. અમારા ગામમાં જ વસ્તીના ચૌદ આના મુસલમાન છે. આજ દોઢ હજાર વર્ષ પૂર્વના સિધ્ધાંતો જ તેઓ માની રહ્યા છે. એ જ આચાર વિચાર! એજ રીત રિવાજ! અને એજ વિધિ વિધાન! કોઇમાં જરા પણ ફેરફાર થયો નથી."

કમલ બોલી: "તેમને માટે તો હું કાંઇ પણ જાણતી નથી. મને તેમને ઓળખવાની તક પણ મળી નથી. જો તમારી વાત સાચી હોય, તો એમ કહેવું પડશે કે તેમાં પણ ગાબડું પાડવાનો વખત હવે આવી રહ્યો છે. સત્યની સીમા ભૂતકાળની સીમાએ જઇને જ, પુરી થતી નથી તેમને પણ એક દિવસ સત્યને તાબે થવું જ પડવાનું છે. અને તમે તે જોશો!"

"નહિ, એમ એ સ્થળ હવે છોડી દીધું છે, કારણ કે ત્યાં મારી સ્ત્રીની તબિયત સારી રહેતી નથી!"

"તમારી સ્ત્રી આખો દિવસ કેવી રીતે પસાર કરે છે?"

"આ પ્રશ્ન ઘણો સારો છે. આવો પ્રશ્ન તો મને કોઇએ પૂછયો ન હતો. મારા લગ્ન થયા, ત્યારે એ નવ વર્ષની છોકરી હતી. લખવા કરવાનો તેને વખત પણ મળતો નથી. ઇચ્છા પણ થતી નથી. રાંધવું સીધવું, અપવાસ વ્રત કરવા, અને પૂજા વગેરેમાં જ તેનો કાળ પુરો થઇ જાય છે. અમારામાં પુરૂષ એ સ્ત્રી માટે આલોક પરલોકનો દેવતા કહેવાય છે અને તેની સેવામાં જ સ્ત્રીઓનું સર્વસ્વ મનાય છે, એ રીતે તે દિવસ પુરો કરે છે."

"ત્યારે તમે ભાગ્યવાન છો! આ યુગમાં આ હિંદુ ભાવનાઓનો પુરેપુરો અમલ કરે, એવી સ્ત્રી મળવી, તો ભારે દુર્લભ છે."

અક્ષય બોલ્યો: "હું રજા લઉં છું નમસ્કાર !"

કમલ પણ ઉઠી તે બોલી: "નમસ્કાર"

'વારૂં', કોઈવાર સમય મળે, તો અમારે ત્યાં આવજો ! કાગળ તો જરૂર લખજો" અક્ષયે કહ્યું. 'વારુ'! ચાલો ! નમસ્કાર !" એમ કહી અક્ષયે નમસ્કાર કર્યાં ! કમલ સ્તબ્ધ થઈને ઉભીને રહી હતી ! તેને લાગ્યું, શું આજ તે અક્ષય છે, કે જે તેનો પારાવાર વિરોધ કરી રહ્યો હતો ! શું તેણે પત્ર લખવાનું કહ્યું તે સહૃદયતાથી કહ્યું હશે ! કમલ મનમાં જ વિચારવા લાગી.

ઉપર દિવાનખાનામાં જઈને તેણે જોયું, તો નીલિમા સિવાય બધા યથાવસ્થાને બેઠા હતા. આશુબાબુ બોલ્યા હરેન્દ્ર! કમલ પણ આગ્રા છોડીને જાય છે. કમલની માન્યતા છે, કે પ્રચલિત સમાજબંધનનો ભંગ કરવાથી જે સંકટો આવી પડશે, તેનો પોતાના ચારિત્ર્ય અને વિવેક બુધ્ધિથી ઉકેલ કરી શકાય છે. માણસના બહારના વર્તન ઉપરથી તેનું હૃદય નથી પારખી શકાતું બહારના વર્તન કરતાં ઘણીવાર હૃદયસૃષ્ટિ જુદી હોય છે."

કમલને લાગ્યું. કે તેમના આ શબ્દો અજિતને ઉપદેશરૂપે હતા. બેલા અને માલિની ઉઠીને ઉભા થયા. તેમણે હરેન્દ્ર અને આશુબાબુને નમસ્કાર કર્યાં કમલને તેમણે નમસ્કાર કર્યાં નહિ. તેઓ હજી સુધી કમલને તેમણે નમસ્કાર કર્યાં નહિ. તેઓ હજી સુધી કમલ તરફ ભાવભર્યાં નેત્રે જોઈ રહ્યા હતા પણ ઉઠતી વખતે તેની ઉપેક્ષા કરીને ફક્ત તેને જ નમસ્કાર કર્યાં વિના ચાલ્યા ગયા. આશુબાબુ બોલ્યા: "કમલ ! તમે કંઈ મનમાં લાવશો નહિ મા ! ફક્ત તમને આવી રીતે અપમાનવા સિવાય તેમના હાથમાં બીજું કાંઈ નથી ! હું પણ એમની જ ન્યાતિનો છું. અને તેમના હૃદયને સારી રીતે જાણું છું."

આશુબાબુએ આજે પહેલીજ વાર અક્ષયના દેખાતાં કમલને

"મા" કહીને સંબોધી તેઓ બોલ્યા: 'માલિની અને વેલા ભાગ્યશાળી છે, તેઓ હાઇ સર્કલના મનુષ્યો છે. તેમનું રહેવું કરવું બધું વિલાયતી ઢબનું–અપ-ટુ-ડેટ છે. તેઓ તમારા પ્રત્યે ઉપેક્ષાથી વર્તે, તમારે ક્રોધ ન જ કરવો જોઈએ."

"હું ખોટું નથી લગાડતી," કમલે કહ્યું, તે ઉઠી, આશુબાબુ બોલ્યા: "પણ બેસોને ઉતાવળા શા માટે થાઓ છો? હું તમને ઘેરે પહોંચાડી દઈશ."

એટલામાં અજિત આવ્યો. હરેન્દ્ર બોલ્યો: "આવો! આજે તો અમારા બ્રહ્મચર્યાશ્રમનું ભાગ્ય ખુલી ગયું! ભલે આવ્યા!"

અજિત બોલ્યા: "અમે કાલે સવારે આગ્રા છોડી જવાના છીએ, તેથી જ આવ્યો છું."

"કાલે સવારે જવાના છો?"

એટલામાં નીલિમા આવીને ઓરડામાં દાખલ થઈ. નીલિમા બોલી "ચાલો બહેન કમલ! તમે ને અજિત અમારા બધાના ખૂબ પરિચયમાં આવ્યા હતા. આજે છૂટા પડીએ છીએ. હવે કોણ જાણે ક્યારે મળીશું! તમે બે જણાએ લગ્ન કર્યાં હોત, તો પણ સારું થાત! અમે જોત તો ખરાંને?"

અજિત બોલ્યો: "કમલ તેમ કરવું ચહાતી નથી. મેં તેને મારી સાથે લગ્ન કરવા માટે ખૂબ ખૂબ સમજાવી છે, પણ તે એકની બે થતી નથી. મેં તેને મારી સઘળી સમ્પતિ લખી આપવાનું કહ્યું છે, તે છતાં તે માનતી નથી. આજે હું બધાના સમક્ષ કહું છું, કે જો કમલ મારી સાથે પરણે, તો હું મારી સઘળી સમ્પતિ તેને લખી આપવા તૈયાર છું. એટલા જ માટે કે મેં તેની સાથે દગો કર્યો છે, એ આક્ષેપમાંથી મારી મુક્તિ થઇ શકે!"

નીલિમા આ સાંભળીને અવાક બની ગઈ. તેઓ બધા જાણતા

હતા કે અજિતની પ્રકૃતિ લજ્જાળુ છે. તેણે બધાની સામે કમલને આજીજી કરેલી જોઇને, સઘળાને ભારે આશ્ચર્ય થયું. હવે કમલને માટે પોતે પોતાની સઘળી સમ્પત્તિ આપી દેવા ચાહતો હતો, અને પોતાના તરીકે હાથ મૂકી શકાય એવું, એક તણખલું પણ પોતાની પાસે રાખવા ચહાતો ન હતો.

કમલ બોલી: "પણ તમને સમાજનો આટલો બધો ભય કેમ લાગે છે?"

"ભય આજનો નથી પણ..."

"પણ એ દિવસો ભવિષ્યમાં આવશે. મેં તમને આગળ પણ કહ્યું છે ને, કે માણસે કોઇ પણ વાત કાયમની બનાવવાનો આગ્રહ ન રાખવો જોઇએ. એવો આગ્રહ રાખવો, એ તો તે વસ્તુનો નાશ કરવા જેવું છે."

અજિત બોલ્યો: "તમે બોલ્યા હતા એ મને યાદ છે. તમે લગ્ન કરીને એ બંધન હંમેશ માટે સ્વીકારવાની જવાબદારી લેવા ચાહતા નથી અને લગ્ન સારૂં કે સ્નેહ જીવન સારૂં એ શેષપ્રશ્નને શેષપ્રશ્ન રૂપે જ રહેવા દેવા માંગો છો, પણ હું એ રીતે બંધાવા માંગુ છું. તમને હું, કાંઈ બળાત્કારે થોડો જ બાંધી શકવાનો હતો? તમને કોઈ શકિત અટકાવી શકે, એમ તો છે જ નહિ."

"મને અટકાવી રાખે, એવી શકિત તો કોઇ છે જ નહિ. પણ માત્ર તમારી દુર્બળતા મને અટકાવી રાખે એમ છે તમે માણસને કાયમને માટે સંસારભાર નીચે દબાવી રાખવા માંગો છો, એને હું નિષ્ઠુરતા માનું છું. લગ્નથી તમે માણસનુ જીંદગી સુધીનુ સ્વાતંત્ર્ય ખુંચવી લો છો એને હું અન્યાય કહું છું." તે આશુબાબુને બતાવીને બોલી: 'જુઓ ને, સાચો પ્રેમ તો હૃદયને સ્વતંત્ર રહેવા દેવામાં જ છે. પ્રભુ મારૂં કહ્યું માનવાનો નથી, નહિ તો એમના બધા સંકટો ટાળવાને અને એમના મનને આનંદ આપવા, હું મરવા પણ તૈયાર છું"

"જરૂર! જરૂર! તમારું આત્મસમર્પણ ઇશ્વરની પાસે પહોંચી જશે અને જગત ભલે ન આંકે. પણ તે તમારી કિંમત જરૂર આંકશે. અને તમે સુખી થશો. યાદ રાખજો આડોશાનો આશીર્વાદ નકામો નહિ જશે મા!" આશુબાબુ બોલ્યા.

હરેન બોલ્યો : 'ચાલો, તમે જમી લો અજિત !!"

આશુબાબુ બોલ્યા : "એ હવે કમલની ફરજ છે. અજિતને સંભાળવાનો ભાર કમલને સોંપીને હું હવે મારી ફરજમાંથી મુકત બની ગયો છું.

અજિત બોલ્યો : "પણ હું ભૂખ્યો નથી."

ઘણું મોડું થયું હતું, પણ અહીંથી ઉઠીને ચાલ્યા જવાની કોઈની ઇચ્છા થતી ન હતી. આશુબાબુથી તેમની તબિયતને લીધે હવે વધુવાર બેસી શકાય એમ ન હતું. હરેન્દ્ર બોલ્યો : 'કમલ! આટલા દિવસના પરિચય પછી આજે તમારાથી છૂટા પડતા ખરેખર દુઃખ થાય છે."

કમલ બોલી : "ખરૂં છે હરેનબાબુ!"

હરેન્દ્ર આગળ કાંઇ બોલી ન શક્યો. તેનું હૈયું ભરાઇ આવ્યું પણ હરેને જોયુ કે કમલ ઉપર એવી કશી પણ અસર થવા પામી ન હતી. તે જેમની તેમ અચળ હતી. બારણાની પાછળ ઉભા રહીને નીલિમા બોલી : "કમલ બ્હેન! અમને યાદ રાખજો. ભૂલી જશો ના." તે પણ હૃદય ભરાઇ જવાથી વધુ બોલી શકી નહિ.

કમલે ફરી બધાને નમસ્કાર કર્યા. તે બોલી, "ચાલો નીલિમા દીદી! હું જાઉ છું. પણ જતાં પહેલાં તમારી આગળ એક વાત મૂકી જાઉ છું, કે જીવન કલ્યાણ થાય એવી કોઇ પણ વાતને, માત્ર આદર્શના ભક્ત બનીને, લાત મારશો નહિ."

નીલિમા બોલી : "તેમજ થશે કમલ"

આશુબાબુ ઉઠયા. કમલે હિંદુ રીત પ્રમાણે તેમને પગે પડીને, લાંબા થઇને, દંડવત પ્રણામ કર્યા. આશુબાબુએ કમલના માથે હાથ મૂકીને આશીર્વાદ આપતા કહ્યું, "તમારી પાસે હું એક નવી વાત શીખ્યો છું કમલ, કે અનુકરણથી મુક્તિ નથી, જ્ઞાનથી મુક્ત છે. અજિતની સેવા અને રક્ષાનો ભાર હવે તમારે માથે છે, તે તમારી ફરજ બજાવજો અને સુખી થજો !"

કમલ આ સૂચનનો ભાવ શું છે, તે સમજી ગઈ.

આશુબાબુ ફરી બોલ્યા : "તમારા જીવને મારા મનમાં એક નવો વિચાર સૂઝાડયો છે. પ્રેમનો ઇતિહાસ એજ મનુષ્યની સભ્યતાનો સાચો ઇતિહાસ છે. એજ મનુષ્યનુ જીવન છે, અને એજ તેનો સંસાર છે. તમારા જવાથી મને ખરેખર ભારે દુઃખ થાય છે. પણ એક વાત યાદ રાખજો કમલ, કે આદર્શ એ ફકત થોડા જ માણસો પાળી શકે છે અને તેનું મૂલ્ય પણ થોડા જ સમજી શકે છે, આખો સમાજ આદર્શને પાળી શકતો નથી. બધાને જ આદર્શ પાળતા બનાવવા ઇચ્છા કરવી, એ ગાંડાપણ છે."

કમલ બોલી : "આદર્શના કલહો ખોટા છે, પણ તે કલહમાંથી ઘણા મોટા નવા આદર્શોની પ્રાપ્તિ તો થાય છે. જે દિવસે આપણે આપણા જુના ધર્મ વિચારોમાંથી મુકત થશું, તેજ દિવસે એ ધર્મના મૃતદેહમાંથી જ આપણને નવા મહાન આદર્શો મળવા પામશે, એમ કરીને જ આપણે આત્મવિસર્જન કરી શકીએ છીએ."

આશુબાબુ બોલ્યા : "તમે કહો છો, કે હું એકનિષ્ટ પતિ પ્રેમ પાળી રહ્યો છું, એ મારી નિર્બળતા છે; પણ કોણ જાણે એ નિર્બળતા હજી મને છોડી શકતી નથી. મણિની માતાનુ બંધન આજે ય મને યાદ આવે છે. એ નિર્બળતા હોય પણ એવી અનેક નિર્બળતાઓને માણસ આત્મવિસર્જન કરે છે."

એટલામાં એક તાર આવ્યો : તાર નીચે પ્રમાણે હતો : "મથુરા ખાતે એક વૈષ્ણવ મંદિરને આગ લાગતાં, મંદિરમાની પ્રતિમાઓને બચાવી લેવા જતાં, રાજનબાબુ દાઝીને મરણ પામ્યો છે."

બસ! આ સમાચારથી જાણે ત્યાં વજ્રાઘાત થઇ રહ્યો. હરેન્દ્ર શોકથી વ્યાકૂળ બની ગયો અને બધાના હૈયા દીલગીરીથી ફાટી ગયા. કમલનું અંતર પણ શોકથી ઘેરાઇ ગયું આશુબાબુ બોલ્યા : "ધન્ય છે રાજન! સાચી મુકિત તેં મેળવી છે, જે ભારતના કલ્યાણ માટે તે મથતો હતો, એજ ભારતના સર્વસ્વ–ભગવાને, પોતાના ચરણ આગળ રાજનને સ્થાન આપ્યું છે!"

હરેન્દ્ર એકદમ રડી ઉઠયો!

કમલ બોલી : "રડો નહિ હરેનબાબુ! શોક શુ કરો છો? રાજન-બાબુ વૈકુંઠે ગયા. એમાં દીલગીરી શાની એમને માટે હવે શોક કરવો એ તો અજ્ઞાન છે!"



કમલના શબ્દો બધાના હૈયામાં તીરની માફક પેસી ગયા. આશુબાબુ ચાલ્યા ગયા.

નીરવ શાંત આકાશ નીચે ઉભી રહેલી મોટરમાં અજિતને સાથે લઇને, કમલ બેસી ગઇ. તેણે કહ્યું. ચલો રામદીન! ગાડી ચલાવો!"




પ્રકાશક : શ્રી હરિહર પુસ્તકાલય વતી જયંતિલાલ વિઠ્ઠલદાસ મહેતા, ટાવરરોડ, સુરત.
મુદ્રક : મોહનલાલ મગનલાલ બદામી, જૈનાનંદ પ્રીં. પ્રેસ, દરિયામહેલ, સુરત